[ નવસૌરાષ્ટ્ર ભેટ પુસ્તક ત્રીજુ ]

# બળવાખોર પિતાની તસવીર

[ આયરીશ શહીદ જેમ્સ કૉનોલીની જીવનકથા તેમના પુત્રી નોરા લિખિત Portrait of a Rebel Father ઉપરથી ]

સંપાદક : કકલભાઈ કોઠારી




નવસૌરાષ્ટ્ર કાર્યાલય : : અમદાવાદ

## સંપાદક
## તરફથી

૧૯૩૯ના આરંભમાં શ્રી. ઇન્દુલાલ યાજ્ઞિક રાયપુરમાં મારા મહેમાન હતા. એ વખતે એક છપાતી કીતાબનાં પ્રુફ્સ તેમની સાથે હતાં.

આયરીશ શહીદ જેમ્સ કોનોલીની પુત્રી નોરાએ તેના પિતાની જીવનકથા લખી હતી; એનું નામ હતું 'બળવાખોર પિતાની તસ્વીર' (Portrait of a Rebel Father) એ જીવનકથાને અમેરિકામાં વર્ષભરની સર્વોત્તમ કૃતિ તરીકે પારિતોષિક મળ્યું હતું. એથી એ કિતાબનાં પાનાં જેમ જેમ છપાતાં જતાં હતાં તેમ તેમ શ્રીમતી નોરા શ્રી. ઇન્દુભાઇને ડબ્લીનથી મોકલ્યે જતી હતી.

૧૯૩૬ પછી ત્રણ વર્ષ ગયાં આજે ૧૯૩૯ના જાન્યુઆરીની ૨૬મી તારીખ છે, આજે હિન્દની સ્વાતંત્ર્યની પ્રતિજ્ઞાનો દિન છે. આજે, આ શુભ દિવસે, એ કીતાબ ગુજરાતીમાં પ્રકાશિત કરવાનો મારો મનોરથ પાર પડે છે

'નવસૌરાષ્ટ્ર' કાર્યાલય દ્વારા 'નવસૌરાષ્ટ્ર'ના વાચનારાઓ સમક્ષ, અને સાથે સાથે ગુજરાતી આલમ સમક્ષ, હુ અને મારા સહકર્મચારી શ્રી હરગોવિંદ પંડયા ઝવેરોત સમી આ કીતાબ ધરી શકીએ છીએ એ બદલ અમને ખૂબ હર્ષ થાય છે

*

આયર્લૅન્ડ નામ ન્દમા બહુ બહુ પરિચિત છે આયર્લૅન્ડની પરાધીનતાની બેડીઓ કાપવા ઝુઝનારા વીર આયરીશ પુત્રોના નામો પણ આપણે ત્યા જાણીતા છે.

૧૯૨૦થી આયર્લૅન્ડે અને તેનો સમરવીરોએ મારા ઉપર પણ અજબ પ્રભાવ નાખ્યો છે. એમનું હુ સદા મનથી પૂજન કરતો રહ્યો છુ અને 'સૌરાષ્ટ્ર'ની કૅટારીમા તો એમની પ્રશસ્તિઓ અસખ્ય વાર લખી છે

*

હિન્દી જુવાનોએ આઝાદીની લડતના રાહ શોધતા શોધતાં આયર્લૅન્ડ પાસેથી અનેક, નવી દિશાઓ મેળવી છે. આયર્લૅન્ડ અને હિન્દની રાજકીય અધિકારોની લડતની તવારીખનો મુકાબલો કરીએ, તો જે જે પગલાં આયર્લૅન્ડે લીધાં છે, તેજ પગલાં હિન્દે લીધાં છે. આમ બન્ને દેશોની રાજકીય સ્થિતિમાં અને રાજકીય લડતોમાં ઘણું સામ્ય છે

આયર્લૅન્ડની લડતોના યોજનારા પુરુષોમા જેમ્સ કોનોલીનુ નામ

પ્રથમ હરોળમા છે. -અતિશયોક્તિનો દોષ વિના કહી શકાય કે એણે નવા આયર્લૅન્ડનું ઘડતર કર્યું.

જેમ્સ કોનોલીનું જીવન એટલે આયર્લૅન્ડની મુક્તિનો અવિરત સંગ્રામ. અદ્‌ભુત એ જીવન હતું.

અને એનું મૃત્યુ તો એ એથી વિશેષ અદ્‌ભુત હતુ. એ મૃત્યુ એ આયર્લૅન્ડ માટે વિશેષ ઉગ્ર મુક્તિ-સંગ્રામ પ્રગટાવનાર બની ગયું.

*

એ મૃત્યુનું બયાન આ પુસ્તકમાં છે. કોનોલી જે શ્રદ્ધાપૂર્વક, જે શાન્તિપૂર્વક મૃત્યુને ભેટયા, તેવી રીતે જગત-ઇતિહાસમાં બહુ થોડા નરોએ મૃત્યુને અપનાવ્યું છે.

દેહાંતની સજાનો અમલ કરવા બ્રીટીશ ગોળીએ મુકરર સમયે તેમને વીંધ્યા ત્યારે પણ એ વીરાત્મા બ્રીટીશોને આયર્લૅન્ડનો પડકાર જ સુણાવતો હતો. તેનું છેલ્લું નિવેદન, જે તેણે તેની પુત્રી નોરાની સગે છેલ્લી પળે જેલ બહાર મોકલી આપ્યું, તે એની પ્રતીતિ આપે છે.

જેમ્સ કોનોલીના મૃત્યુ ઉપર લગભગ બે દશકા વહી ગયા. છતાં આજે યે આયર્લૅન્ડમાં એનું નામ એવું ને એવું તાજું-બ-તાજું અને પૂજનીય રહ્યુ છે.

આયર્લૅન્ડ છે તો સાવ નાનું. હિન્દ, આયર્લૅન્ડ અને બ્રીટનનો મુકાબલો કરીએ તો હિન્દની જનસંખ્યા બ્રીટન કરતાં આઠ ગણી છે, ત્યારે આયર્લૅન્ડની બ્રીટન કરતાં માંડ આઠમા ભાગની છે.

પરંતુ આયર્લૅન્ડ અને હિન્દની આપદા સમાન છે. જેને ખુલની જોડીએ બન્ને દેશોને સરખા પ્રમાણમાં જ ચગદ્યા છે.

*

હિન્દની જેમ, આયર્લૅન્ડમાં પણ જ્યારથી બ્રિટિશ સામ્રાજ્ય એ આર્થિક સામ્રાજ્ય બન્યું, ત્યારથી આયરીશ પુત્રોને મરણીયો જંગ લડી લીધા વિના, ઇસ પાર કે ઉસ પારનો ફેંસલો કર્યા સિવાય, આરો નથી એવી પાકી ખાતરી થઈ ગઈ.

રાજા હેન્રી સાતમાના શાસનકાળ સુધી આયર્લૅન્ડ ઉપર બ્રીટન માત્ર રાજકીય સત્તા ભોગવતું. એને ત્યારે આયર્લૅન્ડનું દ્રવ્ય શોષી જવાની ભૂખ લાગી ન્હોતી, પણ રાજા હેન્રી સાતમાના સમયથી આયર્લૅન્ડ માટેના કાયદા બ્રીટીશ પાર્લામેન્ટે કરવા માંડ્યા અને ત્યારથી આર્થિક ચૂસણના મહાપ્રપંચનો પ્રારંભ થયો.

હિન્દમાં, જરા ઉલટી રીતે, પણ એમ જ બન્યું છે. ૧૮૧૮ પછી બ્રિટિશોએ હિન્દનું આર્થિક શોષણ કરવા તેમની રાજકીય સત્તા જમાવવા માંડી હતી, અને તેની સામે હિન્દીઓએ '૧૮૫૭નો બળવો' કર્યો હતો.

*

હિન્દમાં જેમ રાજાઓએ અને ઉમરાવોએ તેમનાં સૈન્યોની સહાયથી બ્રિટિશ જમાવટ સામે પડકાર ફેંક્યો તેમજ આયર્લૅન્ડમાં થયું. હિન્દની જેમ જ, એજ વર્ષોમાં, આયર્લૅન્ડમાં એ પ્રવૃત્તિ ચાલતી હતી.

પરંતુ બ્રિટિશ મુસદ્દીગીરી હિન્દમાં અને આયર્લૅન્ડમાં એ 'સ્થાપિત હિતોના સ્વામીઓને' વશ કરી લેવામાં સફળ નીવડી. હિન્દમાં રાજાઓએ અને આયર્લૅન્ડમાં ઉમરાવોએ વિચાર્યું કે: 'બ્રીટનની છાયા નીચે રહેવામાં જ આપણું હિત છે. એની સાથે લડીશું તો આપણે સાફ થઈ જઈશું.'

રાજાઓ અને ઉમરાવોની આત્મરક્ષણની વૃત્તિએ બ્રીટનનો માર્ગ સાફ કરી આપ્યો.

પણ જેમને સ્થાપિત હિત ન્હોતાં, જેમને કિલ્લા ન્હોતા, દૌલત ન્હોતી, વાડીવજીફા ન્હોતા, જેઓને બ્રીટનના આગમન પછી રોજની રોટીની ચિન્તા થતી હતી, તેઓ, એ શોષિત જનતા, બ્રીટનના અકુાને કેમ સાંખી લ્યે ?

એવી એ જનતાના પ્રતિનિધિ તરીકે આયર્લૅન્ડમાં જેમ્સ કૉનોલી અને જીમ લાગ્રીન જેવા વીરો જન્મ પામ્યા.

એમણે જીવનથી અને સફળ રાજકીય કાર્યક્રમોથી બતાવ્યું કે મુલકની સાચી મુક્તિ હાંસલ કરવાની શક્તિ જનતામાંજ, માનવ-વિરાટમાં જ છે.

એમણે જગતના રાજકીય સંગ્રામ-સેનાનીઓને મંત્ર આપ્યો કે પરાધીન મુલકમાં રાષ્ટ્રવાદ અને સમાજવાદ એ પરસ્પર વિરોધી બળો નહિ, પરંતુ પરસ્પર સહાયક બળો છે.



જગતમાં સૌથી પ્રથમ જેમ્મ કૉનોલીએ આ સિદ્ધાન્ત સ્થાપ્યો અને જીવનમાં ઉતાર્યો. આજે, એના મૃત્યુ પછી વીશ વર્ષે, વિધ વિધ રાષ્ટ્રોમાં આ વિચાર-ધારાનો સ્વીકાર થઇ રહ્યો છે. ૧૯૩૫માં કૉમ્યુનીસ્ટ ઈન્ટરનેશનલે પણ આ વિચારસરણીનો સ્વીકાર કર્યો છે.

એટલે કે જગતનાં ઉદ્દામમાં ઉદ્દામ લેખાતાં બળોને પણ આ માર્ગનું શાણપણ સમજાયું છે.

એકલા રાષ્ટ્રવાદીઓ આજે માનવજાતનું કલ્યાણ સાધી શકે તેમ નથી. એકલા સમાજવાદીઓ સામ્રાજ્યવાદની લોખંડી સાંકળો તોડી શકે તેમ નથી. રાષ્ટ્રવાદ અને સમાજવાદનું સંમિશ્રણ, જનતાના હક્કોની સ્થાપનાની અચૂક નેમ સાથેનો રાજકીય સંગ્રામ: એ જ આજે આપણો રાહ હોવો જોઇએ.

બળવાખોર પિતાની તસવીરોનો આ સન્દેશ છે. ગુજરાતમાં આ સન્દેશ આજે સમયોચિત લેખાશે, અને તે હિન્દની મુક્તિ-લડતને વધારે ખમીરવંતી બનાવવામાં યોગ્ય ફાળો પૂરશે, એવી મને શ્રદ્ધા છે.



આ પુસ્તક આપી શકાયું છે તે બદલ સૌથી પ્રથમ અને સૌથી વિશેષ આભાર શ્રી. ઇન્દુલાલ યાજ્ઞિકનો માનવાનો રહે છે.

એ પછી પુસ્તક તૈયાર કરવામાં કીમ્મતી ફાળો અમારા ખુશ-મિજાજ મિત્ર શ્રી. જયન્તી દલાલનો છે. સાચી લેખક–સંપાદક તરીકે તેમનું નામ પુસ્તક ઉપર આવે એવી મારી ઇચ્છા હતી. પરંતુ શ્રી. દલાલ મારી એ વિનતિનો અસ્વીકાર કરવામાં દૃઢ રહ્યા છે.

શ્રી. ધનવંત ઓઝાએ આયરીશ તવારીખમાંથી જોઇતી સામગ્રી વીણી આપી છે. તે માટે તેમનો પણ આભાર માનું છુ.

ગુરૂવાર
૨૧ જાન્યુઆરી
૧૯૩૮

કકલભાઇ કોઠારી

ઓ પુત્ર, ગોખી રાખજે કે
    તારો પિતા એક કંગાલ આદમી છે:

અને સદા સ્મરજે કે
    અમીર બાળકો રંગબેરંગી કપડાંમાં રૂમઝુમ
    રમતાં હતાં, ત્યારે, એના જેવડા જ તુજ બાળ
    પિતાએ કારમી મજુરી આદરી હતી.

✿

પુત્ર, અમ સરખાને ગરીબીમાં સેડવી, અમ પીઠ
    ઉપર ચડી, ઉન્નત-શ્રીમંત બનનારાને કદી ન
    ભૂલજે; તુંજ હૃદયમાં આ મંત્ર સંઘરી રાખજે.

કેમ વીસરું ?—અમારી આંખે હાસ્ય પાથરતી હરિયાળી
    ભૂમિને અમ માટે કેદખાનું બનાવી મૂકનારા
    એ ધન અને ધરતીના સ્વામીઓને કેમ વીસરું ?

........પણ વિરાટ ઈન્સાફનો અવાજ મુલકમાં ઘુમી
    રહ્યો છે. અમે નહિ જંપીએ—મુલકની તસુ તસુ
    જમીનને અને માનવી માત્રને મુક્ત કર્યા વિના
    અમે નહિ જંપીએ, નહિ જંપીએ !

[ હૉનોલીના એક કાવ્યમાંથી ]

વીરલાએ જાન-માલ ફના કર્યાં હતાં. છતાં અંતે ૧૯૨૦-૨૧માં અંગ્રેજ સરકાર સાથે મંધિના કોલકરાર થયા, ત્યારે દેશના રાષ્ટ્રવીરો દ' વેલેરા ને માઇકલ કોલીન્સના (જેની આગેવાની પછી કોસગ્રેવે લીધી) એ બે પક્ષમાં વહેંચાઈ ગયા. તરતજ અંગ્રેજ ઉસ્તાદોએ કોલીન્સને સાથ આપીને દ'વેલેરાની સેનાની સાથે મોરચા માંડયા. અને ગઇ કાલે જ ખભેખભો મીલાવીને લડનારા બીરાદરોની વચ્ચે ભયંકર યાદવાસ્થલી શરૂ થઈ. આવી ખુનરેજી ત્રણેક વરસ ચાલ્યા પછી દ'વેલેરાએ લડાઇની તલવાર મ્યાન કરી અને ફીઆના-ફેલનો રાજકીય પક્ષ સ્થાપ્યો, ત્યારથી આયર્લૅન્ડમાં હાલની શાંતિના યુગનાં મંડાણ થયાં.

આથી ૧૯૧૮-૨૦ની અને ૧૯૨૨-૨૪ની લડતોના અગ્રેસરો અને વીરલાઓ વિષે આયર્લૅન્ડમાં આજે તીવ્ર મતભેદ ચાલુ છે-જો કે વધુમતિ તો દ'વેલેરાને જ પૂજે છે. તેથી જેમ ૧૭૯૮ની લડતના અગ્રેસર વુલ્ફ ટોનને, ને ૧૮૦૩ના બંડના વિધાયક રોબર્ટ એમેટને તેમ ૧૯૧૬ના ઇસ્ટરના બંડના અગ્રણીઓને જ સર્વે પક્ષ ને વર્ગના આદરીશ આજે પૂજે છે. અને પીઅર્સ અને કોનોલીનાં નામ ૧૯૩૨માં તેમ આજે પણ સમગ્ર પ્રજાના હૃદયમાં નિષ્કંટક સામ્રાજ્ય ભોગવે છે.

છતાં ૧૯૩૨-૩૩માં હું ડબ્લીનમાં જુદા જુદા પક્ષ ને સંસ્થાઓ અને તેના કાર્યકર્તાઓના સંબંધમાં આવતો ગયો તેમ મને રાષ્ટ્રવાદ અને સમાજવાદનાં પંથીઓના થોડાઘણા ભેદ પરખાતા ગયા.

શીન ફેનના અંતિમ રાષ્ટ્રવાદી મંડળો ને સભાઓમાં જયાં જાઉં ત્યાં અંગ્રેજ સામ્રાજ્યની સાથે ખુનખાર જેહાદના અને ટોન, એમેટ, મેન્ચેસ્ટરનાં શહીદો (૧૮૬૭) પીઅર્સ વગેરે રાષ્ટ્રવાદી યોધ્ધાઓની જ પૂજાનાં સૂર સંભળાતા. ત્યાં કોનોલીનું નામ ભૂલેચૂકે સંભળાય

તો તે ૧૯૧૬ના શહીદ તરીકે જ. તેના સમાજવાદનું નામ જ દેવાતુ નહિ.

બીજી પામ તમે કામદાર મંડળોમાં, ને મજુર પક્ષની સભાઓમાં જાઓ તો તેમના પિતા ને ગુરૂ કોનોલીના ગુણ અને સંદેશના સુર સંભળાય. જેમ કામદારો વધારે ગરીબ તેમ તેઓ કોનોલીના વધારે ભક્ત જણાય ને તમે જહાલ સામ્યવાદી વર્ગોમાં કે પક્ષમાં, ફરો તો ત્યાં તો કોનોલીના સિધ્ધાતો અને સુત્રોની જ ઝડી જામે, સામ્યવાદી (communist), પક્ષના મુખ્ય ધામને કોનોલી હાઉસ (ભવન) કહેવામાં આવતું.

આઈરીશ રીપબ્લીકન આર્મી–આયર્લેન્ડની આઝાદ સેના એ કાયદાની દૃષ્ટિએ ગુપ્ત મંડળ ગણાય છે. છતાં સરકાર, પોલીસ–ટુંકામાં બધ ય–તેના અગ્રેસરો અને અનુયાયીઓનાં નામઠામ બરાબર જાણે છે. તેજ સેના માઇકલ કોલીન્સની સરદારી નીચે ૧૯૧૮–૨૦માં ને દ'વેલેરાની આગેવાની નીચે ૧૯૨૨–૨૪માં નવી આઈરીશ સરકારની સામે લડેલી. દ'વેલેરા રાજકીય પક્ષના શીળા પથે પડ્યા ત્યારથી આ સેના તેને ખોરંભે મૂકીને ઇંગ્લંડની સામે આખરી લડત લેવાની ચીર હાક વગાડે છે. તે સારૂ પોતાનાં પત્રો અને પુસ્તકો પણ પ્રકટ કરે છે. તે સશસ્ત્ર જહાલ પક્ષ તરીકે નામચીન છે. તે હાલના બધારણને કે ધારાસભાને સ્વીકારતો નથી કે તેમાં કોઈ પ્રતિનિધિને મોકલતો નથી. છતાં ચુંટણીમાં કોસગ્રેવને મુકાબલે દ'વેલેરાને વધારે સામ્રાજ્ય–વિરોધી ગણીને તેને મત આપે છે ને અપાવે છે.

સભ્દાર તરીકે નામચીન થયો છે ને તે વખતે આ પક્ષના પત્રનો તંત્રી હતો, તેથી તે પત્ર પર કૉનોલીના મુદ્રાલેખ ચમકતા હતા.

મને થોડી જ વારમાં ખબર પડી કે આ મંડળના ભીતરમાં બે વિચાર-પ્રવાહો વચ્ચે તુમુલ યુદ્ધ ચાલે છે. વખત વીતતો ગયો તેમ અંગ્રેજ સરકારની અને પછીથી ડીમગ્રેવની સરકારની સામે સાથે બંદુક ઉપાડનાર અને જેલમાં અનેક યાતનાઓ સાથે સહેનાર ભાઇભાઈઓ વચ્ચે મતભેદ જામતા ગયા. અને ૧૯૩૩ની આખરે હું લંડન ગયો ત્યારે મેં જાણ્યું કે રાયન-ઑડૉનલ વગેરે સમાજવાદીઓએ આ આઝાદ પક્ષને છોડીને સ્વતંત્ર પક્ષ સ્થાપ્યો છે.

આ નવા પક્ષના પ્રણેતાઓમા આ પુસ્તકના લેખક નોરા કૉનોલી ઑ'બ્રાયન પણ હતા.

# [ ૨ ]

સ્વ. વિઠ્ઠલભાઈ સન ૧૯૩૨માં લંડનમા બેસીને અમેરીકા જવાની તૈયારી કરતા હતા, ત્યારે ભાઈ સકલાતવાલાના ખાસ આગ્રહને વશ થઇને ડબ્લીન ગયા. તેમનું ખાસ કામ તો દ'વેલેરાને મળીને અમેરીકામા આયરીશ આગેવાનોનો સાથ મેળવવાનું હતું. તે કામ તો સહેલાઇથી પાર પડયુ.

પણ સાથે સાથે વિઠ્ઠલભાઈની નજર આયર્લેન્ડમા હિન્દી રાજકીય પ્રચાર કરવાની હતી. તે માટે પણ જોઇતાં માણસો તેમને સહેલાઈથી મળ્યા મીસીસ વુડઝ નામની એક બાઇએ ગાંધીજીને ૧૯૩૧મા ડબ્લીન આવવાનો ખાસ આગ્રહ કરેલો તેઓ વિઠ્ઠલભાઈને મળ્યા. તેમ મેડમ મેકબ્રાઇડ, મેડમ ડેસ્પાર્ડ, નોરા કૉનોલી ઑબ્રાયન, ફ્રેંક રાયન, પાદર ઑ'ડૉનલ પણ મળ્યાં અને તે બધાંએ

હિન્દી-આઇરીશ સ્વાતંત્ર્ય સંઘમાં સાથ આપવાનું કબૂલ કર્યું. વિઠ્ઠલભાઇએ ડબ્લીનના કૉલેજ ગ્રીનમાં ભાષણ આપ્યું ત્યારે આમાંનાં ઘણાંએ હિન્દની આઝાદી માટે પડકાર કર્યો, અને તે લડતમાં બનતી મદદ આપવાની જાહેર ખાત્રી આપી.

પછી તરતજ આ સંઘનું કામ રીતસર ચલાવવાને વિઠ્ઠલભાઇએ મને ડબ્લીન મોકલ્યો ત્યારે કુદરતી રીતે આ બધાં સ્ત્રીપુરૂષોના સમાગમમાં હું આવ્યો. નવા સંઘની પહેલી સભાઓ રીપબ્લીકન -આઝાદ મંડળની ઓફીસમાં મળી અને ત્યાં આયર્લેંડમાં સર્વે વર્ગોમાં જામેલી બ્રીટીશ-વિરોધી વલણની ઉંડી છાપ મારા દિલમાં પડી.

છતાં અહીં પણ મત ને વલણના ઝીણા ભેદ તરત જ તરી આવવા લાગ્યા. મીસીસ વુડઝ દ'વેલેરાના એક ગાઢ મિત્ર ને પક્ષકારની વિધવા હતી. ત્યારે મેડમ મેક્બ્રાઇડ ૧૮૯૮ના બોઅર વિગ્રહમાં અંગ્રેજ સેનાની સામે લડતાં શહીદ થયેલા કેપ્ટન મેક્બ્રાઇડની વિધવા હતી અને વયોવૃધ્ધ હોવા છતાં, એ છ ફુટ ઉંચી બાઇ કટ્ટર બ્રીટીશ-વિરોધી વલણ ધરાવતી અને ઘણીજ પ્રભાવશાલી ઝનુની પ્રચારક હતી. બીજી પાસ, પાદર ઓ'ડોનેલ ને ફ્રેંક રાયનની સાથે નોરા કોનોલી ઓ'બ્રાયન શુધ્ધ સમાજવાદી વલણનાં હતાં; અને કિસાન કામદારની દષ્ટિથી દ'વેલેરાની તેમજ ગાંધીજીની ટીકા કરતાં અને સાંખતાં.

આવી સ્થિતિમાં મારું કામ સહેલું તો ન જ હોય. તેમાં વળી સંયુક્ત પ્રાંતના કારાકંકરના રાજા ડબ્લીન આવેલા તેમણે મને સામ્યવાદી તરીકે કેટલાકની આગળ વખોડેલો એટલે મારી મુશ્કેલીમાં વધારો થયો. છતાં શરૂઆતમાં તો બધાયે ઘણાજ સ્નેહ ને સદ્ભાવથી મારી સાથે વર્તવા માંડ્યું.

થોડા વખતમા હિન્દી–આઇરીશ સઘ તરફથી એક અઠવાડિક પત્રિકા સાઇક્લોસ્ટાઇલ પર છાપીને પ્રકટ કરવાનું નક્કી થયું તેમાં મોટે ભાગે તો હિન્દના છાપા મારફત ને ખાસ વાર લડનના તાર મારફત મળતી ખબરો જ રજુ કરવાની હતી પણ થોડી પત્રિકાઓ મે તૈયાર કરી તેવામા તો અમારા મડળમા કઇક કઇક ટીકાઓ થવા લાગી પરિણામે મારી સાથે આ પત્રિકાના સહતત્રી તરીકે નાગ કોનોલી ઓ'બ્રાયનની નીમણૂક થઈ, તેથી આ પુસ્તકના લેખકના નિકટ પરિચયમા આવવાનુ બની શક્યુ

આ બાઇ મધ્યમ વયની આસરે ૩૫ વરસની હતી પણ તેના મીઠા મુખડા પર ઉત્સાહ ને સ્મિત હમેશ તરવરતા તેથી તે પ્રમાણમા જુવાન લાગતી તેના પિતાના ગાઢ સસ્કારને લીધે તેમજ આયર્લૅન્ડની અનેકરગી લડતોના પ્રત્યક્ષ અનુભવને લીધે તે મારા વિચાર અને વલણને સપાટાબધ સમજી જતી, તેથી જોતજોતામા એક બ્હેનની માફક મારી સાથે હળી ગઇ, તેમ તેની સાથે સહકાર કરતા મને ગમ્મત સાથે જ્ઞાન મળવા માડ્યુ

દર શુક્રવારે સવારે ૨૦ સિગારેટનુ એક મોટુ બાકસ લઈને તે બે દાદરા ચ્હડી આગ ગરીબડા ખડમા ઝળકી ઉઠે વિલાયતના પોશાક સંગ મારા વેશ ને દેદારનુ ઠેકાણુ ન હોય છતાં હસતે ચ્હેરે હાથ મીલાવીને સગડી આગળ એક ખુરશીમા તે બેસે અને મે તૈયાર કરેલી છાપાંની કાપલીઓ બીડી ફુંકતે ફુકતે વાચવા માડે 'ઘણુ ખરૂ તો મે જે પસદ કર્યું હોય એને મજુર કરે પછી રીતસર પત્રિકાના રૂપમા લખાણુ ટાઇપ થતુ જાય તેને ધ્યાનથી વાચે–ભાષા કે શબ્દપર સહેજસાજ પેન્સીલ ફેરવે–હિંદુસ્તાનના સ્થાન કે માણસો વિષે પૂછપરછ કરે–ક્વચિત કઈ ચર્ચા કે વાત પર ચઢે ને એમ કરતા બપોરે જમવાનો વખત થાય ત્યા સુધીમાં પત્રિકાનુ કામ પૂરૂં થાય એટલે એ રવાના થાય

આમ નોરા આખી પત્રિકા પસાર કરતી છતાં વખતોવખત અમારા મંડળની કમીટીમાં દે'વેલેરાની તેમજ ગાંધીજીની ભકત મીસીસ વુડઝ કંઈ કંઇ વાકયો પર ટીકા કરે. એક વાર હિન્દની ધારાસભામાં ગાંધીજીની તોરીફ કરતાં એક સભાસદે-ઘણું કરીને શ્રી. રંગા આયરે ગાંધીજીને "બ્રીટીશ સામ્રાજ્યના સર્વોત્તમ પોલીસમેન"-ચોકીદાર કહેલા ને તે વાકય પત્રિકામાં મેં ઉતારેલું. તેના પર મીસીસ વુડઝે પીસ્તાળ પાડી; પણ તરતજ નોરાએ મારો આબાદ બચાવ કર્યો અને સર્વે ટીકાકારોનાં મ્હોં બંધ કરી દીધાં.

આમ નોરા પત્રિકાને અંગે મને મળતી તેમ ઘણી જાહેર સભાઓમાં તેમ કોઈ મિત્રોને ઘેર પણ મળતી. ખાસ કરીને પાદર આ'ડાનેલને ત્યાં તો તેને તેમજ તેના પતિ મી. ઓબ્રાયનને પણ વખતોવખત મળતો. ત્યાં તેઓ બધાં આયર્લેન્ડની તાજી લડાઈઓની દિલ કંપાવનારી યાતનાઓ અને સાહસોની વાતો ખુબ હસીહસીને કરતાં ને તેમાં કઈ ઠઠ્ઠામશ્કરી પણ ઠીક ભેળવતાં. ઓ'ડાનેલ આઝાદ સેનાના એક સુબા તરીકે પંકાયેલો તેમ આજે નવલકથા ને નાટિકના લેખક તરીકે મશહુર થયેલો છે. તેની સ્ત્રી પણ તેનાં કેટલાંય સાહસની સાથી હતી. તેમને ત્યાંજ ટેરન્સ મેકસ્વીનીની નાજવાન જહાલ બ્હેન મેરી મેકસ્વીની પણ મળેલી, ત્યારે તેણે હિન્દના સવાલોની ચર્ચાઓમાં ઘણો રસ દાખવેલો-જો કે તેને સમાજવાદની ગંધ પણ નહોતી ખપતી.

ખરેખર, ઓડાનેલના આ દીવાનખાનામાં રોજબરોજ જતાં આવતાં, તેને ત્યાં ન્હાની મીજલસો માણતાં, નવા નવા વિરલ યોદ્ધાઓ સાથે કલાકોના કલાકો સુધી શેતરંજની બાજી ખેલતાં અને કોઈ કોઈની સાથે લાંબી લાંબી ચર્ચાઓ કરતાં, તે દેશની તાજી લડતનાં અને ચાલુ પેરિસ્થિનિનાં જેવાં રહસ્ય સાંપડયાં તેમાં કોઈ પુસ્તકોમાંથી મળ્યાં નથી-ને મળશે નહિ.

# [૩]

આમ આયર્લૅન્ડના રંગે હું રંગાતો ગયો તેમ નોરાના શહીદ પિતા જેમ્સ કોનોલીના વધારે ને વધારે ભણકારા મારા કાને વાગતા ગયા.

સન ૧૯૩૨ની આખરમાં કોનોલીના સિધ્ધાંતોનો પ્રચાર કરવાને ને હાલના સંયોગોમાં તેનો યોગ્ય પ્રયોગ સાધવાને "કોનોલી ફેલોશીપ કલબ" સ્થાપવામાં આવી. તેના મુહૂર્તની સભામાં મીસીસ શીહી સ્કેફીંગ્ટને ભાષણ આપ્યું તે વખતે હું હાજર હતો અને ત્યારથી તે છેક છેવટ સુધી આ કલબની ભાગ્યે એકકે સભા હું ચૂકયો હોઈશ.

આ વક્તા અને તેમના પતિ મી. સ્કેફીંગ્ટન બન્ને એમ. એ.ની ઉંચી પરીક્ષા પાસ થયેલા. બન્નેએ આયર્લૅન્ડમાં સ્ત્રીઓની સ્વતંત્રતાનો ઝંડો ફરકાવેલો. મી. સ્કેફીંગ્ટન ખાસ કરીને શાંતિના ઉપાસક (pacifist) હતા અને અંગ્રેજ સામ્રાજ્યશાહીના કટ્ટર વિરોધી હોવા છતાં આયર્લૅન્ડના જહાલ પક્ષમાં નહોતા ભળ્યા. છતાં સન ૧૯૧૬નું બંડ થયું તે દિવસે ગોળીબારથી ઘવાતા માણસોની સારવાર કરવાને તેઓ બહાર પડયા. તેમનાં પત્નીએ ઘણુંયે વાર્યા છતાં ડબ્લીનના લોહીથી છંટાતા રસ્તા પર આગળ વધ્યા, તેમણે બેચારની એ ભાગ્યેજ સારવાર નહિ કરી હોય તેવામાં શક પરથી અંગ્રેજ અમલદારોએ તેમને પકડયા ને મધરાતે લશ્કરી કોર્ટ આગળ તેમનો ખોટો કેસ ચલાવીને તેમને ઠાર કર્યા. તે પછી મીસીસ સ્કેફીંગ્ટન પર આફતનાં જે વાદળ ઉતરી પડયાં તેનું વર્ણન અહીં ન થાય. એટલું જ કહેવું બસ છે કે આજે પણ એ વૃધ્ધ વિદ્વાન અને બુધ્ધિવાન બાઈ રાષ્ટ્રીય તેમજ સમાજવાદી

વેચારોનો અદ્‌ભુત સમન્વય કરીને આમ જનતાના રાજકીય તેમજ માર્થિક સવાલો પર વેધક પ્રકાશ નાંખે છે. ખરેખર, શીન ફેઈનની, આઝાદ પક્ષની, તેમજ કામદારોની સભામાં દરેક સવાલ પર શિષ્ટ વાણીમાં પ્રવચન કરનાર બીજી કોઈ વ્યક્તિ મેં ડબ્લીનમાં જોઈ નહિ.

એક બે અઠવાડિઆમાં જ કોનોલી કલબ પ્રમાણમાં એક કંગાલ પછીતના ઓરડામાં મળવા લાગી. તેમાં ઘણુખરૂં કોનોલીના જુના પાસક કામદારો તેમજ સમાજવાદી–સામ્યવાદી વિચારના યુવક-યુવતીઓ આવતાં. આ કલબમાં નોરાએ તેના પિતાના સિધ્ધાંત પર સરસ ભાષણ આપેલું, ત્યારથી કોનોલીનાં મૂળ લખાણ વાંચવાની વધારે તાલાવેલી મને થયેલી. તેમ કોનોલીના એક જુના સાથી કેપ્ટન વ્હાઇટ અને હેલીના મેક્ષેની તેમજ સામ્યવાદી પક્ષના અગ્રણીઓ જીમ લારકીન ને શોન મરે વગેરે ઘણાના ભાષણ ત્યાં જ સાંભળવાના મને મળ્યાં.

કેપ્ટન વ્હાઇટ અલ્સ્ટરના પ્રોટેસ્ટંટ રાજભક્ત કુટુંબનો નબીરો હતો. તેનો બાપ હિન્દી લશ્કરમાં મોટો અમલદાર હતો, તેમ કેપ્ટન વ્હાઇટે લશ્કરી અમલદાર તરીકે આપણા દેશમાં ઘણા વરસ ગાળેલાં. પણ ૧૯૦૯ના અરસામાં તેને લશ્કરી હિંસાવાદની નફરત આવી ને તે ગજીનામું આપી આયર્લૅન્ડ ગયો. સન ૧૯૧૧-૧૨માં જેમ્સ કોનોલી આયર્લૅન્ડના કામદારોનું સંગઠન કરતો હતો ત્યારે ખાસ કરીને ઉત્તર તરફની ચળવળમાં તેણે ઝુકાવ્યું. સન ૧૯૧૪-૧૫માં કોનોલીએ કામદારોના હિતનું રક્ષણ કરવાને અને અંગ્રેજ સરકાર સામે લડવાને શહેરી સેના સ્થાપી ત્યારે કોનોલીએ તેને કવાયત આપવા માંડી. ને ૧૯૧૬ના બંડમાં કોનોલીનું અવસાન થયા બાદ તેના સિધ્ધાંતોના પણ ઉપાસક તરીકે ને જહાલ કામદાર આગેવાન તરીકે આખા દેશમાં પંકાયો.

હું ડબ્લીન ગયો તેના આગલે જ વરસે બેલફાસ્ટમાં કામદારોની મોટી હડતાલ પડેલી તેમાં આ કેપ્ટને ભાગ લીધેલો—એક ટેકાએ તેમના પર પથ્થરનો વરસાદ વરસેલો તેથી તેમનું માથું ફૂટેલું—ને પછી ઉત્તરની સરકારે તેમને સામ્યવાદી ચળવળખોર ગણીને હદપાર કર્યો એટલે આ છ ફુટ ઉંચો પડછંદ બુઢો જવાન પાછો ડબ્લીનમાં રહેવા આવ્યો. અમે અચાનક કંઈક મળ્યા કે તરતજ અમારી વચ્ચે ગાઢ મૈત્રી જામી અને મારે ઘેર તેમનો અને તેમના સાથીઓનો પગ-દંડો જામવા લાગ્યો.

હેલીના મેનોની આયર્લેન્ડના સ્ત્રી કામદાર યુનીયનની જાજરમાન અને પ્રભાવશાલી મંત્રી હતી. કેનોલીની એ સાથી હતી અને તેના સિધ્ધાતની ઉપાસક હતી. તેના ભાષણોની મારા દિલ પર છાપ પડી તેથી એક વાર તેની સંસ્થા જોવા હું ગયો. એના સ્ત્રી-યુનીયનનું મોટું ભવ્ય મકાન, ભાષણનો અને નાટકશાળાનો મોટો હોલ, તેની અંદર અનેક ઓફીસો, અને ત્યાં રોજ રોજ જામતી વિધવિધ ખાતામાં કામ કરતી સ્ત્રીઓથી ઠઠઃ આ બધું જોઈને હું ચકિત થયો. અને મારા અંતરમાં સવાલ થયો કે આપણા દેશમાં સ્ત્રી કામદારોની આવી કોઈ સંસ્થા કેમ નથી ?

જીમ લારકીન, શોન મરે વગેરે સામ્યવાદી દોસ્તોની ઓળખાણ થઈ તેથી તેમના ધામના ગયો ત્યારે માલમ પડયું કે તેને “કોનોલી હાઉસ” કહેવામાં આવે છે. તેમની ભોયતળીયાની દુકાનમાં કોનોલીની છબીઓ અને તેની અનેક ચોપડીઓ દેખાઈ આવી ત્યાં સામ્યવા-દીઓ કહેતા કે કોનોલીના અમર સિધ્ધાતોના ખરા અનુયાયીઓ તો અમેજ છીએ—અને તેની ચળવળના સાચા વારસો પણ અમેજ છીએ.

પણ ત્યાંથી વળી તમે આજનાં રીતસરના કામદાર-યુનીયનોની ઓફીસમાં જાઓ કે તેના પ્રમાણમાં મવાળ અગ્રેસરોને મળો તો

તેઓ કોનોલીના સાચા શિષ્યો પોતે જ હોવાનો દાવો કરતા સંભળાય.

કોનોલીએ સન ૧૯૦૯માં આઇરીશ ટ્રાન્સપોર્ટ એન્ડ જનરલ વર્કર્સ યુનીયન સ્થાપ્યું હતું તેનું મથક આજે પણ લીફી નદીના કીનારે પર લીબર્ટી હૉલ-(સ્વાતંત્ર્ય ભવન)મા આવેલુ છે. એ ભવનમાં જ કોનોલી કામ કરતો—ત્યાંથી જ તે પોતાનું જહાલ પત્ર પ્રકટ કરતો અને રોજ રોજ અંગ્રેજ સરકાર સામે બંડ જગાવવાને પડકાર કરતો, ત્યાંથી જ તેણે શહેરી સેનાને તૈયાર કરી—અને ત્યાંથી જ તે ૧૯૧૬માં શહીદ થવાને-પીઅર્સની સાથે પોસ્ટ ઓફીસ પર છાપો મારવાને ને શહીદ થવાને સચરેલો.

એ ભવનમાં હું ઘણી વાર ફરી આવ્યો અને તેની આસપાસ ઘણીએ વાર હું રખડેલો. તે ભવનની એક નાનકડી દુકાનમાં કોનોલીની ચોપડીઓ વેચાય છે તે સિવાય કોનોલીનું કંઈ પણ તત્ત્વ ત્યા દેખાતું નહિ. ત્યાં મોટમોટા કામદારસંઘ નિયમિત ચાલે છે પણ કોનોલીનો આત્મા ત્યાંથી ઉડી ગયો છે અને બાયલા નમાલા શ્રદ્ધાહીન આગેવાનોનું ધામ ત્યાં બની ગયુ છે.

આ બધું જોતો ગયો તેમ કોનોલી ફેલોશીપ ક્લબનો હું આશક થતો ગયો. તેને ખીલવવાની યોજનાઓ હું પણ કેપ્ટન બ્રાઈટ વગેરે દોસ્તો સાથે મળીને વિચારવા લાગ્યો અઠવાડીયામાં એક વખત તેની સભા મળે તેના કરતા વધારે વાર થોડા ખરચમાં મળી શકે તે સારૂ, પોસ્ટ ઓફીસ પાસે મોટા સરીયામ રસ્તા પર મેં એક ઓરડો ગણ્યો. તેથી આ ક્લબ અઠવાડીયામાં બે ત્રણ વખત મળવા લાગી, અને કોનોલીના વિચાર મુજબ ડબ્લીનના, આયર્લેન્ડના કામદારોની સ્થિતિ સુધારવાના-તે દેશમા, હિન્દમા તેમજ દુનીયામાં રાજકીય અને આર્થિક ક્રાંતિ સાધવાના-જહાલ વિચારોની ધૂન જામતી.

સન ૧૯૩૧ની શરૂઆતમાં સામ્યવાદીઓનું કૉનોલી હાઉસ અને અમારી કૉનોલી કલબ-આ બે ધામો સામ્યવાદી કેન્દ્રો તરીકે ડબ્લીનમાં પંકાયાં. ને તેની સાથે મેડમ ડેસ્પાર્ડને ઘેર ચાલતી કામદાર-કૉલેજ પણ જગબત્રીશીએ ચડી તે વખતે ઇસ્ટરના તહેવારો નજીક આવતા હતા તેનો લાભ લઇને આયર્લેન્ડના પાદરીઓએ સામ્યવાદીઓના "નાસ્તિકવાદ"ની સામે અને આ બધી સંસ્થાઓની સામે સખત જેહાદ ચલાવી અને લોકલાગણી ખુબ સળગાવી મુકી.

આનું પરિણામ આવતાં વાર ન લાગી. ઇસ્ટરના બે ચાર દિવસ અગાઉ એક દિવસ સાંજે હું કોઈ મિત્રોને ઘેર જતો હતો તેવામાં કેપ્ટન વ્હાઇટ રસ્તામા મળ્યા. તેમણે મને કહ્યુ કે આજે કૉનોલી સાથે સંબંધ ધરાવતી બધી સંસ્થાઓ પર ધસારો થવાનો છે. તરત જ હું પોલીસને ખબર આપીને મારા ઓરડા પર ગયો. ત્યાં કેપ્ટન વ્હાઇટ ને બીજા દોસ્તો પણ આવી મળ્યા ને અમે ધર્માંધ મવાળીઓના હુમલા સામે ટકર ઝીલવાની તૈયારીઓ કરવા માંડી. થોડી વારમા ખબર પડી કે લોકોના ટોળાં તો સામ્યવાદીઓના "કૉનોલી હાઉસ" પર તુટી પડયાં છે. પછી માલમ પડયુ કે હજારો માણસોએ એ ઘરને ઘેરો ઘાલીને તેને આગ લગાડવાની કોશીષ કરી, થોડું સળગ્યુ એટલે લોકોએ ફાયર એંજીનને પણ આગ ઓલવતાં રોકયું અને શોન મરે વગેરે આગેવાનો જેમ તેમ પાછલે બારણેથી નાસી છૂટયા !

પછી બે ત્રણ દિવસ સુધી મારા ઘર પર પોલીસનો પહેરો રહ્યો અને હુમલાની અફવાઓ સંભળાતી રહી. છેવટે મારી ગેરહાજરીમાં લોકોએ મારા પાડોશીઓને ગભરાવીને અમારૂં પાટીઉ કઢાવી નાંખ્યું ત્યારે સંતોષ માન્યો !

જે કૉનોલીએ ૧૯૧૬માં દેશની અને જનતાની આઝાદી માટે

પાણુ આપ્યા તેના નામ માત્રને નાબુદ કરવાને ૧૭ વરસ પછી ધરમ-ઘેલાં ટોળાં ડબ્લીનમાં તોફાન આદરે એ જોઈને ઘણાનું દિલ દુભાયું. સદ્‌ભાગ્યે થોડા જ દિવસમાં ઈસ્ટરના બંડની સંવત્સરી ઉજવાઈ ત્યારે કોનોલીને ફરી વાર ભરપૂર અંજલિઓ અપાઈ. અને દ'વેલેરાના આસ્તિક પક્ષના કોઈ આગેવાનોએ પણ કોનોલી વિરોધી વાતાવરણ સાફ કરવાને ધર્માંધ લોકોને ઠીક ચાનક આપી

# [૪]

દરમ્યાનમાં પૈસાના અભાવે અમારી હિન્દી પત્રિકા બંધ પડી હતી, અને થોડા સાંકડા મનના સભાસદોની ખટપટને લીધે હિન્દી-આઈરીશ સભામાંથી મારે રાજીનામુ આપવું પડયું હતું. શ્રી. વિઠ્ઠલભાઈ અમેરીકાથી પાછા આવતાં ડબ્લીન આવ્યા ત્યારે બધી વાતની ઠીક ચોખવટ કરી નાંખી અને સંઘનું કામ આગળ ચલાવવાને થોડા પૈસા કમીટીને આપતા ગયા.

આ બધુ બની ગયા પછી નોરા કોનોલી ઓ'બ્રાયનને તેને ઘેર મળ્યો ત્યારે તેણે મારા તરફ ઘણી સહાનુભૂતિ દર્શાવી અને કહ્યું: "મને તો ખબર જ નહોતી કે પ્રમુખ ને મંત્રીએ મળીને તમારું રાજીનામું લેવાનો તાકડો રચ્યો હશે. હવે બીજા કોઈ માણસને બધું કામ સોંપ્યું છે. પણ તમારા વિના એ કે અમે કોઈ હિન્દી પત્રિકા શું કાઢવાનાં હતાં?"

આમ તેને ઘેર વાતોની ઝડી જામતી ત્યારે વખતોવખત તે તેના પિતાના જીવનચરિત્રના લેખનનો ઉલ્લેખ કરતી. એક વાર તેણે કહેલું: "અમેરિકામાં સારામાં સારી જીવનકથા લખવા માટે એક ઇનામ

જાહેર થયું છે, તેમાં હું મારૂં લખાણ જરૂર મોકલીશ, પણ ઈનામ મળશે કે નહિ, તે તો કોણ જાણે!"

તેનો ઉત્સાહી પતિ દર અઠવાડિએ સોમથી શુક્રવાર સુધી ધંધાને અંગે મુસાફરી કરતો. ને તેને કોઈ છોકરાં નહોતાં તેથી ફુરસદનો ઠીક વખત આ પુસ્તક લખવામાં તે ગાળતી; પણ ૧૯૩૩ના જુલાઈ માસમાં મેં આયર્લૅન્ડ છોડયું ત્યાં સુધી આ પુસ્તકની અદ્ભુત શૈલીનો કે તેના કરુણ ને વીર રસનો મને કંઈ ખ્યાલ નહોતો. ૧૯૩૫ની આખરે હું દેશ પાછો ફર્યો ત્યારે મને ખબર પડી હતી કે તે પુસ્તક અમેરિકામાં નહિ પણ ડબ્લીનમાં છપાય છે. ને અહીં આવ્યો ત્યાર પછી જ આ પુસ્તક વાંચીને હું આફરીન થયો.

તેની અનેક અજબ ખુબીઓ પર મારે વિવેચન કરવાની જરૂર નથી; પણ કૉનોલીના જીવનનાં મુખ્ય પ્રસંગોથી સાધારણ રીતે માહીતગાર હોય એવા વાંચકો માટે જ આ પુસ્તક નોરાએ લખ્યું છે. વળી તેમાં મોટે ભાગે સ્વાનુભવની આત્મિક નોંધ હોવાથી, કૉનોલીનાં પુસ્તકોમાં તત્ત્વો મુખ્ય સિધ્ધાંતોનું વિવરણ પણ તેમાં કર્યું નથી.

આ બન્ને પર કંઇક પ્રકાશ પડે તો હિન્દી વાચક આ પુસ્તક વધારે સહેલાઈથી સમજી શકે ને તેનો રસ ઠીક પીછાની શકે, તે હેતુથી કૉનોલીના "જીવન-સંગ્રામ" વિષે એક નોંધ ઉમેરું છું.

ઈન્દુલાલ યાજ્ઞિક

"Gael, O Gael! O name most dear!
Wish I've none but that to hear,
Should a quick death be my fate,
'Tis for great love of the Gael."

---

ગેઇલ ! ઓ ગેઈલ પ્રજા ! ઓ પરમપ્રિય નામ !

- આ એક જ બોલ સદા મારા કાનમાં ગુંજ્યા કરજો !
- અને જો મૃત્યુ વહેલું સાંપડવાનું હોય તો યે શી પરવા છે !
- મારી એ ઝંખના છે કે મારૂં મૃત્યુ ગેઈલ પ્રત્યેના પરમ પ્રેમની છેલ્લી ભેટરૂપ બનો !

જેમ્સ કોનોલીનો જન્મ સન ૧૮૭૦માં જુનની પાંચમી તારીખે અલ્સ્ટરના જીલ્લા મોનાહનના કલોન્સ ગામે થયો હતો.

આયર્લેન્ડની આઝાદીની લડતમાં આ ગાળો સંધિકાળનો ગણી શકાય. ગુલામગીરીનાં સાતસો વરસ દરમીયાન રાષ્ટ્રવીરોએ તલવારથી સ્વતંત્રતાની અનેક નિષ્ફળ લડતો ચલાવી હતી. ૧૮૬૭માં જ અંગ્રેજ સરકારની સામે પ્રચંડ બંડની તૈયારીઓ ફેનીઅનોએ કરી હતી, પણ છેલ્લી ઘડીએ ઘણા આગેવાનો પકડાઈ ગયા હતા. આ પરંપરાથી સ્વતંત્રતાની જ્યોત જલતી રહી હતી. પણ આઝાદી સાંપડી ન હતી.

તેમ સન ૧૮૦૧માં આયર્લેન્ડની ધારાસભાને ઇંગ્લંડની પાર્લામેન્ટ સાથે જોડી દેવામાં આવી ત્યારથી તે સભામાં ને બહાર ડેનીયલ ઓ'-કોનેલ, આઇઝાક બટ વગેરે ઉસ્તાદ વકીલોની આગેવાની નીચે કાયદેસર ચળવળ ચાલતી રહી. પણ શરૂઆતમાં કેથોલીક લોકોને કંઇક હક મળ્યા પછી આ માર્ગે પણ કંઇ સ્વતંત્રતા સાંપડી નહોતી.

આમ તલવારની અને કાયદાબાજીની લડતોની પાગવાર નિષ્ફળતાનું બળ દેશના વીરલાઓને સાલતું હતું—અને લડતના નવા માર્ગની ચર્ચા ચલાવા માંડી હતી તે વરસોમાં જ કોનોલીએ બાળપણ વીતાવ્યું.

થોડાં વરસ વીત્યાં તેટલામાં તો એક હાથે અપંગ પણ જુવાનીના જોશથી ધસમસતા માઈકલ ડેવીટે, બંડખોરીની સજામાંથી છુટકારો મેળવીને-ને આયર્લૅન્ડ ને અમેરિકામાં ભ્રમણ કરીને ડબ્લીનમાં પગ મૂકતાં વાર-ખેડુતોના સંગઠનનો નવો પેગામ આપ્યો. જોતજોતામાં સન ૧૮૭૯માં તેણે તેના મેયો જીલ્લામાં ને પછી સાગ દેશમાં (Land League) લૅન્ડ લીગની-કિસાન સભાની સ્થાપના કરી.

તે જ સાલમાં દુકાળ પડ્યો તેથી નવ વરસના બાળ કોનોલીને તેના ગામડામાં ને ઝુંપડીમાં ભૂખમરાનો કારમો અનુભવ થયો. તેનો બાપ નાના ગામનો ગરીબ મજુર હતો—આ સિવાય વંશ કે વંશાવલિની કંઈ ખબર કોઈને નથી. અંગ્રેજ ગન્ય ને 'જમીનદારી નીચે ખેડુતો સારા વરસમાં પણ શોષાય, તો પછી ખેતીના મજુરની હાલતનું-ને તે પણ દુકાળના વખતમાં તો—પૂછવું જ શું?

૧૮૭૯-૮૦ સુધીમા ખેડુતોની ચળવળ આખા દેશમાં જોશભેર ભભુકી ઉઠી. મોટમોટા બંડ ને કારમા દુકાળ દરમ્યાન પણ જે ખેડુતોએ પરદેશી જમીનદારોને ભાગ ને ગણોત વાંકા વળીને આપેલાં તેમણે ઠેરઠેર જાહેર કર્યું કે જમીનની 'પેદાશમાંથી પહેલું અમારું પેટ' ભરીશુ-ને વધશે તો કંઈક જમીનદારને આપીશું. આથી ગામેગામ 'જપ્તીઓ થવા લાગી; ત્યાં ખેડુતો હજારોની સંખ્યામાં સામાં થઈને 'બેલીફો ને પોલીસની 'સામે' થવા' લાગ્યા, તકરારો, મારામારીઓ અને ક્વચિત ગંભીર રમખાણો પણ થવા લાગ્યાં.

ખેડુતોની આ લડતની ઉંડી અસર કોનોલીના બાળક હૃદય પર અંકાઇ.

સન ૧૮૮૦માં વખાનું માર્યું કોનોલી કુટુંબ એડીનબરો પરવર્યું. ત્યાં બાપે મ્યુનિસિપાલીટીમાં ઝાડુવાળાની નોકરી લીધી તો પછી તેનો દીકરો ભણે કયાંથી? તેને ચોપડીઓની નહિ પણ મજુરીની શાળામાંજ ભણવાની ફરજ પડી.

પહેલો તે "ઇવિનીંગ ન્યુસ" નામના સાંજના પત્રના છાપખાનામાં નોકરીએ રહ્યો. પણ આટલા નાના છોકરાને નોકરીની બંધીનો કાયદો હતો. તેથી જ્યારે ઇન્સ્પેકટર આવતો ત્યારે નાનો કોનોલી એક સ્ટુલ પર ઉભો રહીને ઉમ્મર છુપાવતો. પણ થોડા વખતમાં એક ચકોર અમલદારે તેને પકડી પાડ્યો—ને તે નોકરીમાંથી બરતરફ થયો.

પછી થોડો વખત બેકાર રહીને તે એક બડીયારખાનામાં નોકર રહ્યો. પણ આગથી ભભુકતા ભોંયરામાં કામ કરતાં કોનોલીની તબીયત લથડી પડી. પછી વળી બે વરસ નળીયાં બનાવવાના કારખાનામાં તે રહ્યો.

આમ એક બાજુએ કારમાં કારખાનાંનો અનુભવ મેળવતો રહ્યો તેમ બીજી બાજુ મોટા શહેરની ગંદી ગોઝારી ચાલીઓનાં દુઃખ તેને સાલતાં ગયાં. ગરીબાઇનાં દુઃખથી તેના અંતરમાં આગ સળગી રહી ને મુડીભર મુડીવાળાની સામે તેનું દિલ બંડ પોકારવા લાગ્યું.

તેના એક બુઢા કાકા ફેનીઅન-જુના બંડખોર પક્ષના હતા. તે કોનોલીને આયર્લૅન્ડની વીરકથાઓ સંભળાવતા અને અંગ્રેજ રાજ્ય સામે જુસ્સો જગાવતા. વળી કાકાની સુચનાથી નામચીન બંડખોર મીચેલની (૧૮૪૬) જેલ ડાયરી, દેશનો ઇતિહાસ, વગેરે પુસ્તકો

તે ગતમધરાતે વાંચતો. આમ કરતાં કોનોલી ૧૮ વરસનો યુવક થયો ત્યા સુધીમાં પાકો કામદાર તેમજ, ઇતિહાસ, અર્થશાસ્ત્ર ને રાજનીતિનો અભ્યાસી પણ બન્યો, ને બંડખોર મજુર આગેવાન થવાને તૈયાર થયો.

સન ૧૮૮૮માં એડીનબરો છોડીને કેટલાક વરસ સુધી આખા ઇંગ્લંડમા ભાતભાતની મજુરી કરતો કોનોલી ભટક્યો. ઘણી ઘણી જાતની ફેરીનું કામ તે કરતો. કવચિત પાટીવાળો બનીને વજન ઉપાડતો તો કયારેક ઠેલણગાડી ખેંચવાનું કામ પણ કરતો. વળી થાક્યો પાક્યો રાતે ઘેર આવે ત્યારે પાછો સમાજવાદ ને અર્થશાસ્ત્રનાં નવાં નવા પુસ્તકો પણ વાંચે. આ બન્ને તાલીમની મીલવણીથી જુવાન કોનોલીના મગજમાં જે લાગણીઓ ધસમસતી હતી તેનું આછુ ચિત્ર તેણે શરૂઆતના તેના એક કાવ્યમાં આપ્યું છે.

આમ ફરતા તે થોડો વખત ગ્લાસગો રહીને પહેલી જ વાર ડબ્લીન ગયો. ત્યાં ચીસ લીલી રેનલ્ડઝ નામની ભલી યુવતી સાર કોનોલીને દોસ્તી થઇ. બન્નેની વચ્ચે ભાવ ને ભાવનાનું ઐક્ય જામ્યું ને ૨૧ વરસની વયે કોનોલીએ તેની સાથે લગ્ન કર્યું.

એવામાં બાપને અકસ્માત થતા તે અપંગ થયો તેથી કોનોલી એડીનબરો આવ્યો. આવા ભાવનાશાલી લડાયક યુવકને લગ્ન થયા પછી તરત જ બાપની મ્યુનિસિપાલીટીના ઝાડુવાળાની નોકરી લેવી પડી!

આવા કડવા અનુભવથી તેના દિલમાં જે આગ સળગતી હતી તેમા તેના વાચનથી ઘી હોમાતું ગયુ. સુગ્ના કાવ્યો, ઓનોફલ ને ડેવીસનાં પુસ્તકો, કાર્લાઇલનુ "ફ્રાંસમાં પરિવર્તન", બંડખોર મેઝીનીના નિબંધો, મોટલીનો ડચ પ્રજાની સ્વતંત્રતાનો ઇતિહાસ, કાર્લ

માર્ક્સની "કેપીટલ" (મુડી), એંગલ્સના સમાજવાદી ગ્રંથો વગેરે થાકયોપાકયો ઘેર આવીને રાતે વાંચતો ને દિવસે મજુરી કરતાં દિક્ષમાં ઘુંટતો. આમ બંડખોર રાષ્ટ્રવાદ ને શાસ્ત્રીય સમાજવાદના તાણાવાણા તેના મગજમાં ગુંથાયા. ઉપરાંત કાળી કારમી મજુરીના ચાબુક વાગતાં આયર્લૅન્ડ ને દુનીયાભરમાંથી રાજકીય ને આર્થિક ગુલામી નાબુદ કરવાનો આવેશ રગરગમા જામી ગયો.

તેવામાં જ આખા ઇંગ્લંડમાં મી. હાઈન્ડમેનના સમાજવાદી સંઘની ચળવળ જોરશોરથી ચાલતી હતી. તેના એક પ્રચારક મી. લેસ્લીનાં ભાષણો કોનોલી ખુબ રસથી સાંભળતો. લેસ્લી આયર્લૅન્ડની વિજયી લડતના ખુબ વખાણ કરતો અને શહેરના કામદારોની તેવી જ પ્રચંડ લડત ચલાવવાની ઘોષણા કરતો.

આવા ભાષણો સાભળતા સમાજવાદી સભાઓમાં જાહેરમાં બોલવાની કોનોલીએ શરૂઆત કરી. વક્તા તરીકે તેનો પ્રભાવ સપાટાબંધ ખીલતો ગયો. તે સમાજવાદી સિદ્ધાંત એક કામદારના આવેશ ને જબાનથી રજુ કરીને શ્રોતાઓને હેરાત પમાડતો.

પણ મ્યુનિસિપાલીટીનો એક ઝાડુવાળો સમાજવાદી ભાષણો કરે અને સર્વે કામદારોને મુડીવાદી સમાજરચના તોડી પાડવા પાનો ચડાવે તે કેમ ખમાય? તરત જ તેના ભાઈ પર વેર લેવાયુ, તેની નોકરી ગઇ. આ ઝેરીલા પગલાનો સણસણતો જવાબ વાળવાને સમાજવાદી સંઘે મ્યુનિસિપાલીટીની ચુંટણીમાં કોનોલીને ઉભો કર્યો. કોનોલી ને તેના સાથીઓએ સભાઓની ઝડીઓ જમાવી; કંઇક કંઇક ઘાયલ ને ધમાલ પણ થઈ. છેવટે ચુંટણી થઈ ત્યારે મુડીવાદી ઉમેદવારને ૧૨૦૦ મત મળ્યા; તેની સામે કોનોલીને ૩૦૦ જેટલા મત પણ મળ્યા, તેથી હારીને પણ તેણે નામના મેળવી.

પણ આમ મ્યુનીસીપાલીટીમાં ઉમેદવારી કરવાને તેને ઝાડુવાળાની નોકરીનું રાજીનામુ આપવું પડયુંઃ એટલે વળી પાછો રોટીનો સવાલ ઉભો થયો. તરત જ તેણે મોચીની દુકાન કાઢી. આ ધંધો થોડો વખત કર્યો. મગજના કામ માટે અનુકૂળ પણ આવ્યો. પણ તેમાં પુરતી કમાણી થઇ નહિ તેથી છેવટે એડીનબરો ને સ્કોટલેન્ડમાંથી ઉચાળા ભરવાનો નિર્ણય કર્યો.

થોડો વખત તેણે દક્ષિણ અમેરીકાના ચીલી દેશ જવાની યોજનાઓ ઘડી. ત્યાંની સરકારે તેને થોડી જમીન અને મુસાફરીના પૈસા આપવા પણ કહ્યું. પણ તેની બૈરી ડબ્લીનની દીકરી તેને આટલે દૂર દેશ જવું પાલવે? પણ તેના કરતાં એ વધારે તો તેના સમાજવાદી ગુરુ ને દોસ્ત લેસ્લીએ તેને સમજાવ્યો. તેણે કહ્યું "ચીલીમાં શું કરશો? ડબ્લીન જાઓ, ત્યાં સમાજવાદનો પ્રચાર કરો, કામદારોનું સંગઠન કરો, કાયદાબાજી, ધર્મનાં ધતીંગ, મુડીવાળાની નફાબાજી, સામ્રાજ્યશાહીની લુતાવળ, આ બધાની સામે મોરચા માંડો."

# [ ૨ ]

આથી કોનોલીનું મન ચીલીથી ડબ્લીન તરફ વળ્યું. સન ૧૮૯૬ની શરૂઆતમાં તે કુટુંબ પરિવાર સાથે ડબ્લીન ગયો.

સન ૧૮૮૦મા કોનોલીએ આયર્લેન્ડ છોડયું ત્યાર પછીનાં ૧૭ વરસમાં દેશના રાજકારણમાં મોટા ફેરફાર થઇ ગયા હતાઃ ખેડુતોના સંગ્રામથી અને અંગ્રેજ જમીનદારી મટાવવાના કાયદાથી જે કોઇ જાગૃતિનુ મોજું આવ્યુ હતુ તે હવે શમી ગયુ હતું. પાર્નેલની આગેવાની નીચે આઇરીશ પક્ષે બ્રીટીશ પાર્લામેન્ટમાં જે અવનવી ભાંગતોડની નીતિ અખત્યાર કરી હતી તેના પણ લીસોટા ભુંસાઇ ગયા હતા. પાર્નેલ પર એક પરણેલી સ્ત્રી સાથે સંસર્ગ રાખવા માટે

જે યાદગાર કેસ ચાલતો હતો તેથી તેના પક્ષમાં ને સારા રાજકીય જીવનમાં જાદવાસ્થળી જામી હતી. "હોમ રૂલની" ચળવળના એક વખતના અંગારાના કોલસા જ રહ્યા હતા! ચારે પાસ અંગત પક્ષાપક્ષી, નિરાશા ને વિષાદનું વાતાવરણ જામ્યું હતું.

આશાનાં કંઈક કિરણુ એક જ દિશામાંથી આવતા હતાં. રાષ્ટ્રીય (ગેઇલીક) સાહિત્યનું જે મડળ દા ડગલાસ હાઇડ (જેમને હાલમાં દ. વૅલેરાએ વાઈસરૉય તરીકે ચુટ્યા છે તેમણે) કાઢ્યું હતું તેમા કંઈક ઝમક દેખાતી હતી. રાષ્ટ્રભાષાના પ્રચારથી અને જુના ઇતિહાસ-સાહિત્યના ઉદ્ધારથી પ્રજાજીવનમા ને જુવાન વર્ગમાં પણુ નવી તાજગી આવતી હતી. આર્થર ગ્રીફીથ્સ ડબલ્યુ. ટી. યીટસ વગેરે આ નવી જ્યોતને સકોરતા હતા. છતાં તેનો કંઈ પ્રતાપ રાજકીય જીવનમાં હજી પરખાયો નહોતો.

આવા ડબ્લીનમાને દેશમા પગ મુકતા વેંત જ કૉનોલીએ રાજકાજમા ઝપલાવ્યુ. પણુ તે માટે કોઈ પરોપકારી કે દેશાભિમાની ધનવાન એક પાઈ આપે એમ નહોતું. કઠણુ મજુરી કરીને કુટુંબનો નિર્વાહ કરતે કરતે ફુરસદના વખતમા રાજકાજ ને કામદાર ચળવળ કરવ નાં હતાં.

તેણે પ્રથમ તો થોડો વખત ગટરનો કચરો ખેંચવાની જીવલેણુ મજુરી કરી. તે વખતનુ હૃદયભેદક ચિત્ર નોરાએ આ પુસ્તકના આરંભમાં જ આપ્યુ છે. ખટારો દિવસભર ખેચતાં આંતરડાં ખેંચાઈ જાય અને લોખંડી કાય પણુ ઓગળી જાય સાંજે કૉનોલી મોડો લથડતો ઘેર આવે ત્યારે શરીરમા હોશકોશ પણુ ન હોય. કડકડતી ઠંડીમા ફાટેલાં આછા કપડા ને છાપાના જુતાંથી શરીર ઠરી જાય. ને ખાવાને તો ત્હા રોટી સિવાય બીજું શું હોય? છતાં વ્હાલસોયા કુટુંબની હુંફથી દીલાસો પામી પાછો રાત્રે આ મજુર વાચવા લખવા બેસે ને આયર્લૅન્ડમાં ક્રાંતિ સાધવાની યોજનાઓ ઘડે.

થોડા વખત પછી તેને એક છાપખાનામાં પ્રુફ વાંચવાની નોકરી મળી. પણ તે દરમ્યાન તો આ વીરલાએ સન ૧૮૯૬માં જ આઈરીશ આઝાદ સમાજવાદી પક્ષની (Irish Republican Socialist Party) સ્થાપના કરી; પોતે જ તેનો વ્યવસ્થાપક થયો ને શીલીકમાં કંઇ હોય ત્યારે અઠવાડીયે એક પાઉંડ (રૂ. ૧૩) મહેનતાણા તરીકે લેતો ને તે પક્ષ તરફથી સન ૧૮૯૮માં તેણે "કામદારોનુ સ્વરાજ્ય" એ નામનું અઠવાડિક પણ પ્રકટ કરવા માંડ્યું.

આ નવા પક્ષની રાજનીતિ ને તેનો કાર્યક્રમ ખાસ સમજવા જેવો છે. કારણ કે આ અરસામાં કોનોલીએ જે સિદ્ધાંતો રજુ કર્યાં તેને જ તે અમેરિકામાં તેમ જ સ્વદેશમાં છેવટ સુધી વળગી રહ્યો. તેના પ્રકાશમાં જ જીવ્યો ને તેની પ્રેરણાથી જ તે શહીદ થયો.

તેના પક્ષના બે મુખ્ય તત્ત્વો હતાં: (૧) સંપૂર્ણ આઝાદીની પ્રાપ્તિ અને (૨) સમાજવાદની સ્થાપના. અને આ બન્નેએ દેશના સુસ્ત જીવનમાં નવી છોળો જગાવી.

પ્રજાસત્તાક રાજ્યની–સંપૂર્ણ આઝાદીની–પ્રાપ્તિનો પેગામ લગભગ ૧૦૦ વરસ પર મહાન શહીદ વુલ્ફ ટોને આપ્યો હતો. તેની વિશેષતા તો એ કે આયર્લેન્ડ। પોતાની પાર્લામેન્ટ જોઇએ–પોતાનું આંતરિક સ્વરાજ જોઈએ એટલું જ નહિ પણ અંગ્રેજ રાજ્ય અને રાજાથી તે સંપૂર્ણ રીતે સ્વતંત્ર હોવું જોઈએ. પણ તે પછીના વારામાં જે વાચાળ વકીલો આયર્લેન્ડની વતી બ્રીટીશ પાર્લામેન્ટમાં ગયા તેમણે "હોમ રૂલ"નો–મર્યાદિત સ્વરાજનો પ્રચાર કરવા માંડ્યો હતો. કોનોલી ડબ્લીનમાં આવ્યો ત્યારે રાજકારણમાં "હોમ રૂલ"નો ખોટો રૂપીઓ ચાલતો. તેને ફગાવી દેવાને કોનોલીએ જેહાદ જગાવી ને જુના ઐતિહાસિક અંગારા પર વળેલી રાખ ખંખેરી નાંખીને તેની જ્યોત ઝળકાવવા માંડી.

અગ્રેજ રાજ્ય ને ગજાને અમે વફાદાર નથી—આયર્લૅન્ડના પ્રજા-સત્તાક રાજ્યના જ અમે વફાદાર સિપાહી છીએ—એમ કૉનોલીએ પોકારવા માંડ્યું. આમ બોલવા—લખવામા ભલે રાજદ્રોહનો ગુન્હો ગણાય, તે સારૂ પકડાઈશું તો જેલ જઈશું, ગમે તે યાતનાઓ મહન કરીશું, પણ આયર્લૅન્ડની આઝાદીનો પડકાર દશે દિશામા કરીશુ, એવો તેનો નિર્ધાર હતો.

બીજું—સમાજવાદનુ તત્ત્વ તો છેક જ નવીન હતુ. પણ આ ખરેખરા મજુર અગ્રેસરે આબાદ રીતે આઝાદીની લડતમાં તેને ઘટાવી દીધુ.

આયર્લૅન્ડ પરથી પરદેશી સત્તા હઠાવવી જ જોઈએ. આયર્લૅન્ડની જમીનની અને તમામ ઋિદ્ધિસિદ્ધિ-સમૃદ્ધિની ખરી માલીકી આયર્લૅન્ડની જ હોવી જોઈએ. પગયાની સહેજ પણ સત્તા કે હકુમત તેના પર ન જ સખાય.

પણ આયર્લૅન્ડની પ્રજા એટલે કોણ ? તેના જુના લડાયક ઉમરાવો તો મરી પરવાર્યાં હતા ને હાલના બ્રીટીશ સરકારના સાથી બની ગયા હતા. દેશનો ઉપલો મધ્યમ વર્ગ પણ અગ્રેજ વેપાર ઉદ્યોગ, મુડી સાથે અનેક રીતે સંકળાઇ ગએલો એટલે તે પણ સ્વ તત્રતાને નામે સ્વાર્થ માધવાની જ તજવીજ કરે એટલે રહ્યો ખેડુતો અને મજુરોનો, ખેતર ને કારખાનાના શ્રમજીવીઓનો ગરીબ પ્રજા-મમુદાય. મોટામાં મોટો વર્ગ પણ એ, તેથી એ જ અણુજીતાયેલો ને શોષાતો રીબાતો વર્ગ જ પરરાજ્યની ધુસરી તોડવાને સરજાયેલો છે ને પ્રજાની સર્વ જમીન ને સમૃદ્ધિ તેને જ સ્વાધીન થવી જોઇએ.

પણ આ વર્ગ જાગૃત ને સગઠિત થાય તો તેના દેશી ને પર-દેશી સીતમગારોની વચ્ચે શા માટે ભેદ કરે ? આર્થિક ને ગજકીય

ગુલામી વચ્ચે શા માટે ફરક ગણે ? કામદારો ને ખેડુતો જોગદાર થાય એટલે કુદરતી રીતે પોતાના પ્રાથમિક હક હાંસલ કરવાને તેમના નિકટના માલીકો સામે જ સંગ્રામ ખેલે, અને આ લડત કારમી બને તેમ કામદારો વધારે પાવરધા બને, પરદેશી સામ્રાજ્યશાહી સામે મોરચા માંડે અને આમ સ્વતંત્રતાની લડત પણ વધારે ઉગ્ર બને ને છેવટે વિજયી બને.

બીજી રીતે કહીએ તો આ સિદ્ધાંત પ્રમાણે દેશની જમીન અને મીલ્કતના ખરેખરા માલીકો ખેડુત કામદારો જ છે, તેમની જ સંખ્યા વધુ છે ને તેઓ જ સર્વ ધન ને ધાન્યના સરજનહાર છે, તેથી ખરી કટોકટીની લડાઈ તો આ લડાયક પ્રજા–સમુદાય અને તેનું શોષણ કરનાર પરદેશી રાજસત્તા ને તેના સાથી બનેલા દેશી જમીનદાર મુડીદાર વર્ગ વચ્ચે જ છે. તેથી સમાજવાદીઓ જ આઝાદીની આખરી લડત લડી શકે. અકિંચન કામદારો જ દેશી–પરદેશી સત્તાને હઠાવીને દેશના સંપૂર્ણ માલીકી–સત્તા હાથ કરી શકે.

આ નવા સિદ્ધાંતોનો પ્રચાર કરવો સહેલ નહોતો: પચાસથી યે વધારે વરસથી ઘર કરી બેઠેલી "હોમ રૂલ"ની સવાળ ચળવળ સામે અને પાર્લામેન્ટમાં સર્વ સત્તાધીશ બનેલા આગેવાનો સામે બાથ ભીડવાની હતી. છતાં જુવાન કોનોલીએ હિંમતભેર આ સિદ્ધાંતોનો રણકાર કર્યો અને સારા દેશમાં રાજકીય ધરતીકંપ શરૂ થયો.

નવા પક્ષના જાહેરનામામાં તેણે નીચેના પ્રજાહક રજુ કર્યા:

(૧) નહેર અને રેલ્વે પ્રજાને સ્વાધીન હોવાં જોઈએ.

(૨) ખાનગી બેંકો અને શાહુકારી પેઢીઓ નાબુદ કરવી અને ધીરધાર માટે રાજ્યની બેંકો કાઢવી.

(૩) રૂ. ૫૦૦૦ની વાર્ષિક આવક પર ચઢતો જતો કર નાંખવો.'

(૪) કામના કલાક ૪૮ રાખવા અને કામદારોના પગારનું ચોક્કસ ધોરણ ઠરાવવું.

(૫) તમામ બાળકોનો નિર્વાહ રાજ્યને ખરચે કરવો.

(૬) તમામ ઉપયોગી ધંધા ધીમે ધીમે રાજ્યને સ્વાધીન થવા જોઈએ.

(૭) યુનિવર્સિટી સુધીની તમામ કેળવણી મફત આપવી.

(૮) દરેક પુખ્ત વયના સ્ત્રી પુરૂષને મત આપવાનો હક્ક આપવો.

કોનોલીના નવા પક્ષમાં કામદારો અને કામદારોમાં કામ કરનારાની ભરતી સત્વર થવા લાગી અને આ પક્ષે એકજ વરસની અંદર ચમત્કાર કરવા માંડયા. સન ૧૮૯૭માં રાણી વિકટોરીયાનો જુબીલી મહોત્સવ થયો ત્યારે કોલેજ ગ્રીનના વિશાળ સ્થાનક પર આ પક્ષે પોતાનો સખ્ત વિરોધ જાહેર કર્યો અને આયર્લૅન્ડને "વફાદાર" ગણાવવાના સરકારી પ્રપંચનો પરપોટો ફોડયો. હજારો માણસોની એ જાહેર સભામાં ટ્રીનીટી કૉલેજના થોડા અંગ્રેજ-શાહી વિદ્યાર્થીઓએ ભંગાણું પાડવાની કોશીષ કરી. તેમની લોકોએ ઠીક ખબર લીધી. બીજે દિવસે ૩૦,૦૦૦ માણસોના સરઘસે "બ્રીટીશ સામ્રાજ્ય"ની ઠાઠડી સારા શહેરમાં ફેરવી. અંતે પોલીસે આ મેદની પર ભયંકર લાઠીચાર્જ કર્યો. તેથી ઉશ્કેરાયેલા માણસોએ વફાદારીનો દેખાવ કરનાર એક એક દુકાનના કાચ તોડી નાખ્યા. સારા દેશમાં ને સારા ઇંગ્લંડમાં હાહાકાર થઇ રહ્યો.

તેવામાં જ દક્ષિણ આફ્રીકાની સ્વતંત્ર બોઅર પ્રજા પર ધુંસરી લાદવાને બ્રીટીશ સરકારે લડાઇ જાહેર કરી. આયર્લૅન્ડની પ્રજા આવા હુમલાથી જ ગુલામ બનેલી. તેથી તેની પ્રજાનું દિલ બોઅર

પ્રજા માટે બજે જ. પણ આ કિસ્સામાં "હોમ રૂલ"ના આગેવાનોએ પાર્લામેન્ટમાં ને બ્હાર અંગ્રેજ સરકારને ટેકો આપ્યો. ત્યારે કોનોલીના આઝાદ પક્ષે બોઅર લડાઇ વિરૂદ્ધ જંગી સભા ભરીને આયરીશ વીરલાઓને બોઅર લશ્કરની સાથે ખભેખભો મેળવીને લડવાને પડકાર કર્યો.

એવામા અમર શહીદ વુલ્ફ ટોનના સન ૧૭૯૮ના બંડની શતાબ્દિ નજીક આવી રહી. કોનોલીએ એ પ્રસંગ પૂર જોરશોરથી ઉજવવાને પ્રજાને સૂચન કર્યું અને ટોનના વારાના સાહિત્યમાંથી ઐતિહાસિક લખાણો પત્રિકાના રૂપમાં પ્રકટ કરવા માંડયાં: સન ૧૮૯૮માં ઠેરઠેર ટોનની જયંતી ઉજવાઈ અને ટોનના નામે કલબો થઇ તેમાં કોનોલીએ આગેવાની લીધી.

તે વખતે "હોમ રૂલ"નો પક્ષ તો છેક પાર્લામેન્ટને કાયદેસર ચીલે ચડી ગયો હતો. તે આઝાદ પ્રજાશાસનના પડકારથી, ટોનના સ્વાતંત્ર્ય-યુદ્ધથી, બોઅર લડાઇના વિરોધથી, ગભરાતો આવું કરીએ પછી લીબરલ ને ટોરી બન્ને અંગ્રેજ પક્ષોની સહાનુભૂતિ ખોઈ બેસીએ; ને તેમની મહેરબાની વિના આયર્લૅન્ડના હોમ રૂલનો કાયદો કેમ મળે ? આવી તેમની મનોદશા હતી.

આવી બાયલી મનોદશાની સામે-જુના "હોમ રૂલ" પક્ષની સામે-કોનોલીએ સખ્ત લડત આદરી ને આઝાદી માટે તેમજ કામદારોના હક માટે વીરગર્જના કરી.

સન ૧૮૯૮ની સાલમાંજ કોનોલીએ તેના પક્ષ તરફના "કામદારોનું" સ્વરાજ નામના પત્રમાંજ "આયર્લૅન્ડના ઇતિહાસમાં કામદારો ને ખેડૂતોનું સ્થાન" એ વિષય પર લેખમાળા શરૂ કરી. તે પૂરી તો ઘણે વરસે થઇ, અને ત્યાર પછી તે નાના પુસ્તકના

૨૫માં બહાર પણ પડી. જો કૉનોલીએ તેના જીવનમાં બીજું કંઈ કર્યું ન હોત તો પણ આ પુસ્તક જ તેને અમર બનાવત.

એ પુસ્તકનો સાર અત્રે આપી શકાય એમ નથી. તેની પ્રસ્તાવનામાં–જેમ બીજે અનેક ઠેકાણે–આગળ જણાવેલા સિદ્ધાંતો જ તેણે વાસ્તવિક શૈલીમાં હથોડા મારીને ઠસાવ્યા છે. તેના શબ્દોમાં આયર્લૅન્ડના ખેડુત–મજુરોનો એ જ પડકાર સંભળાય છે: "અમારી જ સંખ્યા સૌથી વધારે છે, ને સર્વ સંપત્તિના સર્જક પણ અમે છીએ. છતાં અમે જ વધારેમાં વધારે ભૂખે મરીએ છીએ–ને લડાઈમાં પણ અમારો જ ધાણ નીકળે છે.

"અત્યાર સુધી અમે અમીર ઉમરાવોની અને પછી મધ્યમ વર્ગની આગેવાની નીચે લડયા. પણ તેમણે અમને પોતાના સ્વાર્થ ખાતર હોમ્યા છે–અમને હંમેશાં દગો દીધો છે. હવે અમે જાતે જ અમારા હક્કની ને સ્વતંત્રતાના સંગ્રામની આગેવાની લઇએ છીએ. બીજા બધા વચમાંથી આમ કે તેમ ખસી જાઓ! અમે જ સાચા દેશાભિમાની છીએ–અમે જ પરદેશી સરકારને ને તેના દેશી સાથીઓને અમારાં કાંડાંના જોરથી હરાવીને હાંકીશું–અમે જ જમીન ને જાગીરનો, રેલ્વે અને કારખાનાંનો કબજો લઇને ખરેખરા આઝાદ બનીશું. દેશભરમાં ચક્રવર્તી રાજ્ય અમે જ સ્થાપીશું ને ભોગવીશું."

આ નવો પેગામ આપતાં કૉનોલીએ ભૂતકાળ પર નવી દૃષ્ટિ ફેંકી, વર્તમાનનું નવું દર્શન કર્યું અને ભવિષ્યનું નવું આલેખન કર્યું. ને માર્કસના આ જુવાન અનુયાયીએ ગુરૂની માફક ઇતિહાસનું નવું વિવરણ કરીને જ નવી લડતનું મંગલાચરણ કર્યું.

આયર્લૅન્ડની ગુલામીનાં ૭૦૦ વરસ દરમ્યાન, સ્વતંત્રતાના

યત્નમાં હંમેશાં ખેડુતો-મજુરોં જ મોટે ભાગે હોમાયા હતા, છતાં પહેલાં સરદારોએ અને પછી કાયદાબાજ આગેવાનોએ તેમને પાનો ચઢાવવાને લડાયક શબ્દો ઉચ્ચાર્યાં હતા-છેક ચાલુ જમાના સુધી તેમના આર્થિક શોષણ સિવાયની બીજી દિશામાં જ તેમને આગેવાનોએ દોડાવ્યા હતા, એટલું જ નહિ પણ તેમની આર્થિક ગુલામીની સાંકળો કાયમ રાખવાની અનેક તરકીબો કરી હતી આ બધું કૉનોલીએ આબાદ દલીલો અને પુરાવા સાથે આ પુસ્તકમાં સાબીત કર્યું છે. તેનુ વાચન અને મનન કરતાં આઝાદીની લડતમાં લડાયક ખેડુત-કામદારોની આગેવાનીનો સિદ્ધાંત સહેજે ગળે ઉતરી જાય છે.

કૉનોલીનુ છાપુ નાણાના અભાવે કદિ બંધ પડતું-કદિ પાછું પ્રકટ થતું. છેવટે સન ૧૯૦૩મા કૉનોલી અમેરિકા ગયો ત્યારે જ તે અટકી ગયુ.

દરમ્યાનમાં તેના પક્ષની પ્રગતિ ચાલુ રહી ખાસ જાણવા જોગ તો એ છે કે કૉનોલીએ પ્રથમ મ્યુનિસિપાલીટીની ચુંટણીમાં પોતાના ઉમેદવારો મુક્યા અને શહેરના રસ્તા-મકાન-ગટરના સવાલો છણીને જ ગલી ગલીએ નવો પેગામ આપતો ગયો. તેના વિરોધી વગદાર ને પૈસાવાળા ઉમેદવારોને પાદરીઓએ અને પાર્લામેન્ટના સભાસદોએ ટેકો આપ્યો તેથી કૉનોલીનો પક્ષ હારી ગયો, પણ તેની ચળવળથી ગરીબ ખાડુતો અને કામદારોની લડત એક પગલું આગળ વધી.

સન ૧૯૦૧-૧૯૦૨માં કૉનોલી ઈંગ્લંડ ને સ્કૉટલૅન્ડમા ભાષણો કરવા ગયો. સ્કૉટલૅન્ડના સમાજવાદી સંઘ સાથે તેનો જુનો સબંધ કાયમ રહ્યો હતો તેથી તેણે સારી સહાય કરી. એ સંઘની એક વાર્ષિક પરિષદમાં કૉનોલી પ્રમુખ પણ ચુંટાયો. ને પછી લગભગ

તરત જ સન ૧૯૦૩ના સપ્ટેમ્બર માસમાં કોનોલી અમેરિકાને પથે વળ્યો.

# [૩]

આયર્લૅન્ડનો અમેરિકા સાથે સંબંધ સમજવા જેવો છેઃ

પાછલા સેંકડો વરસ દરમ્યાન જ્યારે જ્યારે સ્વદેશમાં જુલમ થાય કે દુકાળ પડે ત્યારે હજારો આયરીશ અમેરીકા સંચરે. પરિણામે આજે જ્યારે કુલ આયર્લૅન્ડની વસ્તી ૪૦ લાખની આસપાસ છે ત્યારે અમેરિકામાં થોડા કે પૂરા આયરીશ વંશના આશરે ૩ કરોડ માણસો વસે છે.

વળી અમેરિકામાં સ્વતંત્ર પ્રજાશાસન છે ને ત્યાંના લોકો ઈંગ્લંડની સામે લડીને સ્વતંત્ર થયા છે. તેથી તે આયરીશ પ્રજાને આકર્ષે છે. આયરીશ બંડખોરોનુ અને ઉદ્દામોનું મોટામાં મોટું ધામ અમેરિકા જ. વળી ત્યાં મ્યુનિસિપાલીટીમાં ને સરકારી અધિકારમાં, લશ્કરમા ને નૌકાસૈન્યમાં, વેપારમાં ને ઉદ્યોગમાં ઘણા મોટમોટાં સ્થાન આયરીશ ભોગવે છે. તેથી તેઓ સ્વદેશની આઝાદીની લડતમાં હમેશાં ભરપટ્ટે પૈસા આપતા રહ્યા છે.

આથી આયર્લૅન્ડમાં જે આગેવાનો કંઈક પંકાય તે થોડો ઘણો વખત અમેરિકા જઈ આવે-વિશાળ દુનીયાનો અનુભવ લઈ આવે ને કંઇ સારા કામ માટે પૈસા ટકા લઈ આવે.

તે મુજબ ૩૩ વરસની પુખ્ત ઉંમરે કોનોલી અમેરિકા પહોંચ્યો ત્યારે તેની કામદાર આગેવાન તરીકે કીર્તિ ત્યાં પ્રસરી હતી. તેથી ન્યુયોર્ક પહોંચ્યા પછી થોડા જ વખતમાં સમાજવાદી કામદાર પક્ષનો એક પ્રચારક તે નીમાયો. તેને અંગે તે આખા યુનાઇટેડ સ્ટેટ્સના એક-છેડાથી બીજા છેડા સુધી ફર્યો-ઠેરઠેર ભાષણો કરતો ગયો-નવો

પક્ષ જમાવતો ગયો-ને 'તે જ વખતે પક્ષના "પ્રજા" નામના પત્રમાં લેખ ને નોંધ પણ લખતો ગયો.

સન ૧૯૦૮માં તેને આ પક્ષના આગેવાન દાક્તર લીયોન સાથે અણબનાવ થયો તેથી પક્ષનું કામ છોડયું: પણ પછીના વરસમાં અમેરિકાના સમાજવાદી પક્ષનો રાષ્ટ્રીય વ્યવસ્થાપક તે નીમાયો ને તેથી વળી તે સાલના એ માસથી તે સન ૧૯૧૦ના જુન માસ સુધી ફરતો રહ્યો. ને પછી થોડા જ માસમાં સ્વદેશ પરવર્યો.

આવાં કામ સહેજે સાંપડયાં તેથી રોટીનો સવાલ ઉકલી ગયો. છતાં વચગાળામાં તેને કમાણી કરવી પડેલી ને તે માટે છાપખાનામાં, કારખાનામાં, વીમા કંપનીની ઓફીસમા નોકરી કરેલી.

અમેરિકામા પરદેશી રાજ્ય સામે લડવાનો સવાલ નહિ તેથી કુદરતી રીતે કોનોલીને સમાજવાદી સિદ્ધાંત પ્રમાણે કામદારોનું સંગઠન કરવાનો અનુભવ મળ્યો. તેમાં વળી આ તો દેશ નહિ પણ મોટો ખંડ-યુરોપના દેશદેશના લોકો ને તે સાથે આર્ય, યહુદીઓ અને હબસીઓ વસે. તેમની વિવિધ ભાષાઓ, ખુબીઓ અને ખામીઓનાં રંગ ભળતા. આ બધુ જોવા સમજવાની અણમોલી તક તેને સાપડી. તેમ ઉદ્યોગ ધંધા વધતાં, માલીક ને મજુર, ગરીબ ને તવંગર, ઉંચ ને નીચ, ગોરા ને કાળા-તેમના પ્રચંડ વિરોધ ને વિગ્રહ જોવાની અને જગાવવાની પણ અનુપમ તાલીમ કોનોલીને મળી.

આમ કરતા જ તેણે કામદારોના વજ્ર સમા નક્કર સંઘ બનાવવાની-શહેર ને દેશના સર્વે સંઘમાથી એક વિરાટ એકત્ર કામદારસંઘ રચનાની-અને તેના પ્રચંડ બળથી કામદારોની લડતમાં વિજય પર વિજય મેળવવાની યોજનાઓ તેણે ઘડી. પહેલા યે તે મજુર તરીકે સમાજવાદી હતો છતાં તેના ઉદ્દામ રાષ્ટ્રવાદથી જ તેણે વિશેષ ભાત પાડી હતી. પણ હવે તે પાકો રાષ્ટ્રવાદી રહેવા છતાં ફુકાન ને

કારખાનામાં, રેલ્વે ને બંદર પર કામ કરતા મજુરોનું સંઘબળ જમાવીને મુડીદારોની સામે ટક્કર ઝીલવાને તૈયાર થયો. ને અમેરીકામાં આટલા બધા ગરીબ આઇરીશ લોકો હતા તેથી તેમનું સંગઠન કર્યાં વિના કેમ રહેવાય? તેથી તેમને બધાને નવા રાહ તરફ વાળવાને આઇરીશ સમાજવાદી સંઘની સ્થાપના કરી અને તેમના મુખપત્ર તરીકે "હાર્પ" (આઇરીશ વીણા) નામનું માસિક ચલાવવા માંડયું.

સંઘની પહેલી જ જાહેરાતમાં કોનોલીએ લખ્યું : "આ સંઘ એક માણસ પર બીજા માણસની તેમ એક દેશ પર બીજા દેશની હકુમતનો વિરોધ કરે છે; તેથી આ સંઘ આયર્લેન્ડમાંથી અંગ્રેજી રાજ્યની નાબુદી ઇચ્છે છે, અને આયર્લેન્ડમાં તેમજ દરેક દેશમાં કામદારોનું જ એવું સંપૂર્ણ શાસન ચ્હાય છે."

આજ ગાળામાં કોનોલીએ "આઇરીશ ઇતિહાસમાં કામદારોનું સ્થાન" એ લેખમાળા પૂરી કરી. વળી તેણે "સરળ સમાજવાદ" "મુડીવાદના મુળમા જ ઘા" વગેરે પત્રિકાઓ લખીને પ્રગટ કરી અમેરીકામાં કામદાર નેતાઓમાં એણે ઘણા પક્ષ જોયા. સમાજવાદીઓ, અરાજક સામ્યવાદીઓ, સહકારી મંડળીવાળા,–એ બધા મંહોમાંહે લડતા ને ઝગડતા. મતમતાંતરની ખૂલ્લી ચર્ચાને તે આવકારદાયક લેખતો પણ કોનોલી તો નક્કર વાસ્તવવાદી મજુર, તેથી પુસ્તકીયા તર્કવિતર્કની તકરારોને વધારે પડતું મહત્ત્વ આપવાને બદલે તેમના સમાન સિદ્ધાંતના ધોરણસર સહકાર કરવા તેમને પ્રેરતો. આમ વરસ વીતતાં ગયાં તેમ કોનોલીની બુધ્ધિ, અનુભવ ને હિંમત વધારે પાકટ થતાં ગયાં. આમ, તે બીજાં કેટલાંય વરસ અમેરીકામાં સુખે ગાળી શકત. પણ દેશપાર થએલા સિવાયના કોઇપણ પહેલા દરજ્જાનો આઇરીશ અમેરીકામાં પોતાની જાત બચાવવા બેસી રહે જ નહિ તે કોનોલી પણ ન રહ્યો.

અમેરીકા છોડતી વખતે એક કવિતામાં કોનોલીએ પોતાનું દિલ ઠાલવ્યું છે. "જે દેશ તજું છું તે તો ભવ્ય છે ને તેનું ગૌરવ વરણાગી વધતું જશે; અને જે દેશ અને ઘેર હું પાછો જાય છે ત્યાં દુઃખ જ ભર્યાં છે. છતાં સમૃદ્ધિની પરવા ન કરતાં દિલ વતનના સુખને શરણ થાય છે. માતા દરિયા કિનારે આંસુ સારે છે ત્યાં તેના દુઃખમાં ભાગ પડાવવા હું તલસું છું." કોનોલીનું દિલ આમ વતન તરફ વળ્યું તે વખતે તેના જુના મિત્ર ઓબ્રાયને તેને આયર્લેન્ડના સમાજવાદી પક્ષ તરફથી વ્યાખ્યાન આપવા બોલાવ્યો, તેથી પાછો કુટુંબ પરિવાર સાથે તે સન ૧૯૧૦માં સ્વદેશ સંચર્યો.

# [ ૪ ]

હવે કોનોલી લડાયક કામદાર નેતા તરીકે મેદાનમાં પડ્યો. વચગાળામાં નવી લડતની પૂર્વભૂમિકા પણ ઠીક તૈયાર થઇ હતી સન ૧૯૦૫માં શીનફેઇન ચળવળનો જન્મ થયો. રાજકીય દષ્ટિએ તે ઉદ્દામ હતી. પણ તેની દષ્ટિ પુરાણી હતી ઘણી બાબતમાં ગાંધીજીના સામાજીક-સ્વદેશી ક્રમ સાથે તેને સરખાવી શકાય. છતાં તેમાં યુવાન વર્ગ ભળતો ગયો તેમ નવા સામાજીક સત્ત્વશોધી ચર્ચા પણ થવા લાગી. "ગેલીક લીગ"-રાષ્ટ્રીય સાહીત્ય સંઘમાં ને ખુદ કેથોલીક પાદરીઓમાં પણ નવા વિચારો ફુટતા હતા. વળી બ્રિટીશ પાર્લમેન્ટ પણ ઠેરઠેર મજુરોના પગાર ને વખતો, ખાવાખર્ચ વગેરે વિષે તપાસ કરવાને કમીટીઓ નીમતી ને તેના હેવાલોમાં અવનવી ભલામણો થતી આથી પાર્લામેન્ટના "હોમરુલ" વાદીઓમાં પણ નવી જાગૃતિ આવવા લાગી અને કોઇક કોઇક હિમ્મતભેર સમાજવાદ તરફ ઢળતા હતા.

પણ કોનોલીની ગેરહાજરીમાં કામદારોની લડતોનો ખરેખરો હાલ પહેલવાન તો જીમ લારકીન હતો. ૭ ફુટ ઉંચો ને એ રૂષ્ટપુષ્ટ બુઢો જવામર્દ આજે પણ હયાત છે. તેને પુસ્તકીયા અર્થશાસ્ત્રની ને ચતુર દલીલોની કંઈ કિંમત નહોતી. તે તો ગરીબાઇ ટાળવાને કામદારોને ઉસ્તાદીથી લડવાની ને તો ઓચીંતી હડતાલો પાડીને માલીકોને નમાવવાની જ સલાહ આપતો. તેની તીખી તમતમતી વાણી કામદારોના દિલમાં સોંસરી ઉતરી જતી તેથી તેમની અને તેની વચ્ચે દીલોજાન દોસ્તીનો સંબંધ બંધાયો. આમ થોડાં જ વરસમાં તેણે ઠેરઠેર મજુરોની ચમકાવનારી હડતાલ પડાવી. સાથે સાથે તેમનાં ધંધાવાર યુનીયન બનાવ્યાં. સન ૧૯૦૯માં તેણે સર્વેનું એકત્ર "ટ્રાન્સપોર્ટ એન્ડ જનરલ વર્કર્સ યુનીયન"-વાહનોના અને બીજા સામાન્ય કામદારોનું એક પ્રચંડ યુનીયન બનાવ્યું; અને રોજ-બ-રોજ ગર્જના કરીને ડબ્લીનના કામદાર વર્ગના દિલમાં આગ સળગાવી મુકી.

કોનોલી સન ૧૯૧૦ની આખરે આવ્યો એટલે તરત જ તેની અને લારકીનની જોડી બંધાઈ ગઇ, ને તેમણે સાથે મળીને કામદારોની લડત પૂરજોશથી આગળ વધારવા માંડી.

ડબ્લીનના કામદારોની હાલત આ લડતને અનુકૂળ હતી. ઇંગ્લંડ કે સ્કૉટલેન્ડથી પણ જે ડબ્લીન જાય તેનું દિલ ત્યાંના મજુરોની હાલત જોઈને કંપી જ ઉઠે જે કામ માટે ઇંગ્લંડમાં અઠવાડિએ ૩૦-૪૦ શીલીંગ મળે તેના ડબ્લીનમાં ૧૦-૧૫ શીલીંગ મળે તો નશીબ. ૧૫-૨૦ વરસની જે છોકરીઓને સાધારણ નોકરી પેટે લંડનમાં અઠવાડીએ એક પાઉંડ મળે તે ડબ્લીનમા ભાગ્યે ૬-૭ શીલીંગ દેખે.

ને જેવી ટુંકી આવક તેવા ભયંકર આવાસ. ઘણાં યે "ઘર"માં

પાણી ગળતું હોય, બારીબારણાંના ભરોસા ન હોય. ઠંડીમાં તો પવન સોંસરો ચાલ્યો આવે ને માણસને ઠારી નાંખે. ને વળી ભાંગેલી તૂટેલી દીવાલોની આસપાસ ઉંદરની દોડાદોડ પણ ચાલ્યા કરે. આવા શહેરમાં દર હજારે ૨૭નું મરણ પ્રમાણ હોય ને વેશ્યાનો વેપાર ઉઘાડેછોક ચાલે એમાં શી નવાઈ ?

જ્યાં કામદારોનું આવું ભયંકર શોષણ કરીને મુડીવાળા મહેલાતો બાંધે ત્યાં વીસમી સદીના એ ગુલામો લારકીન-કોનોલીની આગેવાની નીચે બંડ પોકારવા કેમ તૈયાર ન થાય ?

આ પરિસ્થિતિ કળી જઈને કોનોલીએ તેના પ્રચારમાં નવી દિશા લીધી. ભૂતકાળની શાસ્ત્રીય ચર્ચાઓ છોડીને હવે કામદારોની વાસ્તવિક સ્થિતિનો બારીકાઈથી અભ્યાસ કરવા માંડ્યો; ને રાજકીય કે સમાજવાદી વાદવિવાદ કોરે મુકીને સીધી લડતની જ હીમાયત આદરી; અથવા બીજા શબ્દોમાં કહીએ તો, મુડીવાદની સામે રણસંગ્રામ ખેલતે ખેલતે જ કામદારોને વહેવારૂ અર્થશાસ્ત્ર શીખવતો ગયો.

સન ૧૯૧૧માં ડબ્લીનનું કામ તેના પાવરધા ગોઠીયા લારકીનને સોંપીને કોનોલી બેલફાસ્ટ ગયો. તે શહેરના બારાબંદર પર કામ કરતા ગોદીવાળાની હાલત તેને ભયંકર લાગી. મજુરોને આખા દિવસમાં એટલો બધો ભાર ઉપાડવો પડતો કે જેથી તેમનાં પોલાદી શરીર તુટી જતાં. તરતજ તેણે ગોદી પર થાણું જમાવ્યું ને રાત દિવસ સમજુત ને ભાષણો આપીને ગોદીવાળાનું તેમજ ખલાસીઓનું સંગઠન સાધવા માંડ્યું.

આપતી તે બેલફાસ્ટના કામદારોને આપવાની તેણે ના પાડી. તરત જ આ ખલાસીઓના તેમજ પોતાના પગારના વધારા માટે ગોદીના મજુરોને હડતાલ પાડવાની કોનોલીએ સલાહ આપી. થોડા જ કલાકમાં ૬૦૦ મજુરો ગોદી છોડી ચાલ્યા ગયા. જોતજોતામાં બન્ને ખાતાના કામદારોને પગારમાં ઠીક વધારો મળ્યો!

આવી હડતાલની બાબતમાં કોનોલી, તેના દોસ્ત લારકીનને પંથે પળ્યો. તાકડો જોઈને તરતજ હડતાલ પાડવી, યુનીયનની કમીટીની સભાની મંજુરીની પણ વાટ ન જોવી, અને એક ખાતાના મજુરોની વ્હારે બીજાએ તરતજ વીજળીક ત્વરાથી ધાવું–એજ તેનો મુદ્રાલેખ હતો.

છતાં અનુભવ વધતાં કોનોલી અક્કલ ચલાવીને નવાનવા અખતરા કરતો. બેલફાસ્ટની કાપડની મીલમાં કામ કરતી સ્ત્રીઓ અને છોકરીઓ પર ભયંકર જુલમ થતો. મૂળમાં તો પગાર હલકો ને તેમાં નજીવા બ્હાનાસર ભારે દંડ થતો. આખા કારખાનામાં ગુલામીની દુર્ગંધ ફેલાઈ હતી.

કોનોલીએ હુકમ આપ્યો એટલે ૧૧૦૦ સ્ત્રીઓ હડતાલ પર ગઈ. તરત જ તેના પ્રતિકાર રૂપે માલીકોએ મીલના દરવાજા બંધ કર્યા. પહેલી જ સભામાં શહેરની ૩૦૦૦ સ્ત્રીઓ હાજર હતી ને તેમણે સર્વ સામાન્ય કામદાર સંઘની શાખા સ્થાપવાનું ઠરાવ્યું.

પણ કોનોલી તરત જ સમજી ગયો કે આવી હડતાલ લાંબો વખત ટકી શકશે નહિ. જાહેર પ્રજાની મદદ નહિ એટલે કામદારો ભૂખે ક્યાં સુધી મરે? તેથી તેણે એક નવો તુક્કો રચ્યો. બધી સ્ત્રીઓને કોનોલીએ સલાહ આપી કે "કામે જાઓ. પણ જો તમારામાંથી એકને હસતાં કોઇ રોકે તો બધાં યે હસવા માંડજો;

ને એક જણને કાઢી મુકે તો બધાં તે તમારી ખાસ લઈને બહાર નીકળજો."

"આ સલાહ બર આવી ને કે આ મીલમાં કામદારો પર જુલમ ઘણો હળવો થઈ ગયો.

કોનોલી લડવામાં શૂરો હતો તેમ સમાધાન કરવામાં પણ ચકોર હતો. સન ૧૯૧૨માં વેક્સફર્ડમાં લોખંડની ભઠ્ઠીના કામદારોની હડતાલ પડી; ત્યાં એક આગેવાન પકડાયો તેથી કોનોલી ત્યાં પહોંચ્યો ને તરતજ માલીકો સાથે મસલત કરવા લાગ્યો. યુનીયનની મંજુરીનો સવાલ મુશ્કેલ નીવડ્યો. માલીકોએ ડબ્લીનના સામાન્ય યુનીયનને મંજુર રાખવાની ના પાડી ત્યારે કોનોલીએ સ્થાનિક કામદારોના યુનીયનની મંજુરી માગી તે માલીકોએ તરત જ આપી. એટલે કામદારો કામે ચઢી ગયા ને પછી સ્થાનિક યુનીયન ડબ્લીનની સંસ્થા સાથે જોડાયું ત્યારે માલીકોએ આંખ આડા કાન કર્યા!"

આ સાલમાં-૧૯૧૨માં સમગ્ર આયર્લેન્ડની ટ્રેડ યુનીયન કોંગ્રેસ (કામદાર પરિષદ) મળી તેમાં કોનોલીએ હાજરી આપી. ત્યાં તેણે તમામ જાહેર સંસ્થાઓ પર-ધારાસભામાં ને મ્યુનિસીપાલીટીમાં-કામદારોમાં પ્રતિનિધિઓ ચુંટી મોકલવાની દરખાસ્ત મુકી. પરિણામે "આયર્લેન્ડના કામદારો, નવી આઈરીશ પાર્લામેન્ટમાં પોતાના ચુટેલા પ્રતિનિધિઓનો 'કામદાર' પક્ષ રચી શકે તે સારૂ બીજા તમામ રાજકીય પક્ષોથી સ્વતંત્ર આઈરીશ કામદાર પક્ષ સ્થાપવાનું" આ સભાએ ઠરાવ્યું.

કોનોલીને એમ લાગતું કે જ્યારે સ્થાનિક ધારાસભા સ્થપાશે ત્યારે આગળના ઉદ્દામવાદીઓ મુડીવાળાની સાથે મળી જઈને છેક પ્રતિગામી બની જશે અને તેવે વખતે સ્વતંત્ર મજુર પક્ષ નહિ હોય તો કામદારોના હિતનું સાચું રક્ષણ નહિ થાય. આમ બીરીશ અમલ

પણ બહારમાં દેશમાં ચાલતો હતો તે છતાં પણ "હોમ રૂલ"વાળા સાથે ખોટું ઐક્ય સાધવાને ફોકટ ફાંફાં તેણે માર્યાં નહિ અને પ્રતિ-હાસતા આદેશ મુજબ ઈંગ્લંડ અમેરીકા જેવા બીજા દેશોની માફક આયર્લંડમાં પણ કામદાર પક્ષની તેણે હિમ્મતભેર સ્થાપના કરી.

આમ કરતાં સન ૧૯૧૩ની સાલ આવી ત્યારે લારકીન ને કોનોલીને તેમની જીંદગીની મોટામાં મોટી હડતાલ ચલાવવાનો અવસર આવ્યો.

# [ ૫ ]

હડતાલની શરૂઆત તો નજીવી લાગે એવી હતી. ડબ્લીનની ટ્રામ્વેના થોડા કામદારો બરતરફ થયા તેથી તેમના કેટલાક સાથીઓ કામ છોડી ચાલ્યા ગયા. હડતાલનો પવન જોતજોતામાં ફેલાવા લાગ્યો. બીજી પાસ ડબ્લીનના તાલેવાન માલીકોએ આગલી સંતલસ પ્રમાણે પણ નક્કી કર્યું હતું કે ગમે તેમ કરીને કામદારોનું એક યુનીયન થયું છે તેના ભાંગીને ભુકા કરવા. તેમણે શહેરના ૪૦૦ શેઠીઆને સૂચના આપી કે જે પુરૂષ કે સ્ત્રી કે નોલી—લારકીનના એકત્ર યુનીયનમાં ન જોડાવાનું વચન આપે તેમને જ કામ પર પાછા લેવા.

આ વાત જાહેર થતાં કામદારોએ પણ કમર કસી ને ૩૭ યુનીયનના આશરે ૨૦,૦૦૦ કામદારો હડતાલ પર ઉતર્યા. ડબ્લીનના રાજમાર્ગો પર સુનકાર વર્તી રહ્યો. પણ તે થોડો વખત જ. ટ્રામ, બસ, કારખાનાં વગેરેના માલીકોએ ગુલામી-ખત લખાવી લઈને કોઈ કોઈને કામે લગાડવા માંડયા—પોલીસ ને લશ્કરની મદદથી પણ કોઈ કોઈ વાહનો ચલાવ્યાં.

' કુદરતી રીતે હડતાલીયાએ વિરોધ કરવા માંડ્યો-તેથી ઝપાઝપી, મારામારી, પોલીસના લાઠીચાર્જ વગેરે પ્રસંગો બનવા લાગ્યા. શહેરની સુલેહશાંતિ જાળવવાને બ્હાને અંગ્રેજ સરકારે વધારે ને વધારે પોલીસ ને લશ્કર પણ શહેરમાં જમાવવા માંડ્યું. ખરેખર આઠેક મહિના આ હડતાલ ચાલી તે દરમ્યાન તો આ શહેર એક રણક્ષેત્ર સમું બની ગયું.

રોજ રોજ એક મોટા ચોગાનમાં હજારો હડતાલીઆની સભા થાય ત્યાં પોલીસના દંડા ઉછળે-લોકોને ઇજા થાય-ધમસાણ મચે. તેવામાં ઓ'કોનોલ સ્ટ્રીટના મુખ્ય માર્ગ પર સભા જાહેર કરવામાં આવી તેની પોલીસે બંધી કરી. છતાં લોકો તો આ રાજમાર્ગ પર હજારોની સંખ્યામાં ભેગા થયા. પોલીસ ને લશ્કરે પણ પાકી તૈયારી કરી રાખી.

સભાના બરાબર વખતે જીમ લારકીન રસ્તાની એક બાજુએ આવેલી ઇમ્પીરીયલ હોટેલના છજામાં આબાદ રીતે છતો થયો. તેણે ખોટી દાઢી પહેરી હતી તે ખેંચી કાઢીને તેણે બોલવા માંડ્યું. તરતજ પોલીસે તેને પકડ્યો ને પછી લોકોના ટોળા પર ભયંકર હુમલો કર્યો. સ્ત્રીઓ, પુરૂષો ને બાળકો-બધાં એ હુમલાનાં ભોગ બન્યાં. ઘણે ઠેકાણે લોકો પોલીસની સામે પણ ઉલટ્યા ને નાની નાની લડાઈઓ શેરીએ શેરીએ જામી. આ ખબર ફેલાતાં આખા આયર્લેન્ડમાં હાહાકાર વર્તી રહ્યો.

એ દિવસના પોલીસના હુમલાથી નોલન નામનો એક જુવાન કામદાર મરણ પામ્યો તેની સ્મશાનયાત્રામાં જંગી સરઘસ સામેલ થયું. ડબ્લીનવાસીઓના દિલમાં આ કારમો ઘા ઘણા વખત સુધી ન રૂઝાયો.

મહિના પર મહિના જતા ગયા-ને હડતાલીઆમાં ભૂખમરો

વધતો ગયો તેમ પ્રજાની લાગણી તેમની તરફ વહેવા લાગી. શરૂઆતથી શીન ફેઇને કે હોમ રૂલ પક્ષે આ હડતાલને ટેકો નહોતો આપ્યો. પણ વખત જતાં તટસ્થ લોકો પણ કામદારસંગઠનના હક માટે લડતા બહાદુર નરનારીઓ પર આફરીન થવા લાગ્યાં ને પીઅર્સ જેવા રાષ્ટ્રવાદીઓ પણ તેમને શાબાશી આપવા લાગ્યા.

તેવામાં લીવરપુલ ખાતે બ્રીટીશ કામદારોની કોંગ્રેસ મળી તેણે આ હડતાલને ટેકો આપવાનો ઠરાવ કર્યો. તેનું એક પ્રતિનિધિમંડળ ડબ્લીન આવી ગયું ને તેણે સમાધાની માટે ઘણી કોશીશ કરી. પણ માલીકો એકના બે થયા નહિ.

આ જોઇને "એ. ઈ."–મી. રસલ જેવા વિદ્વાન સાહિત્યકાર પણ ખુબ ચીઢાયા. તેમણે "આઈરીશ ટાઈમ્સ"માં એક ઐતિહાસિક પત્ર પ્રકટ કરીને ડબ્લીનના મૂર્ખ મદોન્મત્ત માંધાતાઓ પર સખ્ત ફીટકાર વરસાવ્યો. પણ પત્થર પર પાણીની અસર થાય?

પછી વળી અંગ્રેજ કામદારોની મદદ મેળવવાને લારકીન ને કોનોલી લંડન ગયા. તેમણે તો આઇરીશ માલીકોને નમાવવાને બ્રીટનના કામદાર–આગેવાનોને હડતાલ પર જવાને સમજાવ્યા. પણ તેમની સૂચના કોઇએ સ્વીકારી નહિ. તેથી દેશ-દેશાંતરના કામદારોના સહકાર વિષે નિરાશ થઇને આ બીરાદરો ડબ્લીન પાછા ફર્યા.

છેવટે આઠ મહિને આ લડતનો અંત આવ્યો. માલીકો ને કામદારો બન્ને થાકી ગયા. એકત્ર કામદારસંઘને મંજુરી મળી નહિ. પણ કામદારો પાસેથી ગુલામીખત પર સહી લેવાની વાત પણ માલીકોને પડતી મુકવી પડી. ઘણા ઘણા "સ્વતંત્ર" કામદારો કામ પર લેવાયા–ને કામદારોના એકત્ર યુનીયન પર માલેતુજારોનો આખરી પ્રહાર નિષ્ફળ ગયો.

જ્યારે બધી, ધમાલ ને ધાંધલ પતી ગયા ત્યારે છુંદાએલો ઘવાએલો આઇરીશ મજુર આસ્તે આસ્તે ખડો થયો—ને તેની શક્તિ અને શ્રદ્ધામા કાયમનો વધારો થયો વળી ધાર્મિક ને રાજકીય ભેદ આ લડતથી વીસારે મડઆ—ને આર્થિક ભેદ તરી આવ્યા. ને ડબ્લીનના હજારો ગરીબ સ્ત્રીપુરૂષ મજુરોએ ભૂખ્યે પેટે આ લાંબી લડત, સરકાર ને માલીકોના સંયુક્ત બળ સામે ટકાવીને આખી દુનીયામા આયર્લૅન્ડની જનતાનો વિજય ડંકો વગાડયો.

# [૬].

આમ કામદાર લડત પૂરી થઈ તેવામા તો રાજકીય સંગ્રામના પડઘમ વાગી રહ્યા

સન ૧૯૧૩—૧૪ની સાલમા બ્રીટીશ પાર્લામેન્ટમા આઇરીશ હોમ રૂલ બીલની ચર્ચા ચાલતી હતી તે કાયદો પસાર થતા સુધીમા આયર્લૅન્ડના મવાળ મોવડીઓ વાત વાતમા નમ્યુ આપતા ગયા અલ્સ્ટરના અંગ્રેજશાહી લોકોએ આ બીલની સામે જેહાદ જગાવી તેથી તેને જુદુ પાડવાનું તેમણે કબુલ કર્યું, પોસ્ટ ઓફીસ, અને જકાતવેરાના ખાતા પણ છોડી દીધા એકંદર દેશના કરવેરા પર પણ અંગ્રેજી સત્તા કબુલ રાખી. આમ અંગ્રેજ રાજકર્તાઓ આગળ આઇરીશ બેડખાઓએ નાકલીટીઓ તાણી છતા યે આખુ બીલ હવામા જ ટગાઈ રહ્યુ. આથી 'હોમ રૂલ" પક્ષ સામે આયર્લૅન્ડના તમામ ઉદ્દામ વર્ગોમા, રોષ વ્યાપી રહ્યો।

આવે વખતે પણ અલ્સ્ટરના સર એડવર્ડ કાર્સન વગેરે આગે વાનોએ તેમની સ્વયંસેવક સેના ભરતી કરવાનું અને તેને માટે ભારોભાર બંદુક ને દારૂગોળો આયાત કરવાનું ચાલુ રાખ્યુ તેથી

દક્ષિણ વિભાગની પ્રજાનું લોહી ઉકળી ગયું. બેલફાસ્ટની હરિફાઈમાં ડબ્લીનના આઝાદ (Republican) પક્ષે આયરીશ સ્વયંસેવક સેના રચવા માંડી. તેમણે પણ ચોરીછુપીથી શસ્ત્રાસ્ત્ર ને સામગ્રી લાવવા માંડયાં.

આ બે સેનાઓ તૈયાર થતી હતી તે અરસામાં કોનોલીએ શહેરી સેના (Citizens' Army) રચવા માંડી. છેલ્લી હડતાલ દરમ્યાન લારકીને જાહેર કર્યું હતું કે કામદારો લશ્કરના રાક્ષસી હુમલા સાંખશે નહિ. કામદારોના કાયમના રક્ષણ માટે ૧૯૧૩ના નવેમ્બર માસમાં આ સેનાની ભરતી શરૂ થઇ અને કેપ્ટન વ્હાઈટ તેને લશ્કરી તાલીમ આપવા માંડી. બીજા જે હથીઆર લાવે તો કોનોલીને કેમ ન મળી શકે?

આમ આયર્લેન્ડમાં ઉત્તર ને દક્ષિણમાં સ્વયંસેવકોની ગર્જના અને હથીઆરોના ખડખડાટ સંભળાતા હતા તેવામાં સાચા ગોળીબાર થયા. સન ૧૯૧૪ના જુલાઇ માસમાં ડબ્લીનનું સ્વયંસેવક દળ દારૂગોળો બદરથી સેરવીને "બેચેલર વોક" નામના નદી કીનારાના રસ્તા પરથી ઉઘાડેછોક લઇ જતું હતું તેના પર અંગ્રેજ લશ્કરે હુમલો કર્યો. કેટલા માણસો કતલ થયા–ઘણા વધારે ઘાયલ થયા. આમ અચાનક રીતે ઇંગ્લાંડ–આયર્લેન્ડના રાજકીય સંગ્રામનાં મંડાણ થયાં.

તે પછી એક માસમાં ઓગસ્ટની શરૂઆતમાં મહા યુદ્ધ શરૂ થયું. ને જોતજોતામાં જર્મન લશ્કર બેલ્જીઅમનો કચ્ચરઘાણ વાળીને ફ્રાંસની સરહદ પર ધસી આવ્યું. એક બાલ્કન દેશના ખુણામાં ચીનગારી સળગી હતી તેમાંથી આખા યુરોપ ખંડમાં–દુનિઆમાં ભયંકર આગ પસરી ગઇ.

આવી લડાઈ તરફ પીઅર્સ ને કોનોલી જેવા તમામ

જહાલ આઇરીશોની કુદરતી વલણુ સમજવી જોઈએ. આગલી સદીઓમાં જ્યારે જ્યારે ઇંગ્લેંડ પરદેશ સાથે લડાઈમાં ગુંથાતું ત્યારે દેશાભિમાની આઇરીશ હંમેશાં રાજ્ય સામે બંડ કરતા અને બને તો સામા દુશ્મનોનો સાથ લેતા. સન ૧૭૯૮નો વુલ્ફ ટોનનો આદર્શ જગજાહેર હતો. ઇંગ્લંડ–ફ્રાંસ વચ્ચે લાંબી લડાઇ ચાલતી હતી ત્યારે ટોને પહેલી સ્વદેશમાં જ બંડની આગ પેટાવી હતી. પછી તેમાં નિષ્ફળ જતાં ફ્રાંસથી લશ્કર લઈ તે સ્વદેશ આવ્યો. તેની શહીદીથી તેનો પરાપૂર્વનો દાખલો ઉદ્દામ આઇરીશના દિલમાં અંકાયો હતો.

આમ "ઇંગ્લંડની મુસીબત તે આપણી તક" એ સિદ્ધાંત અમલમાં મુકવા જહાલ રાષ્ટ્રવાદીઓ તેમજ કામદાર આગેવાનો અધીરા થઈ ગયા. પણ વધારામાં કોનોલીના સમાજવાદી દિલમાં એક બીજી લાગણી બળુક્વા લાગી. સમાજવાદીઓ તો તમામ યુદ્ધને રાજવીઓની અને મુડીવાળાની પાશવ લીલા જ માનતા આવ્યા છે. આ ટાંકણે લેનીને પણ પડકાર કર્યો કે સર્વે સમાજવાદીઓએ આ યુદ્ધનો વિરોધ કરવો–યુરોપના કામદારોએ એક બીજાનો સંહાર કરવા રણક્ષેત્રમાં ન જ જવું. અને તેમના પર ત્રાસ થાય તો તેમણે પોતપોતાનાં આપખુદ રાજ્યોને જ ઉખાડી નાંખવાને પ્રવૃત્ત થવું.

પણ ૧૯૧૪-૧૫મા લડાઈનો વટોળીઓ જાગ્યો ત્યારે તમામ દેશના ખરા સમાજવાદીઓ, પોતાના મુળ સિદ્ધાંતોનો દ્રોહ કરીને ચાલુ પ્રવાહમાં ઘસડાઇ ગયા. આ જોઇને જેમ લેનીનને તેમ કોનોલીને પણ ભારે સંતાપ થયો. પણ તેથી માથે હાથ દઈને સુઈ ન રહેતાં સાચા સમાજવાદી તેમજ રાષ્ટ્રવાદી તરીકે આયર્લેંડની ભૂમિ પર જ સદીઓના શાસકોને શાસન આપવાને કોનોલી તૈયાર થયો.

આવે વખતે વળી "હોમરૂલ" આગેવાન રેડમંડે દેશને ભયંકર દગો દીધો. અંગ્રેજ સરકારે લડાઈ દરમ્યાન "હોમરૂલ"ના કાયદાનો

અમલ મુલતવી રાખવાનું જાહેર કર્યું. તે છતાં પણ આ બાયલા આગેવાને આયર્લેન્ડની સંપૂર્ણ વફાદારી જાહેર કરી દીધી ને તેનાં માણસ અને રિદ્ધિસિદ્ધિ બીનશરતે અંગ્રેજ રાજકર્તાઓને શરણે કર્યાં.

આ ભાષણ વાંચીને કોનોલીએ તો રેડમન્ડ અને તેના સાથીઓ પર પીસ્તાળ પાડી. તરતજ તેના પત્રમાં જવાબ વાળ્યો કે રેડમન્ડે ઇંગ્લંડને કોલ આપ્યો છે પણ તે કદિ પાળી નહિ શકે.

દેશમાં સીપાઇઓની જે ભરતી ચાલી રહી હતી તેની સામે કોનોલીએ મોરચા માંડયા.

આ વખતે કોનોલીની સ્થિતિ મુશ્કેલ હતી. તેના યુનીયનનું જોર છેલ્લી હડતાલથી નબળુ પડી ગયુ હતું તેથી તે કામદારોની સાર્વત્રિક હડતાલ પાડીને ઇંગ્લંડનો ગક્ષમી રથ રોકી શકે તેમ નહોતુ. વળી રાષ્ટ્રવાદી ઉદ્દામોએ જે સ્વયંસેવક દળ રચ્યુ હતું તેની વ્યવસ્થાપક કમીટીમા રેડમંડના મવાળ પ્રતિનિધિઓ ઘુસી ગયા હતા. તેથી પીઅર્સ જેવા જવાનો આ સૈન્યની બંદુક સરકારની સામે ફેરવવાની જે છુપી તૈયારી કરતા હતા તે મુશ્કેલ બન્યુ ને બાકીના બધા પાર્લામેન્ટના સભાસદો, વેપારીઓ, કારખાનાવાળા, છાપાવાળા આ બધા તો વફાદારી અને ભરતી કરવાની બસુરી કાગારોળ કરી રહ્યા.

સને ૧૯૧૫નું વરસ ધપતું ગયું તેમ મામલો 'વધારે' ગંભીર બનતો ગયો. લડાઈ હવે તો લાંબી ચાલશે, તેમાં 'બન્ને' પક્ષના લાખો માણસો ભરતી થશે ને ખતમ થશે. ઇંગ્લંડમાં તેમ આયર્લેન્ડમાં પણ લશ્કરી નોકરી ફરજીઆત થશે એમ ધીમે ધીમે સમજાયુ. એક પાસ દેશમાં વધારે જુવાનોને લડાઈમાં હોમવાને પ્રચાર ચાલતો ગયો ત્યારે બીજી પાસ હજારો આઈરીશ સીપાઈઓ લુલા, લંગડા, કાણા અને અપંગ થઇને સ્વદેશ પાછા ફરવા લાગ્યા. આવા સીપાઇઓ મોટે ભાગે તો કામદાર વર્ગના હોય તે જોતાં કોનોલીની રગેરગમાં આગ વરસી રહી.

હવે કોનોલીએ તેના જીવનનો આખરી ફેંસલો કરી લીધો. તૈડ-બંડ વગેરે મવાળો તો આજે ભરતીને તેમ આવતી કાલે ફરજીઆત નોકરીને પણ ટેકો આપીને બંડખોર આયર્લેન્ડનું નાક કાપશે. આજે કામદારોને ઘેટાંબકરાંની માફક કપાવાને તે પરદેશ લઇ જાય છે તેમ ભવિષ્યમાં વધારેને લઈ જશે. તેથી હવે કામદારોના વાલી તરીકે તેમજ આઝાદ રાષ્ટ્રવાદી તરીકે કોનોલીએ અંગ્રેજી રાજ્ય સામે બંડ જગાવી તેની પ્રતિષ્ઠાને આબાદ ફટકો મારવાનો નિશ્ચય કર્યો. કેનેડામાં, આફ્રીકામાં કે હિન્દમા બંડ થાય તે કરતાં ઇંગ્લંડના ઘર આંગણે આયર્લેન્ડમાં બંડની જવાળા ભભુકે તો જ બ્રીટીશ સિંહની પુંછડી આમળાય ને આયર્લેન્ડનો "વફાદારી"નો પરપોટો ફુટી જાય. આવા ઐતિહાસિક પ્રસંગે આઝાદીનો વાવટો ફરકાવીને સદીઓથી નામચીન થયેલા દેશમાં એક પણ સાચો વીરલો જીવતો હોય છતાં દેશના હજારો લાખો કામદારો ઇંગ્લંડના વફાદાર સીપાઇઓ થઇને ફ્રાંસ અને ફ્લાંડર્સ તરફ ધસડાય અને કપાય એ કેમ ખમાય?

જહાલ રાષ્ટ્રવાદી અગ્રેસર પીઅર્સ પણ આ વિચારનો હતો. પણ તેના સ્વયંસેવક દળની નીતિરીતિનો ભરોસો નહોતો. ત્યારે કોનોલીના "શહેરી સૈન્ય"માં તો આશરે ૨૭૦ સીપાઇઓ જ

ભરતી થયા હતા : આટલા માણસો એકલે હાથે બ્રીટીશ સામ્રાજ્યશાહીનો સામનો કેમ કરી શકે ? અલબત્ત, વિજય નજ મળે, એ તો ચોખ્ખું હતું. કોનોલીના મનમા પણ કોઇ ભ્રમ નહોતો : પણ રાષ્ટ્રવીર પીઅર્સની માફક આ સમાજવાદી કોનોલી પણ, આખરે વિજય મળે ત્યાં સુધી ટોન ને એમેટ જેવા શૂરાઓએ સોંપેલી, આઇરીશ શહીદોની પુરાણી જ્યોત સળગતી રાખવાની જ તમન્ના રાખતો. એમ થાય તો જ પછીની કોઈ પેઢીના વીરાઓ કોઇ અનુકૂળ પળે સીતમગારો સામે રણસગ્રામ ખેલીને દેશની આઝાદી પાછી મેળવે !

કોનોલીના રણટંકાર રોજ રોજ સાંભળીને રાષ્ટ્રીય ઉદ્દામોને પણ સપાટો મારવાની ફરજ પડી. આઈરીશ સ્વયંસેવક દળની કમીટીમાં રેડમંડના પ્રતિનિધિઓની સાથે પીઅર્સ વગેરે જે ઉદ્દામો હતા તેઓ ખરૂ જોતાં ( Irish Republican Brotherhood) છુપી ટોળીના સભાસદ હતા. તેઓ પણ અણીને પ્રસગે બડ ઉઠાવવા ચહાતા હતા પણ તેઓ છુપી રીતે દેશભરમાં તૈયારી કરીને પછી જામગરી ચેતાવવાનો મનસુબો રાખતા.

આમ કોનોલી ને પીઅર્સના સાથીઓ વચ્ચે તીવ્ર મતભેદ હતો. તેઓ પહેલા તો કોનોલી પર ખુબ ચીઢાયા. કોનોલી આમ ઉઘાડે છોગે બંડની વાતો કરે તેથી એને અધાય જહાલોની ટપોટપ ધરપકડ થાય, ઘરી લડતનાં ખ્વાબ સ્વપ્ના મનમાં જ રહી જાય–એવી દહેશત રાખતા.

સદ્ભાગ્યે આ અવસરે આ જહાલોના સરદાર પીઅર્સ ને કોનોલીની ખાનગી મેળાપ થયો–તેમાંથી ગાઢી મિત્રાચારી જામી. આ અણીને વખતે "આઇરીશ લોહીનું બલિદાન" આપવા બન્ને સંમત થયા છતાં પીઅર્સે જરા ધીરજ ધરવા સલાહ આપી તે

કૉનોલીએ ન માની. તેથી એક દિવસ જહાલોની એક ટુકડી કૉનો લીને ઉપાડી ગઇ ને ત્યાં કૉનોલી છુપી કમીટીને મળ્યો. ત્યાં કૉનો- લીના મતને મંજુર કરીને ૧૯૧૬ના ઇસ્ટરનો રવિવાર બંડ માટે ઠરાવવામાં આવ્યો.

સન ૧૯૧૬ના આરંભમાં કૉનોલીની શહેરી સેનાએ તેમજ આઈરીશ જહાલ દળે આગામી યુદ્ધની તૈયારીઓ કરવા માંડી. કૉનોલી તો તે વખતે તેના કામદાર સંઘના "આઝાદ ભવન" (Liberty Hall)માંજ રહેતો. આખો વખત એક હાથમાં ભરી રીવૉલ્વર રાખતો, ને સાથે સંગીન-બંદુકવાળા બે અંગરક્ષક ચોવીસે કલાક સાથે રહેતા બદુકો ને દારૂગોળો આ મકાનમાં જમા થતો હતો: ને પતરાનાં ખોખામાંથી ભારેભાર બૉંબ બન્યે જતા હતા.

નવાઇની વાત તો એ છે કે ઇસ્ટરનો તહેવાર આવ્યો ત્યાં સુધી અંગ્રેજ પોલીસે ન તો કોઇને પકડયા કે ન તો કોઇના મકાન પર દરોડો પાડયો. આઇરીશ સ્વયંસેવકો તો બધુ છુપી રીતે કરતા; પણ કૉનોલી તો આઝાદ ભવનની બારીમાં ઉભો રહી હુંકાર કરતો. તેના સ્વયંસેવકો હાથમાં હૉકીની લાકડી લઇને જાહેરમાં તાલીમ લેતા છતાં પોલીસે માત્ર એકજ કારવાહી કરી. આઝાદ ભવન પર "અમે રાજા કે કૈઝર સારૂ લડશું નહિ" એવા શબ્દોનો મોટો પટો હતો તે બળજબરીથી પોલીસ કાઢીને ઉઠાવી ગઈ. બાકી કેટલીક વાર ધરપકડની વાતો પોલીસ ખાતામાં થયેલી પણ તે પડતી મુકાઇ.

ઇસ્ટરના દિવસો નજીક આવ્યા એટલે પીઅર્સ ને કૉનોલીએ એક સરખી સિંહગર્જના કરવા માંડી. આયર્લેન્ડની આઝાદીનો વાવટો દેશદેશાંતરમાં ફરકાવવા રેડમંડ વગેરે મહારથીઓએ દેશ પર લગાડેલી "રાજભક્તિ"ની કાળી ટીલી ભુંસી નાંખવા-અંગ્રેજ સલ્તનતની ડગમગતી ઇમારત પર એક પ્રચંડ પ્રહાર કરવા-દેશના હજારો પ્રજાજનો,

ખેડુતો ને કામદારોની, કતલ રોકવાને ઇસ્ટરના રવિવારે તમામ શુરા સૈનિકોને તેમણે આદેશ આપ્યો.

પણ છેવટની ઘડીએ એક અણધારી આફતે આવી. સ્વયંસેવક-દળમાં પીઅર્સનાં એક સાથી મેક-નેઈલે રવિવારના થોડાજ દિવસ પહેલાં સ્વયંસેવકોની કવાયત ને જમાવટ મુલતવી રાખવાનો જાહેર હુકમ આપ્યો. આખા દેશમાં આ પહોંચી ગયો એટલે દૂર દૂર ગામગામડે રહેતા સરદારો ને સીપાઇઓ ઇસ્ટરના તહેવાર ભોગવવા આમતેમ વીખરાઈ ગયા.

આ હુકમ વાંચતાં પીઅર્સ ને કોનોલીને પારાવાર વેદના થઇ. કોનોલીની શહેરી સેના તો હાજર હતી. પણ પીઅર્સ છેલ્લી ઘડીએ દૂર દૂર નવો હુકમ કેમ પહોંચાડે ? છતાં તેણે આખરી પાસો નાખ્યો. ઇસ્ટરના સોમવારે જેટલાને સંદેશો પહોંચી શકે તેટલા વીરલાઓને "કવાયતમાં"—બંડમાં સામેલ થવા હુકમ આપ્યો.

## [ ૭ ]

સોમવારની સવાર પડી ત્યારે ડબ્લીનના રસ્તા પર ભાગ્યે જ કંઈ નવીનતા દેખાઈ હશે. આકાશમાં સુરજ ચઢતો ગયો તેમ પીઅર્સ ને કોનોલીના સ્વયંસેવકો શહેરમાં જુદા જુદા ઠેકાણે ચુપચાપ ગોઠવાતા ગયા. વધારે માણસો અને આગેવાનો કોનોલીના આઝાદ ભવન આગળ ભેળા થયા.

કોનોલી તેના સાગરીતોને લઇને સજ્જ થયો. પીઅર્સ ત્યાંજ આવી મળ્યો. નવી સ્વરાજ કમીટીનો પ્રમુખ પીઅર્સ હતો, ત્યારે કોનોલી સેનાધિપતિ હતો. તેઓ નાના રસાલા સાથે આઝાદીની કુચ કરવા નીકળ્યા. ભવન છોડતી વખતે કોનોલીએ તેના કામદાર સાથી વીલીઓબ્રાયનને કહ્યું : "અમે કતલ થવાને જઇએ છીએ." ને હસતે

ચહેરે આ શૂરાઓ દેશ ને પ્રજાનું નામ રાખવાને પોસ્ટ ઓફીસ તરફ ચાલ્યા.

જોતજોતામાં તો આ શૂરાઓએ પોસ્ટ ઓફીસનો કબજો લીધો. તે પર રીતસર આયર્લૅન્ડનો ત્રિરંગી ઝંડો ચડાવ્યો ને પહેલીવાર તે આકાશમાં ઉંચે ફરકવા લાગ્યો. પછી આઝાદીનું યાદગાર જાહેરનામું વાંચવામાં આવ્યું ને થોડીવારમાં તેની નકલો શહેરમાં વહેંચાઇ ગઈ.

થોડા કલાકમાં આ બંડની ખબર આખી દુનીયામાં ફેલાઈ ગઈ. ડબ્લીનના રાજમહેલમાં તો ધમાલ થઈ રહી. એક પછી એક ટુકડીઓ પોસ્ટ ઓફીસ પર કુચ કરવા લાગી બેલફાસ્ટ ને લંડનથી પણ લશ્કર રવાના થયું: તલવારો ખખડવા લાગી ને ગોળીબારથી આખું શહેર ગાજી રહ્યું. માણસો વીંધાવા લાગ્યા ને ડબ્લીનનો રાજમાર્ગ શહીદોના અને સીપાઇઓના લોહીથી ખરડાવા લાગ્યો.

આવું પ્રચંડ બંડ ડબ્લીનમાં ફક્ત ૭૦૦ વીરલાઓએ જ ઉઠાવ્યુ-તેમા આશરે ૧૧૮ કૉનોલીના સૈનિકો હતા. કોઈ કોઈ જીલ્લામાં છમકલાં થયાં તેમાં આશરે ૨૦૦ સામેલ થયા. આવડી નાનકડી સેનાએ સર્વોપરિ સામ્રાજ્યની સત્તાને લાગલાગટ પાંચ દિવસ સુધી હંફાવી.

પહેલે બીજે દિવસે તો જે અંગ્રેજ ટુકડીઓ પોસ્ટ ઓફીસ પર હલ્લો કરવા આવી તેને રાષ્ટ્રસેનાએ હંફાવી-ને હઠાવી આવો અણધાર્યો ચમત્કાર જોઇને અંગ્રેજ અમલદારોએ તોપનો મારો ચલાવવાનો નિર્ણય કર્યો, પોસ્ટ ઓફીસની ચારે પાસ મોટમોટાં મકાન પર મોટી બંદુકો ગોઠવવામાં આવી ને ઠેર ઠેર અગ્નિની જ્વાળાઓ ભભુકવા લાગી. મકાનો કડડભુસ પડવા લાગ્યાં. ઘણા આદર્શશીલ વીરલાઓ શહીદ થયા. કૉનોલીના કોઈ સુભટો પણ ઘાયલ થયા. રસ્તા પર જતા આવતા સેંકડો માણસ ઠાર થયા-ને ઘાયલ થયા. આખા ડબ્લીનમાં અંગ્રેજ લશ્કરની રાક્ષસી સત્તા વર્તી રહી.

પોસ્ટ ઓફીસમાં ચોવીસે કલાક પીઅર્સ ને કૉનોલી તેમના લશ્કરને ચાનક ને હુકમ આપતા હતા. તેમની બન્નેની જીંદગીનું

એક વિરાટ સ્વપ્ન સિદ્ધ થયું જોઇને તેઓ ખુબ હરખાયા. ચારે પાસ વરસતી ગોળીઓ અને ધગધગતા અંગારા વચ્ચે હાથ મીલાવીને કૅાનોલીએ કહ્યું: "ધન્યભાગ્ય, પીઅર્સ કે આપણે આ દિન જોવા પામ્યા!"

પણ શુક્રવાર સુધીમાં અંગ્રેજી સેનાની પોલાદી પકડ પોસ્ટ ઓફીસની આસપાસ જામી ગઈ. પોસ્ટ ઓફીસના ઉપરના માળ ભડભડ બળવા માંડયા અને પીઅર્સ સખ્ત ઘાયલ થયો ત્યારે અંદર રહેલા યોધ્ધાઓ પાંછલે બારણેથી નજીકમાં આવેલી પુર સ્ટ્રીટમાં પસાર થયા. એક નાનકડા ઘરમાં લશ્કરી છાવણી સ્થપાઈ અને લડાઈ ચાલુ રહી.

શનિવારે પીઅર્સની ખાતરી થઈ ચુકી કે છડેચોક સરકારનો સામનો કરીને પ્રજાએ પોતાની જુની કીર્તિ ઉજાળી છે અને હવે લડત ચાલુ રાખવાથી બન્ને બાજુની નાહક કતલ થશે. તેથી તેજ દિવસે તે અંગ્રેજ સરકારને શરણે થયો. ને તમામ સીપાઈઓને લડત અટકાવવાનો હુકમ આપ્યો. પીઅર્સની સાથે કૅાનોલી ને બીજા સાથીઓ પણ પરહેજ થયા.

કૅાનોલીના છેલ્લા દિવસોનો, તેની વીરપત્ની અને ચકોર નોરા સાથે છેલ્લા મીલનનો, લશ્કરી અમલદારો અને પાદરીઓએ તેની કરેલી તારીફનો, તેની યાદગાર શહીદીનો ચીતાર આ પુસ્તકની લેખિકાએ આપ્યો છે તેથી તે વિષે લખવાની જરૂર નથી.

કુટુંબીઓ સાથેની છેલ્લી વાતચીત અને લશ્કરી અદાલત આગળ કરેલા એકરાર પરથી કૅાનોલીની આખરી મનોદશા વર્તાય છે. દેશની આઝાદીનો પડકાર કરવાને અને તેની ગુલામીની સાંકળો તોડવાને વીરલાઓ આ ઘોઘડીએ બ્હાર પડયા એથી કૅાનોલીને અપ્રતિમ આનંદ થયો. ડબ્લીનનું આકાશ જે આગના ભડકા અને ધુમાડાના ગોટાથી છવાઇ ગયું તેનાથી આખી દુનીયાને રોશન થયું કે આય-ર્લૅન્ડની આઝાદીનો અગ્નિ બુઝાઈ ગયો નથી.

પણ તે સારૂ આટલા બધા શુરાનો નાહક કેમ ભોગ આપ્યો ? એ સવાલના જવાબમાં કોનોલીએ જણાવ્યું છે કે થોડાએ ભોગ આપીને લશ્કરી નોકરી ફરજીયાત થતી અટકાવી—ને બીજા હજારો ને લાખોને કતલ થતા બચાવ્યા. આમ વહેવારૂ દ્રષ્ટિથી પણ આ બત્રીસલક્ષણાનો ભોગ અચૂક સફળ થયો.

પીઅર્સે ગોળીબ્હાર થતાં પહેલાં કહ્યું હતું કે દુનીઆ અમને ગાંડા કહેશે પણ થોડાં વરસમાં અમને પૂજશે. તે શબ્દો આજે અક્ષરશઃ ખરા પડયા છે. બે વરસમાં જ્યારે લડાઇ પછી પાર્લામેન્ટની નવી ચુટણી થઈ ત્યારે હજારો ઉદ્દામ ભાષણો અને લેખોથી જે માનસિક ક્રાંતિ નહોતી થઈ તે સિદ્ધ થયેલી માલમ પડી. રેડમંડનો "હોમરૂલ" પક્ષ સદંતર નાબુદ થયો. અને "શીનફેઇન"ના જહાલ પક્ષને એક સપાટે સંગીન બહુમતિ મળી.

એ "શીન ફેઇન" સભાસ એ જ લંડનની પાર્લામેન્ટમાં બેસવાની ના પાડીને ડબ્લીનમા પહેલી આઝાદ સભા ભરી તેના પહેલો પ્રમુખ દ. વેલેરાએ મેન્શન હાઉસ પર રાષ્ટ્રધ્વજ ફરકાવીને અંગ્રેજ સરકારની સામે લડાઈ જાહેર કરી. તેમાથી જ ૧૯૧૯-૨૦ની કારમી ખુનામરકી જામી ને ૧૯૨૦-૨૧માં સંધિ થતાં હાલનું અધુરૂં સ્વરાજ આયર્લેન્ડને સોંપડયુ

પણ કોનોલી આઝાદીના લડવૈયા તરીકે જ નામચીન થયો નથી. આજનાં કામદાર મંડળો-કામદાર કોંગ્રેસ, આઇરીશ કામદાર પક્ષ-એ બધાનો પિતા કોનોલી જ હતો. ને ડબ્લીન-આયર્લેન્ડના કામદારોના તરીકે તેના જ પુસ્તકો આજે વંચાય છે.

ડબ્લીનમાં ફરતાં કોનોલીનુ કોઈ મોટુ પથ્થર કે કાંસાનું બાવલું નથી. પણ તે શહેરની ગલીકુંચીઓમાં ફરતાં ગરીબ ચીથરેહાલ મજદારોનાં હૈડાંમાં ને તેમની જીભ પર મેં કોનોલીનું દર્શન કર્યું. આથી વધારે સાચુ કયું સ્મારક કોનોલીને શોભે ?

ઇન્દુલાલ યાજ્ઞિક

# બેડીઓમાં
# જ ક ડા યું



આ પુસ્તકમાની જીવનકથા સમજ-
વાને જરૂરી હોઈ, આયર્લેંડ
અંગ્રેજોની બેડીઓમા કેવી રીતે
જકડાયુ, એ સાતસો વર્ષ પરનો
ઇતિહાસ ટુંકામા આપવામાં આવે છે

આજનું સ્વાધીન ' ઍરી '—જેને આપણે આયર્લૅન્ડ નામથી પીછાનીએ છીએ–સાતસો વર્ષ પહેલાં સ્વાધીન હતું, આબાદ હતું.

સાતસો વર્ષ પહેલાં તેના કિનારા રાતદિવસ જાગતાં બંદરોથી મઢ્યા હતા. ગાયો, ગૌચરો, ઘેટાં, ખેતરો, એવું દેશધન ત્યાં ભરેલું હતું; મેંદી વડે હાથપગના નખ અને પગની પાનીઓ રંગતી, નયણાંમાં કાજળ

આજતી ગૃહલક્ષ્મીઓ ઘરોને ઉજ્વાળતી. કોઇને કલ્પનામાં યે ન હતું કે આ રમ્ય, સંસ્કૃત અને સુસંસ્કારી 'એરી' પર ઇંગ્લાંડની ઝેરી નજર નોંધાઇ રહી છે.



મહંમદ બેગડો ચાપાનેરની દિશામાં જોઇને જેમ મૂછને વળ ચઢાવતો તેમ ઇંગ્લાંડનો ગજા વિલીયમ રૂફસ પ્રત્યેક સંધ્યાએ વેલ્સના ડુંગરા પર ચડીને પશ્ચિમે આવેલા એ 'એરી'ના કિનારા પર ઝીણી આંખે જોયા કરતો અને મનમાં ને મનમાં એ આખાયે દ્વીપને જીતીને પોતાના આશ્રાજ્યમાં ભેળવી દેવાની કલ્પનથી રાચતો.

પોતાના લશ્કરી બળ પર મુસ્તાક રહેનાર એ રૂફસ તો એમને એમ જ મરણ પામ્યો. મનની મનમાં રહી ગઈ. પણ વારસામાં કુડી નજર મૂકતો ગયો. એ અગીયારમી સદીનો કાળ.

બીજ વવાઇ ચૂક્યાં, અંદર ને અંદર ફૂલ્યાં. પછી અંકુરો ફુટ્યાં છેક ઇ. સ. ૧૧૫૪માં, જ્યારે હેનરી બીજાએ રોમના પોપ પાસેથી આયર્લૅંડને જીતવાનો, સામ્રાજ્યમાં ભેળવી દેવાનો રૂક્કો મેળવ્યો.

એ દિવસોમા રોમના પોપની આણ પ્રવર્તતી, ધર્મસત્તાની સામે અવાજ પણ કાઢી ન શકાતો. એ પોપની ગાદી પર જ્યારે એક અંગ્રેજ આવ્યો ત્યારે હેનરી બીજાએ, ઉપર કહ્યું તેમ, રૂક્કો લઈ લીધો.

હેનરી તાત્કાલિક હુમલો કરવાની ઉતાવળમાં ન હતો. મોકો સાંપડે ત્યારે એક ઝપાટે આખું આયર્લૅન્ડ તેને જીતી લેવું હતું. અને તેને મોકો મળ્યો ય ખરો. અમીચંદો અને મીરજાફરો એકલા હિંદમાં જ નથી પાકતા; એમ તો બહુરત્ના વસુંધરા: ડરમોટ મેકમરો નામના એક મુખ્ય રાજવંશી ઠાકોરને તેનાં ઘાતકી કૃત્યોથી તથા

વિષયલપટતાના કારણે અન્ય ઠાકોરોએ પદભ્રષ્ટ કર્યો હતો. અને વેર લેવાના આશયથી તેણે બ્રિટનના નોર્મન રાજાની કદમબોશી કરી.

બ્રિટન જો અયર્લેંડ પર આવે તો પોતે તેના ખંડિયા તરીકે સુરક્ષિત રહેવાની શરતે મદદનું વચન આપ્યું. બ્રિટનની ફોજ તો રાહ જોતી જ હતી. એની સામે આયર્લેન્ડ બહુ ઝઝુમ્યું. એ લડાઈમાં તેનું બહુમૂલ શૌર્ય કામ આવી ગયું. સ્વાધીન દેશનો છેલ્લો રાજા રોડરીક ઈસુના ૧૧૯૮મા વર્ષની છેલ્લી સંધ્યાએ કામ આવી ગયો અને સાથે સાથે 'એરી'ના સ્વાતંત્ર્ય-સૂર્યનો પણ અસ્ત થયો. અલબત્ત ત્યારથી માંડી સાતસો સવાસાતસો વર્ષ સુધી આયરીશ પ્રજાએ આઝાદી જંગ મચાવ્યા જ કર્યા છે, જેને ઇંગ્લાંડનો ઇતિહાસ બળવાના નામથી ઓળખાવે છે



ગેઇલ પ્રજા નોર્મન વંશને જરૂર અપનાવી લેત; ઇંગ્લાંડમાં પણ એ નોર્મનો પહેલાં તો પરદેશી જ હતા ને? પણ રાજા ત્યાં સ્થાપી ન રહ્યો અને એક પછી એક સગ્સુબાઓ ત્યાં મોકલવા માંડ્યા, જેઓએ તેની શમિત પ્રજા તરીકે જ અવગણના કર્યા કરી.

વખતનાં વહેણ અવિરત ચાલ્યાં જાય છે; ઈસુનું ૧૩૧૫મું વર્ષ બેસે છે. સ્કોટલાન્ડની પહાડી પ્રજા આઝાદી જંગ ખેલે છે. બ્રિટન-રાજ એ ખાળવા સૈન્ય સજે છે અને આયર્લેન્ડની મદદ માગે છે. આયરીશ પ્રજા એ સ્કોટીશ-અસલ કેલ્ટીક-લોહીભાઇઓ સામે, ધર્મ-પક્ષની સામે, અન્યાયપક્ષની તરફે તલવાર ખેંચવાની ચોકખી ના સુણાવે છે.

સ્કોટ પ્રજા વિજયી નીવડી અને તરત જ આયરીશ પ્રજાએ પણ

આખરે એ વૃદ્ધ ઇશલ્ડને ( ફીટઝીશલ્ડનું ટુંકુ નામ ) ઇંગ્લાંડ મેલાવ્યો અને કિલ્લામાં કેદ પૂર્યો આયર્લેંડમાં એવી અફવા ઉડી કે તેની હત્યા કરવામાં આવી છે તરતજ તેના યુવાન પુત્ર ટોમસે પોતાને સોંપાયેલા વાઇસ-ડેપ્યુટીનો અધિકાર ફેંકી દીધો, અને કાઉન્સીલની સમક્ષજ સરકારી ઝભ્ભો ફેંકી લઈ તેને પગતળે કચરી પોતાના યોધ્ધાઓને સાથે લઈ બહારવટે ચાલી નીકળ્યો છેવટે તેને પણ મેળવીને 'ટાવર'માં પુરવામાં આવ્યો અને ફાંસીએ લટકાવી દીધો

❧

સાત વર્ષ સુધી ત્રાસ અને સનસનાટીનું સામ્રાજ્ય ફેલાવી હેનરી આયર્લેંડને કિનારે ઉતર્યો અને ત્યાંની પાર્લામેંટમાં બેસીને 'લોર્ડ ઓફ આયર્લેંડ'ને બદલે 'કિંગ ઓફ આયર્લેંડ'નો ઠરાવ પસાર કરાવ્યો

ત્યારપછી ગાદીએ આવી તેની પુત્રી 'ખુની મેરી', અને પછી આવી ઇંગ્લાંડના પ્રતિહાસનવેશોએ ખુબજ પ્રસંશેલી અને પૂજેલી રાણી એલીઝાબેથ આયર્લેંડનો વેપાર તો મેરીએજ ભાંગી નાખ્યો હતો, એલીઝાબેથે કામ કર્યું સંસ્કૃતિ તોડવાનું અને આયરીશ યુવાનોને અંગ્રેજ મોહપાશનું અને કુટિલતાનુ વિષ પાવાનું

તેમાંથી યે એક જુવાન છટકવા પામ્યો, જેણે આયર્લેંડને જાગ્રત કરીને સંગઠિત કર્યું એ હતો હ્યુ ઓનીલ શરૂઆતમાં તે એનીયે દેહ્યો ખુમારીને રાજ્યદરબારની કૃત્રિમતાએ કચડી નાખી હતી એણેયે અંગ્રેજી સુવરાજના પામનાન તરીકે અને રાણી એલીઝાબેથના ગોદમાં ફસાઈને રાષ્ટ્રભક્તિને વીસારે પાડી હતી પણ જ્યારે તે સ્વદેશ પાછો ફર્યો ત્યારે એની આંખ ઉઘડી ગઇ રાણીના અત્યાચારોએ ધાર્મિક સ્વરૂપ ધારણ કરેલું એણે જોયું જેણે રોમનકેથોલીક

પાળનારી આયરીશ પ્રજા પર આગ ને ખુનરેજીના જુલમારો ના જોયા. એણે દેશભરમાં બળવો જગાવ્યો. અને ઈ. સ. ૧૫૯૮માં રેજી ફોજની સાથે સીધો મુકાબલો કરી તેનો પરાજય કર્યો.



ફરીને ઈંગ્લાંડથી એ રાજપુરૂષો આવે છે, સાથે લાવે છે સોને ભરી કોથળીઓ અને આંગ્લ સૈન્યનાં સંગઠિત દળમાં તર્કટો વડે ગાજુ પાડે છે. છળકપટથી, વિષપ્રદાનથી હ્યુ ઓનીલના અનેક થીઓને તેનાથી વિખૂટા પાડી દેવામાં આવે છે. ૭૬ વર્ષની વયે નીલ અંધ ને અપંગ અવસ્થામાં આઝાદી પુકારતો રોમનગરીમાં ત્યુ પામે છે.

બસ થઈ ચુક્યું. સ્વદેશ-શાસન ટકાવવાનો એ છેલ્લો પ્રયત્ન ૬૦૨માં આમ ધૂળમાં રગદોળાઈ ગયો, એરીના ઈતિહાસ પર પડદો ડી ગયો, અને 'સમુદ્રના એ નીલમ' પર ઈંગ્લાંડનો વાવટો તોરથી રકવા માંડયો.

# [ ૧ ]

નોનો સઘડી પાસે પડેલા ન્હાનકડા બાજઠ પર બેઠી બેઠી અજાયબ થતી હતી. આજે બાને શું થયું હતું? અંધારું થવા આવ્યું ત્યારની એ બાને જોતી હતી. બા તો બારી બહાર જ જોયા કરતી'તી. અને બારી બહાર તો પેલી મકાનોની હારમાળા સિવાય શું જોવાનું હતું? નોનો આ જાણતી હતી. ઘણીએ વાર એણે જાતે એ મકાનો સિવાય બીજું શું જોયું હતું? પણ બા તો બારી બહાર જ જોયા કરતી'તી!

અને બા સઘડીની આટલી આટલી ચિન્તા કાં કરતી? નોનો પડખે જ બેઠી હતી અને જો સઘડી ઓલવાતી હોત તો તે ધ્યાન રાખીને જરૂર કહેત. શું બા એમ માનતી હતી કે બે અંગારા ધારતી સઘડી ઓલવાઇ જાય તો નોનોને ખબર પણ નહીં પડે? અંધારું થવા આવ્યું ત્યારે તો સઘડી ચેતાવી હતી. નોનોને એ પણ અચંબો હતો કે ઘરમાં દિવસે સઘડી સળગાવવામાં આવતી નહીં; અને બા વધારે ખાવાનું પણ આપતી નહીં. "નાની છોકરીઓ માટે તો રોટીના બે ટૂકડા બહુ થઇ ગયા," નાસ્તા વખતે જો કોઇ વધારે માગે તો બા આ૮ જ સંભળાવી દેતી.

ઉતર વિચિત્ર લાગતી. દોરીઓને છેડેથી છેડા લગી જોવાનો નોનાએ ઘણોય પ્રયત્ન કર્યો, પણ વારંવાર એ તો ખોવાઈ જ જતી. કંટાળીને નોનાએ ઉંચે જોયું અને એનું ધ્યાન કમરથી તે છેક દાઢી લગી પહોંચેલી નાનાં કાળાં ચકચક થતાં બોરીઓની હારમાળા પર ગયું. તે એવાં તો ખીચોખીચ હતા અને એવાં તો ચકચક થતાં કે બિચારી નોનો એ ગણી જ ન શકી !

અને ધોળા વાળ ન હોય તો તો ઘરડી ડોશી કેમ થવાય ? નોનોએ પોતાની જાતને સવાલ પૂછયો. બધી જ ઘરડી ડોશીઓને સફેદ વાળ હોય છે જ, પણ આમના વાળ તો ઘેરા હતા—બા જેવા કાળા. ઘરડી ડોશીને લગતી વિગતોના અભ્યાસમાં નોનો પોતાની ફરિયાદ વિસરી ગઈ.

પોતાની ખાટલી પરથી ઉઠી તે ડોશી પાસે જઈ ઉભી. ત્યાં તેની આંખ પેલી મઘમઘ થતી મીઠાઈ પર પડી અને એમાંથી એક ટૂકડો મેળવવાની એને ઈચ્છા થઈ આવી. " કેવી ન્હાની, સારી, અને શાંત છોકરી છે ?" ઘરડી ડોશીએ કહ્યું." તું અહીં મારી પડખે ઉભી રહે અને જો હું તને એક ફક્કડ ચીજ આપું."

નોનોને હવે થયુ કે હવે મને મીઠાઈ મળશે જ. પણ ડોશી તો રોટીમાંથી એક ટૂકડો કાપતાં હતાં! પછી ડોશીએ એક ચમચો ભરી ખાંડ લીધી અને પોતાની રકાબીમાં નાંખી. રોટીના ટૂકડાને ચહામાં બોળીને રકાબીમાં ચક્કર ચક્કર ઘૂમાવ્યો. ખાંડ બધીએ રોટી પર ચોંટી.

" લે " નોનો તરફ ધરતાં ડોશીમા બોલ્યાં. નોનોનો કંઠ ગૂસ્સાથી ગૂંગળાઈ ગયો. નિરાશાનાં આંસુ એની આંખે આવ્યાં. મીઠાઈ નહીં ? તે એને માટે નહતી જ ?

" લઈ લે નોનો." બાએ કહ્યું. નોનોને એ લેવું નહતું. બાથી ડોશીમા તરફ અને વળી પાછું બા તરફ એણે જોયા કર્યું: નિરાશા વ્યકત કરતો એક પણ શબ્દ એ બોલી ન શકી.

"નોનો લઈ લે; કાંતો મેજ પાસેથી જતી રહે." બાએ કહ્યું.

ગૂસ્સાથી ધ્રૂજતાં, નોનોએ અણગમતી વસ્તુ લેવા હાથ લંબાવ્યો. હાથમાં લેતાં જ અચાનક એનાથી ચીસ નીકળી ગઈ: "ગંદી રોટી નથી જોઈતી મારે." એમ ચીસ પાડતી, નોનોએ ડોશીમા તરફ એ રોટીનો ટૂકડો ફેંક્યો. અને એના ગુસ્સા અને નિરાશાએ ડૂસકામાં આરામ મેળવ્યો.



નોનો બાની પથારીમા હતી અને બા નવી બબીને નવરાવતી'તી. પાણીની કુંડીમાંથી વરાળ ઉંચે ચઢતી. વળગણી પર નવી બબી માટે ઉજળાં કપડાં પડ્યાં હતાં. બાએ બબીને કુંડીમાં મૂકી એટલામાંજ કોકે બારણુ ઠોકયુ. "આવો ને" એમ બાએ કહ્યું અને એક ઉંચી અને સ્વરૂપવતી યુવતી અંદર આવી. નોનોએ આજ લગી જોએલી સ્ત્રીઓમાં તે ઉંચી અને સુંદર હતી. એનું કપડું એ ચાલતી ત્યારે એની પાછળ ઢસડાતુ. બા પાસે પડેલી ખુરશીની નજદીક તે ગઇ. એની સાથે એક કુતરો હતો. કેવડો મોટો કુતરો? તે તો મેજ કરતાય ઉંચો હતો અને માથું તો એના કરતાં કેટલુંય ઉંચું હતું!

"લાવો, બબી." સુંદર સ્ત્રીએ કહ્યું. બબી કેટલી નાની લાગતી હતી! નોનોએ વિચાર્યું કે કપડાં ન હોવાને લીધે જ આમ લાગતું હશે. સુંદર સ્ત્રી બબીને હાથમાં ઝાલી બા સાથે વાતો કરતી. નોનોએ એમની વાત તો સાંભળી નહીં, પણ સુંદર સ્ત્રી હસતી હતી. બા પણ મલકાતી હતી. પણ એની આંખો ખૂબ ચળકતી હતી. જાણે હમણાં જ તે રોઇ તો નહીં હોય એમ લાગતું.

"ના; રે ના, મીસ ગૅાન" બાએ કહ્યું. અને લાંબી જીભે પનીર ચાટતા કુતરા આગળથી તાસક ખસેડી-દીધી.

"પનીર" નોનોએ નિંદરભર્યા અવાજે કહ્યું. બા અને સુંદર સ્ત્રી તો બારણે પહોંચ્યાં હતાં. "એ તો બધીને નવરાવવાનો સાબુ છે."



પીઠ પર એક મોટી ચોપડી ઉંચકીને ફરતા કોઈ માણસ સાથે બાપુ ઘેર આવ્યા. પરો ખોલીને ખાટલા પાસે એણે ચોપડી મૂકી.

"લીલી, કાંઈ ખાવાનું મળશે કે?" બાપુએ પૂછ્યું અને તે બન્ને મેજ પાસે બેઠા.

ગભરાતાં ગભરાતાં નોનોએ પેલા માણસનો હાથ પકડયો અને પૂછ્યું: "તમારી ચોપડીમાં કોઈ ચિત્રો છે?" બાપુ અને પેલા અજાણ્યાએ એકમેક સ્હામું જોયું અને હસી દીધું.

"છે" હસવું આવે એવા અવાજે પેલા માણસે જવાબ દીધો. "એમાં ચિત્રો સિવાય બીજું કાંઇએ નથી. તારે જોવાં છે?" નોનોની આતુરતા તો એના ચહેરા પરથી કળાતી.

અજાણ્યા પુરૂષે એનું પુસ્તક જમીન પર ઉઘાડયું. ખૂબ સરસ ચિત્રોથી એ ભરપૂર હતું.

"પવિત્ર ચિત્રો" એ નામથી એ ઓળખાય છે'એ નોનો જાણતી. પ્રભુનું ચિત્ર લાલરંગમાં હતું અને એને માથે સોનેરી મુગટ હતો. અને પછી તો શિશુ ઇસુનાં ને બીજા બહુરંગી ચિત્રો એમાં હતાં. જાત જાતના રંગ અને વિવિધ સોનેરી મુગટો જોઇને તેને ખૂબજ આનંદ થયો.

એક વસ્તુએ એનું ખાસ ધ્યાન ખેંચ્યું, અને એણે ધ્યાનપૂર્વક બાપુ અને એમના અજાણ્યા મિજબાન તરફ જોયું. તેઓ ખાતા હતા પણ પેલા અજાણ્યાએ તો પોતાને માથેથી ટોપી હટાવી જ ન

હતી. ટોપી પહેરી રાખીને જ આ કેમ ખાતા હશે? નોનોને વિચાર આવ્યો. ચિત્રો છોડી. તે મેજ પાસે ગઈ.

"તમે ટોપી કેમ પહેરી રાખો છો? બાપુ તો જમતી વખતે કાઢી જ નાંખે છે." નોનોએ પૂછ્યું.

"નોનો, મીનો." બાએ ધમકાવતાં કહ્યું. "એવા સવાલો ન પૂછીએ."

"ના રે ના, એમ તો પૂછવું જ જોઈએ." હસતાં હસતાં અજાણ્યા મિજબાને કહ્યું, "બેટી, હું યહુદી છું, માટે ટોપી પહેરી રાખું છું."

"યહુદી? યહુદી એટલે શું?"

"આમ આવ નોનો." હસતાં હસતાં બાપુએ કહ્યું અને નોનોને પોતાના ખોળામાં બેસાડી. "લાડલી, તને એ સવાલના જવાબમાં ગમ નહિ પડે."



બા રોવું ટાળવાનો પ્રયત્ન કરતી હતી અને બાપુ એને આશ્વાસન દેતા હતા.

"રોટી મેળવી લેવા તો લીલી, મારે એક અને બધા જ ઈલાજ લેવા જોઈએ. એમ પણ બને કે મને આમાં પણ સફળતા ન મળે. પણ યત્ન તો કરવો જ જોઈએ."

બાપુએ માથે ટોપી મૂકી. મોટા પુસ્તકને પટાથી પીઠ પર લગાવી લીધું–યહુદીએ લગાડયું હતું તેમ.

"બા, બા," નોનોએ બૂમ પાડી "બાપુ યહુદી છે?"

નોનો ખૂબ માંદી હતી. હાલવાની એને ઈચ્છા જ ન'તી થતી. આંખો ઉઘાડી રહેતી જ નહીં. વારંવાર બા તેની પથારી પાસે આવતી. બાનો ચહેરો કેવો ફીક્કો અને કંટાળેલો લાગતો? બા અને બાપુ અત્યારે તેની સ્હામું જોતાં હતાં.

"નોનો સાવ લેવાઈ ગઈ છે. ફંટાળેલી ઘરડી ડોશી જેવી લાગે છે. દાક્તરને બોલાવવા જ પડશે." બાએ કહ્યું.

નોનોએ ઉંઘે ઘેરાતી આંખે બાપુને મૂંડી હલાવતા જોયા.



નોનોની આંખ ઉઘડી ત્યારે કોક અજાણ્યો માણસ બા સાથે વાત કરતો હતો.

"તાણુખી થાય છે." પેલા અજાણ્યાએ ધીરા અવાજે કહ્યું.

"આમ ને આમ કેટલો વખત થયો?"

બાએ ધીરા અવાજે કાંક કહ્યું.

અજાણ્યાએ નોનોનો હાથ પકડયો. એના હોઠ ચપોચપ બીડાયા. "એને ઓઢાડી દેવું જોઇએ." અને એણે ચાદર ખેંચી. નોનોને મ્હોં પર પણ આવા ખૂંચે એવા કામળા રાખી મૂકવાનું ગમ્યું નહી. એ એમ કહેવા જતી હતી, પણ ત્યાં તો તેને ઉંઘ આવી.



"બહુ ખેદજનક!" કોક ધેરો અવાજ બોલતો હતો. નોનોએ આખ ઉઘાડવા યત્ન કર્યો. "હીમ્મત ન હારશો." એ જ અવાજે ફરીથી કહ્યું. અને નોનોએ જોયું કે એક ઉંચો માણસ બધાંજ કાળાં કપડા પહેરીને પાસે ઉભો હતો–પાદરી. બાની આખમાંથી આસુ વહેતાં'તાં અને તે લૂછતી પણ નહીં. નોનોની આંખ તો ફરીથી ઘેરાતી હતી; પણ તે પહેલાં, તેણે પાદરી અને બાને પ્રાર્થના સારૂ ઘૂંટણીએ પડતાં જોયાં.



પથારીમાં પડયા પડયા આરામથી બાને ઓરડામા કામ કરતી જોવામાં નોનોને મઝા પડતી. બબીને હમણાંજ રમાડી રમાડીને હાલરડું ગાઇને સૂવાડી દીધી હતી. બા આયનાવાળા મેજ પાસે કાંક કરતી હતી. નોનોએ ઓશીકા ઉપર જ માથુ ઘૂમાવી, પલંગના

સળીઆમાંથી બા શુ કરે છે તે જોવા યત્ન કર્યો. મેજ ઉપર એક ઘેરા રંગના પાણીથી ભરેલી બાટલી પડી હતી. તે જોઈ નોનોને કડવાં સ્મરણો જાગ્યાં.

"બા ?"

"કેમ ?"

"હવે મને સારૂં થયું, નહીં બા ?"

"હા. ઇશ્વરનો પાડ માન."

"તો હવે બા મારે પેલી દવા તો પીવી નહીં પડે ને ?"

"હું ન જાણું. નોનો. ડૉક્ટરને પૂછીશું હં. પણ હજુ તો તેં અડધી પણ નથી પીધી."

"બા, મહેરબાની કરીને હવે ન આપતી. ભૂંડી છે એ દવા."

"હં. જોઇએ."

અને નોનો જાણતી કે બા આમ બોલે ત્યારે તેને વચન આપ્યું ન જ ગણાય.

આયના પાસેથી બા મેજ પાસે આવી અને ગોઠવવા લાગી. અચાનક જ એક મોટો અવાજ થયો અને કાચ ફૂટયાનો અવાજ આવ્યો. નોનો ચોંકીને પથારીમાં બેઠી થઈ ગઈ અને આયના સામું જોવા લાગી. ઘેરા રંગના પ્રવાહીનો રેલો ચાલતો હતો અને આજુબાજુ કાચના ટૂકડા વેરાએલા પડયા હતા.

# [૩]

"મને ખબર છે, મોટું ખર્ચ તો થશે પણ મોના અને નોનોને નવા ફ્રૉક માટે બનાવવા તા. ક્યારેય એમને તદ્દન નવું ફ્રૉક મળ્યું છે? માગ જૂના ફ્રૉકોમાંથી જ કાપી કાપીને એમના ફ્રૉક બનતા પણ હવે જરાક હામે પડવા લાગીએ છીએ તો છોકરીઓને નવું કપડું તો ઠગવી દેવું ? જરા ખ્યાલ તો કરો ! એમને જ માટે ખરીદ્યું હોય એવા કપડામાંથી તો એમનું આ પહેલું જ ફ્રૉક થશે !" બા બોલી

"પણ એમને માટે તે તારા કપડાં ફાડ્યા છે તે ક્યારે પાછા મળશે?" બાપુએ કહ્યું

"ના રે ના" બાએ કહ્યું "મારે નવા કપડાની જરૂર નથી મારે શું કામ જરૂર હોય? એમની સંભાળમાંથી હું ઉંચી જ ક્યાં આવું છું તે બહાર જાઉં? હા, જો એક ઓવરકોટને માટે પૈસા મળી જાય તો તમારે ખાસ જરૂર છે ટાઢ પણ કેવી પડે છે!"

"લીલી, કદિ પણ તું તારો વિચાર કરે છે?"

બા મલકી વાદળી કપડાંને, મખમલને અને પહાડી ભારને એણે ગોઠવવા માંડ્યા

નોનોને અભિમાન હતું કે બા અને બાપુ જે પણ વાત કરે તે તે સમજી શકતી. અલબત્ત, એને ૭ વર્ષ થયાં હતા અને આમ મોટી લાગતી. મોના પણ મોટી લાગતી. પોતે મોટી થાય કે ઘરડી પણ થાય તોય મોના એના કરતાં મોટી લાગવાની એ ખ્યાલથી નોનોને દુ:ખ થતું. બા મોનાને "નોનોનુ ધ્યાન રાખજે" એમ કહેતી ત્યારે એને ભારે ખીજ ચઢતી. પણ હમણા હમણા તો બાએ આમ કહેવાને બદલે, "એક બીજાનુ ધ્યાન રાખજો" એમ કહેવાનું શરૂ કર્યું હતું. અને જ્યારે મોના અને નોનોને એક જ વર્ગમા મૂકવામા આવ્યાં ત્યારે તો પોતે મોનાની હારોહાર પહોંચી ગઈ છે એમ નોનોને લાગ્યું. મોના અને નોનોને કદિય બાળ વર્ગમાં જવું નહતું પડયું તે બદલ અભિમાન હતું. એમણે તો પહેલીથી શરૂઆત કરી હતી. બાએ તેમને ઘેર લખતા, વાચતા, બોલતા અને સરવાળા કરતા શીખવી દીધુ હતું.

નોનો અને મોના માટે દરજીને કપડું આપી આવીને બાએ કહ્યું: "કાલે માપ લઈ લેશે અને રવિવારે તો તૈયાર કરી દેશે." મોના અને નોનો તરફ ફરીને બાએ કહ્યું: "જો તમે કોઈ તોફાન નહીં કરો તો રવિવારે બાપુ નવા ફરાકો પહેરાવીને તમને ફરવા લઈ જશે."



શનિવારની રાત હતી અને નોનો નવા ફરાકને ધારી ધારીને જોતી હતી અને આવતી કાલે પોતે કેવી શોભશે તેના ખ્યાલમા રાચતી હતી. ચોડીકજ વાર બાએ તેમને ફરાક પહેરવા દીધાં'તા. અને પછી તો હસીને "બાપુ ખૂબ રાજી થશે" એમ કહી એમને નવરાવીને સુવાડી દીધાં હતાં. બાએ પછી ફરાકને તેમની પથારી સામે ટીંગાડયાં હતાં, ત્યાથી તેમને તે દેખાતાં હતાં. નોનો તો આંખને એનાથી અળગી કરી જ શકતી ન્હોતી. વારવાર ભમતી

ભમતી નજર રંગબેરંગી કોર પરથી મખમલના કબ્જા પર અને ત્યાંથી ખભા પાછળ પથરાતી દોરીઓ પર અને ફરી પાછા મખમલના કોલર પર પરોવાતી. ફરાક કેટલાં સરસ હતાં! અને ફરાક સાથે પહેરવા બાએ વાદળી મોજાં પણ ગૂંથી ગય્યાં હતાં. નોનોને થયુઃ આટઆટલી સરસ વસ્તુઓ જોવાની હોય અને આવતી કાલના આવા ફક્કડ ખ્યાલ કરવાના હોય ત્યારે મોનાને ઉંઘ શી રીતે આવતી હશે?

બા ધીરે પગલે ઓરડામા આવી. એના હાથમાં કાગળનું એક મોટું પડીકુ હતું. મ્હોં પર આંગળી મૂકીને નોનો સ્હામું બાએ જોયુ, અને પડીકું ઉઘાડી અંદરથી બે ન્હાની ગુલાબી ટોપીઓ કાઢી. નોનોની ખુશીનો તો પાર ન રહ્યો. મ્હોં ફાડીને તે જોઈજ રહી: "શી. શી." બાએ નોનોને પોતાના હાથ પર લઈ, ચુંબન કરતાં કહ્યું. "તું જલ્દીથી ઉંઘી જા તો સવાર થશે તું જાગીશ તો રાતની રાતજ રહેશે અને પછી વ્હાણુ વાતાં ખૂબ વાર થશે."

નોનોના નાનકડા દિલમાં અપાર ઉત્સાહ અને આતુરતા હતાં. એક હાથે બાપુની આંગળી ઝાલી બીજા હાથની મુઠીમાં અડધી પેનીને સજ્જડ દબાવીને તે ચાલતી. એક ન્હાની દુકાન આગળ તે થભ્યાં અને બાપુએ ખીસામાંથી કુંચી કાઢી તે ઉઘાડી. કેવી ન્હાની અને અંધારી જગા હતી! નોનોને કેવી નિરાશા થઈ! પણ પેલું ઉંચું ઉંચું દેખાતું, હાથાવાળું, પૈડાવાળું શું હતું?

"એ શું?" આગળીથી બતાવી નોનોએ પૂછ્યું.

"એ? એના ઉપર તો છાપાં છપાય." બાપુએ જવાબ વાળ્યો.

"અને પેલું?" એક ઉંચા ટેબલ પર દેખાતા નાનાં નાનાં ખાનાં બતાવીને નોનોએ પૂછયુ.

"એ તો બીબાં."

"બીબાં? બીબાં એટલે શું?"

"જો" ખાનામાંથી કશુંક લેતાં બાપુએ કહ્યું. "જો આ 'એન' છે. આ 'ઓ' છે. આ બીજો 'એન'. આ પાછો બીજો 'ઓ'. અને પછી એમને સાથે ગોઠવી ઉપર સહી લગાડીએ અને આમ કાગળના ટૂકડા પર મૂકીએ એટલે 'નોનો' છપાય; જો."

"હા, બરાબર, 'નોનો.'"

"તે એમાં આખ્ખી બારાખડી હોય?" ખૂબ અચંબો પામી નોનોએ પૂછ્યું.

"અરે, બારાખડીના ઢગલાના ઢગલા." હસતાં હસતાં બાપુએ કહ્યું.

પછી બાપુએ કાગળની એક ઢગલી લીધી અને પેલા છાપવાના સંચા પાસે જઈ હાથો હલાવ્યો. એક માણસ અંદર આવ્યો અને સીધો બાપુ પાસે જઈ વાતો કરવા લાગ્યો. નોનો અને મોનાએ

દુકાનમાં ફરવા માંડયું. એક ચીજ જોતાં, બીજીને બ્હીતાં બ્હીતાં અડતાં, દુકાનની એક એક ચીજનો ખ્યાલ એમને મેળવ્યો. અને એક બીજા સામુ જોતાં હવે શું કરવું તેનો વિચાર કરતાં હતાં એટલામાં મોનાને એક સરસ વિચાર આવ્યો: "ચલને, આપણી અડધી પેની વાપરી આવીએ." નોનોએ હા કહી: "હું તો એક નારંગી લઈશ. ચાલ, બાપુને કહી આવીએ."

બાપુ તો હજુ એ પેલા માણસ જોડે વાતોજ કરતા હતા'અને ઝભ્ભો ખેંચ્યો ત્યારેજ એમને ખબર પડી.

"કેમ ?"

"બહાર જઇને અમારી અડધી પેની વાપરીએ ?"

"હં. જાઓ, પણ વધારે વાર ન કરતાં." અને ફરી પાછા બાપુ તો વાતે વળગ્યા.

બન્ને બહેનો બહાર નીકળી અને કોઈ દુકાન શોધવા માંડી. એક દુકાન આવી ત્યાં મોનાએ કાંઈ મીઠાઈ ખરીદી. પણ ત્યાં નારંગી નહતી

"મીઠાઈ લઈ લે. બાપુએ વધારે વાર ન કરવાનું કહ્યું છે." મોનાએ કહ્યું.

"મારે મીઠાઈ નહી નારંગી લેવી છે."

"બાપુ ખીજાશે. હું તો જઉં છું એમની પાસે."

"નારંગી નહીં મળે ત્યાંલગી હું તો નથી આવવી." નોનોએ કહ્યું અને બન્ને છૂટા પડયાં.

થાકી ગઈ ત્યાંલગી નોનોએ ચાલ્યે રાખ્યુ. પણ અડધી પેનીમાં નારંગી આવે એવી એક દુકાન એને હાથ ન લાગી. નારંગી માટે

એક પેની જોઇએ. પોતા પાસે અડધી પેની જ હતી. એટલે એને કોઇએ નારંગી ન આપી. એને ખૂબ થાક લાગતો હતો, પણ એને મીઠાઈ નહોતીજ ખરીદવી. બાપુ પાસે જઈ મળે તો બીજી અડધી પેની લઈ નારંગી લેવાનુ એણે નક્કી કર્યું. ચાલેજ જાય, ચાલેજ જાય, પણ બાપુ અને મોના હતા તે રસ્તો એને જડયોજ નહીં. હવે તો તે પૂરેપૂરી થાકી અને કંટાળી એણે રોવા માંડયુ. બાપુ તો જડતાજ ન હતા.

"શું છે, બબી ?" એક પડછંદ સિપાહીએ પૂછયુ "કેમ રૂએ છે ?

"મારે નારંગી લેવી છે અને બાપુ જડતા નથી."

"તારા બાપુ કયાં છે ?"

"દુકાનમા"

"કેવી દુકાનમા ?"

"મને ખબર નથી. અં. અં. મારે બાપુ પાસે જવું છે."

"મારી સાથે ચાલ. બાપુને શોધી કાઢીશુ." નોનોને ઉપાડી એણે ચાલવા માંડયું. અને સિપાહીઓથી ભરેલા એક ઘરમાં એ આવ્યો. મેજ પાસે એક ટોપી વિનાનો સિપાહી બેઠો હતો. સિપાહીએ લાવીને એને મેજ પર બેસાડી: "ભૂલી પડી છે."

"કયાંથી ભૂલી પડી ?" મેજ પાસે બેઠેલા સિપાહીએ પૂછયુ.

"મારે નારંગી લેવી'તી..." અને આગળ વધે એટલામાં તો બધા લોક અને બધી ચીજોની નવીનતાથી અંજાઇને એણે રોવા માંડયુ અને હૈયુ ભાગે એવાં ડુસકાં ખાવા માંડયાં. બધા સિપાહીઓ એની આગળ પાછળ વિંટળાઈ વળ્યા અને એને રીઝવવાના યત્નો કરવા લાગ્યા. એકે એને ખભા પર બેસાડીને આખા ઓરડામાં

ઘૂમવા માંડયુ. ઘડીક તો નોનોને ઠીક લાગ્યુ અને બ્હીક ભૂલી ગઈ. પણ બાપુ યાદ આવ્યા અને પાછું રોવા માંડયુ.

"મને ખબર છે એને શુ ગમશે તે." બીજા એકે કહ્યુ.

"એને તો સવારી કરવી છે સવારી." આમ કહી તે નોનોને બહાર લાવ્યો અને એક મોટો કુચડો ,ઉપાડી કહ્યુ "જો આના ઉપર બેસ. આ ઘોડો છે હં."

નોનોને રસ પડયો. કુચડા પર બેસી એણે દંડો હાથમાં લીધો. "બરાબર" સિપાહી બોલ્યો અને કુચડાને આગળ ખેંચવા લાગ્યો. નોનો ખુશી થઈ.

આવી મઝા તો એને કયારેય કરી ન હતી. એને હસવું આવ્યુ અને સિપાહીએ એની સાથે હસ્યો. એક બીજો સિપાહી આવ્યો. "જો જો, હું તારે માટે શુ લાવ્યો છુ?" એમ કહી એણે નોનોના હાથમા બે મોટી નારંગી મૂકી. એટલી મોટી કે એના હાથમા પણ સમાતી નહીં.

બાપુએ એને ઉપાડી લીધી અને બહાર પહોંચ્યા ત્યાં નોનોને એની નારંગી યાદ આવી. "મારી નારંગી" એ બોલી. "એ લેવા પાછા ન જવાય, નોનો" બાપુએ કહ્યું. પણ ત્યાં તો એક સિપાહી પાછળથી આવ્યો અને નોનોના એક એક હાથમાં એક એક નારંગી મૂકી.

મોના અને બાપુ સાથે વાતો કરતો'તો તે માણસ તેમની રાહ જોઇને ઉભો હતો.

"જડી ગઇ ને ?" પેલા માણસે પૂછ્યું.

"હા. જ્યાં સ્વપ્નેય આશા ન હતી તે જગાએથી" બાપુ બોલ્યા.

રસ્તે નોનો અને મોનાએ નારંગી ખાધી. પણ ઘેર પહોંચતાં પહેલાં તો નોનો ઉંઘી ગઈ.

"જેમ્સ આટલું મોડું કેમ કર્યું ?" બા બોલી. "છોકરીઓ કેટલી થાકી ગઈ છે ? લાવો, નોનો ને ઉઘાડી દઉં."

બા નોનોનાં કપડાં કાઢતી હતી. નોનોને તો એટલી ઉંઘ હતી કે તે ઉભી પણ રહી શકતી નહી. " શું આટલું જોરથી પકડી રાખ્યું છે નોનો ? તારી અડધી પેની ? કેમ તેં વાપરી નહીં ?" બા એ પૂછ્યું. "વાપરૂં તે શી રીતે ?" ખીજાઇને નોનોએ પૂછ્યું." હું તો જેલમાં હતી ત્યાં ક્યાં વાપરૂં ?"

" મારે વાત નહોતી કરવી, લીલી !" હસતાં હસતાં બાપુએ કહ્યું, "પણ હવે તો કરવી જ પડશે."

# [૪]

તેઓ નવા ઘરમાં રહેતાં'તાં. નોનો અને મોનાને આથી ખૂબ મઝા પડતી. ઘરમાં એકલાં પોતે જ હોય એ જાણી બાને જે આનંદ થતો હતો તે આનંદ તેઓ પણ માણતાં હતાં. એમનું નાનકડું ઘર સરખાજ દેખાવના ઘરોની એક લાંબી હારને છેવાડે હતું. ઘરની પછીત નોનો માટે કલ્પના પણ ન થઈ શકે તેવો પરીઓનો દેશ હતો. 'અધખોલામાંથી બહાર' નજર નાખવા ઉપરાંત એની હિમ્મત ચાલતી નહીં: અને જરાક 'ખડખડાટ થાય ત્યાં તો તે બારણું અટકાવી દેતી. પણ, ઓહ! જે દિવસે એક ખોખાની મદદથી ભીંત પાસે ઉભા રહીને ભીંતનાં બાકોરાંમાંથી શાન્ત વહેતી નદીનાં પાણી જોયાં અને જરાકે અવાજ કર્યા વિના બન્ને બાજુ ઝૂકી રહેતાં ઝાડનાં ઝૂંડનાં ઝૂંડ એણે જોયા ત્યારે તો એના આનંદની સીમા ન હતી. તાકીને તે જોઇજ રહી. અને ખૂબ તાજ્જુબ બનીને મૂંગે મ્હોંયે એ ઘરમાં જતી રહી. કોઇને પણ એણે આ હેરતભરી શોધની વાત ન કરી. મોનોને પણ નહીં; કારણ કે એ જાણતી હતી કે આ પરીદેશની વાત જો બીજો કોઈ જાણી જશે તો તે અલોપ થઈ જશે! "કોઇ દિવસ હિમ્મત હશે તો દિવાલ ઓળંગી પરીદેશમાં જઈશ. પણ એવી હિમ્મત મારામાં આવશે?" નોના મનમાં બોલતી હતી.

"મોના અને નોનો અહીં આવો" નોનોના વિચારોમાં ખલલ પાડતાં બાએ કહ્યું. "બાપુને આજે મોડું થયુ છે, આવો આપણે તો ચાહ પી લઇએ."

બધાં ચહા પીવા બેસતાં હતાં તેટલામા જ બાએ કહ્યું: "જોને નોનો તારા બાપુ આવ્યા કે નહીં?"

નોનો બારણા પાસે ગઈ અને બહાર જોયું.

"બા, બા," રઘવાટથી નોનોએ બૂમ પાડી, "અહીં આવો અને આ મોટી તાપણી આગળ બધા ગોળ ગોળ ફરે છે તે જુઓ ને."

"એ મેં જોયું નોનો." બા બોલી, "બાપુ આવ્યા?"

"મને તો દેખાતા નથી. પણ બા એ તાપણી કેમ કરી છે?"

"એ તો ભાડા માટે છે, પણ એમને મોડું કેમ થયું?"

જ્યારે જ્યારે બાપુને આવતાં વાર થતી ત્યારે બાને ખૂબ ઉચાટ કરતી જોઇને નોનોને ખૂબ નવાઇ લાગતી. નવા ઘરમાં આવ્યાને થોડાક જ દિવસ થયા હતા ને એક દિવસ બાપુને મોડું થયુ ત્યારે બા ખૂબ ચિન્તા કરતી'તી. અને જ્યારે જ્યારે બા ચિન્તા કરતી ત્યારે તે ખૂબ શાન્ત બની જતી.

એમને તો બાએ ઉઘાડી દીધાં અને પોતે ઓરડામાં આમ તેમ આટા મારતી ફરતી હતી. વારંવાર બા પોતાને અને પોતાને જ પૂછતી કેમ મોડું થયુ હશે? અને નોનોની આખ મળવા જ આવી હતી, ત્યાં બાપુ આવી પહોંચ્યા.

"કશુય ચિન્તા કરવા જેવુ ન હતું, લીલી." બાને ખભે હાથ મૂકતાં બાપુએ કહ્યું.

"લીલી, શેરીને છેડેજ એમણે મને પકડી પાડ્યો અને સભામાં બોલવા કીધું. એમાં મોડું થયું."

જેમ્સ, એ ઠીક કર્યું? આ વખતે?"

"જાણુ છુ લીલી, પણ મને લોકને મદદ કરવાનું કહેવામાં આવે અને હુ ના શી રીતે પાડુ?"



"મને થાય છે કે નોનોને મારી સાથે લેતો જઉં." બાપુએ કહ્યું નોનોએ ઝડપથી માથું ઉચું કર્યું. કાને સાચી જ વાત સાંભળી હતી એમ એને ન લાગ્યું. બાપુ સ્કૉટલૅન્ડમાં ભાષણ સારૂ પર્યટણ કરવાના હતા. અને એમાં સાથે નોનોને લઇ જવાનું કહેતા હતા. બા જવા દેશે?

"ખૂબ હેરાન કરી મૂકશે." બા બોલી. "આટલી બધી જગાએ ફરવા સારૂ તો એ બહુ નાની છે."

નોનોએ બાપુનો જવાબ સાંભળવા શ્વાસ રૂંધી રાખ્યો.

"ના રે ના, એ શુ હેરાન કરવાની હતી?" બાપુએ કહ્યું અને નોનોનો શ્વાસ પણ હળવો બની ગયો. "એડીનબરો તારી બહેન અને મારા બાપુ છે. એમાથી ગમે તેની સાથે તેને મૂકીને આજુબાજુની જગાએ જઇ આવીશ."

નોનો વધારે કશુ ય સાંભળવા ન રહેતાં એના આતુર આનંદને ભેટવા બહાર દોડી ગઇ.



નોનો બાપુ સાથે જતી હતી. બા એની અને બાપુની ચીજો તૈયાર કરતી હતી. એને નવા સાંપડેલા આનંદના બદલામાં મોનાને કાંક આપી જવાની એને લાગણી થઈ.

" બહાર આવ 'મોના. કાંક બતાવુ." નોનોએ કહ્યું. ભીંતના બાકોરા હેઠળ એણે એક ખોખું ગોઠવ્યુ. " ઉપર ચઢી જા મોના, બાકોરામાં પગ મૂકીને દિવાલ પરથી જો, કેવુ મઝાનુ છે ?"

" શું મઝાનુ છે ?" મોનાએ પોતાનું નાક ચઢાવી પૂછ્યુ.

" આ બધુ તો મેં કયારનુ ય જોયુ છે."

નોનોને અસહ્ય નિરાશાનો અનુભવ થયો. અને નિરર્થક ઉદારતાએ એના આનંદને થીજવી દીધો.

# [૫]

આજે નોનો બાપુ સાથે જવાની હતી. વરસાદ વરસતો હતો અને ગાઢ અંધારૂં છવાયું હતું. છતાં નોનોને મન તો આજનો દિવસ ઝળહળતો હતો. બાપુની પેટી ભરાઈ ગઈ હતી અને નોનોનાં કપડાં પણ તેમાં જ મૂક્યાં હતાં. બાપુ બહાર ગયા હતા અને ખૂબ અધીરતાથી નોનો એમના આવવાની રાહ જોઈ રહી હતી. "શાથી મોડું થતું હશે?" પોતાની જાતને નોનો પૂછતી. બા પણ આમ જ બોલતી હતી ને! આખરે બાપુ આવ્યા.

"વરસાદ તો રહી ગયો. પણ પવન ફૂંકાય છે. દરિયામાં હેરાન-ગતી તો પડશે જ એમ લાગે છે." બાપુ બોલ્યા.

અધ્ધર શ્વાસે લગભગ બેભાન બનેલી નોનોએ રસ્તા પરથી વહાણમાં પગ મૂક્યો.



અંધારૂં હતું અને વહાણ ભીનું હતું. બાપુ અને નોનો ચાલતાં હતાં. પણ એક જગાથી આવતી ગરમ ચીકણી ગંધથી એને ઉબકા આવતા હતા તે વાત બાપુને કહેતાં નોનોની હિંમત ન ચાલી.

પછી તેઓ સૂઇ ગયા. દરેક જણ માંદા હતા અને નોનોને પણ અકળામણ થવા લાગી. પણ એણે બાપુને જણાવા ન દીધું. એથી તો, બાએ કહ્યું'તું તેમ, એને લીધે બાપુને હેરાનગતી જ વેઠવી પડે ને?

પણ હવે તો નોનોથી રહેવાયુ નહીં. ઘણો વખત એ માંદી થતી પણ બાપુએ એ હેરાનગતી છે એમ નહોતુ કહ્યું. બાપુએ એને ઉંચી કરી અને મ્હોં લૂછી કાઢ્યુ, અને નોનો બાપુના હાથમાં જ ઉંઘી ગઈ.



સવાર થયુ અને દરેકે વહાણમાથી ઉતરવાની તૈયારી કરવા માંડી નોનોને હજુય અકળામણ લાગતી. બાપુએ એનું મ્હોં ધોયુ અને વાળ ઓળ્યા. નોનોને હવે કાક ઠીક લાગવા માંડયુ. પછી બાપુએ એને કોટ અને ટોપી પહેરાવ્યાં. પોતાનાં કપડાં પહેરી, પેટી લઈ ફરીથી તુતક પર ગયા. તુતક પર અજવાળું હતું, મઝા હતી–અને ચડી પણ હતી.

વહાણમાથી ઉતર્યા ત્યારે બાપુને ચાર માણસો મળ્યા અને સૌએ એક દુકાનમાં જઇ ખાધું. ખુબ નાસ્તો આપ્યો, પણ નોનોથી કાઇ ખવાયુ નહીં, તાકી તાકીને વારંવાર તે બાપુ સ્હામુ જોતી, પણ તે શું બોલતા તે તેનાથી સ્હમજાતુ નહીં. એ સાચું કે કોક વાર કોઈ શબ્દ એવો આવતો કે નોનોને જાણીતો લાગતો, પણ એ કાંઈ સ્હમજતી નહીં.



એડીનબરો જનારી ગાડીમાં તેઓ બેઠા. બધુ જોઈ શકાય માટે નોનો બારી પાસે ઉભી રહી પણ તેને કાંઈ મઝા પડી નહીં.

"તારી અકળામણ હજુ શમી નથી, નોનો." બાપુએ કહ્યું અને નોનોને ખોળામાં બેસાડી. ગાડી ઉભી રહી ત્યારેજ નોનોની ઉંઘ ઉડી.



તેઓ રસ્તા ઉપર ચાલતા જતા હતા. નોનોને હવે મઝા પડવા માંડી હતી. બધું કેવું નવું નવું હતું! અને બાપુ એના બધાજ સવાલનો જવાબ દેતા. બાપુ થંભ્યા અને એક ઉંચા ગતી દાઢીવાળા માણસને ગળે લગાડવા નોનોને ઉંચકી.

નોનો એને ગળે વળગી.

"એ કોણ?" બાપુએ પૂછ્યું.

"કોણ જાણે?" નોનો બોલી.

"તો એને ગળે કેમ વળગી?"

"તમે કહ્યું ને."

ગતી દાઢીવાળો માણસ હસી પડયો' "જેમ્સ, આવી જ કહ્યાગરી નોનો રહે તો તો મઝાનું."

"તારા દાદા થાય અને હું ફરી આવું ત્યાં લગી તારે એમની સાથે રહેવાનું છે." બાપુ બોલ્યા.

બાપુ ચાલ્યા ગયા અને દાદાએ કહ્યું, "આપણે થોડું ચાલીએ તો તને ઠીક ભૂખ લાગશે અને પછી ઘેર જઈ આપણે ખાઈએ."

નોનો દાદાની આંગળી પકડી ચાલવા લાગી.

"ઉભી રહે નોનો. તારા જોડા જોવા દે."

નોનો જોડા બતાવવા આતુરજ હતી. જોડા નવા હતા અને અંગૂઠીઆ તો ફક્કડ ચળક ચળક થાય તેવા ચામડાના હતા. પણ

દાદાએ અંગૂઠીઆ તો ન જોયા, પણ વાધરી જોઇને કહ્યું: "આગળ પથરાળી જમીન આવે છે અને વાધરી જોરથી બાંધી હશે તો તને ચાલતાં હરકત થશે."

દાદાએ વાધરી ખોલી નાંખી. નોનોને આ ન ગમ્યુ આમ કરવું કોને ગમે?

ખડક ઉપર આવેલો એક ઉંચો કિલ્લો બતાવી દાદાએ એની વાત કહી. બીજીએ ઘણી ઘણી વાતો કહી. નોનોને દાદાજી ગમી ગયા.

બન્ને ઘેર પહોચ્યાં. પણ ઘેર તો કોઇ પણ ન હતુ. દાદાજી એકલા જ રહેતા હશે. સઘડી પર દાદાજીએ એક કીટલી મૂકી.

દાદાજીએ તાસકો, પ્યાલા રકાબી અને બીજુ બધુ ગોઠવી દીધું. પછી રોટીના ટૂકડા કરી માખણ લગાવવા માંડયુ. રોટી કાંઇ જાડી નહતી પણ માખણ-રોટી કરતા ય ઘટ હતું. આટલા બધા માખણ સાથે રોટી નહીં ખવાય એમ નોનોને લાગ્યુ. બાપુ હોત તો દાદાજીને જરૂર કહેત.

કીટલી સમસમી અને ચાહ તૈયાર થઇ. નોનો પાસે ચાહ અને રોટી મૂકી. પણ માખણ લગાડેલી રોટી ખવાતી નહીં. "ખાઓ, તારે મોટાં બનવુ હશે ને તો તો આના કરતાં ય વધારે ખાવુ પડશે." નોનોમા માખણવાળી વાત કહેવાની હિમ્મત નહંતી. અને ત્યાં તો બાપુ આવ્યા.

"હે જેમ્સ તારી આ છોકરી તો ચકલી માફક ચણે છે. એની ભૂખ પણ ઘેર મૂકીને આવી છે કે શું?"

"કદાચ હજુ એની વહાણ પરની અકળામણ શમી-નહીં હોય. કેમ નોનો?" બાપુએ પૂછ્યું. નોનોએ કાતરતી આંખે બાપુ સામે જોયુ.

બાપુએ નોનો પાસે આવી, વળીને પૂછ્યું: "શું છે નોનો?"

"આ બધું માખણ. મને ઉબકા આવે છે." નોનોએ કહ્યું.

"અરે હા." દાદાજી તરફ વળીને બાપુએ કહ્યું; "નોનો માંદી પડી હતી ત્યારથી એને ઉબકા આવે છે. માખણ વગરની રોટી ખાઇશ નોનો?" બાપુએ રોટી કાપવા માંડી.

"એમ તે ખવાય? એણે તો ખૂબ માખણ ખાવું જોઇએ– તગડા થવા." દાદાજીએ કહ્યું.

બધા જમી રહ્યા એટલે દાદાજીએ મેજ હટાવી દીધું અને બધુ સાફ કરી બરાબર ગોઠવી દીધુ. અને પછી સગડી પાસે બેસી બાપુ અને દાદાજી વાતે વળગ્યા.

"એની માશીને ત્યાં એને ગોઠશે." કહી બાપુએ નોનોને સાથે લઈ ચાલવા માડ્યુ.

"ક્યાં? માશીને ત્યાં?" નોનોએ પૂછ્યુ.

"તારી માર્ગરેટ માશીને ત્યાં."

"માશી એટલે?"

"બાની બહેન."

"હં."

પછીથી શું બન્યું તે નોનોને કાંઈ યાદ ન રહ્યું. પણ બાપુએ એનાં કપડાં કાઢતાં કાઢતાં કહ્યું: "લીલી એમ માને છે કે નોનો તારા જેવી છે માર્ગરેટ."

માશીએ એને ગળે લગાડી "મને તો તે તમારા જેવી લાગે છે." પછી નોનો ઉંઘી ગઈ.

નોનો સવારે ઉઠી અને કોક અજાણ્યો માણસ એને ટીકી ટીકીને જોઈ રહ્યો હતો એમ એને લાગ્યુ. "તારા જ જેવી છે માર્ગરેટ." કહી તે બહાર જતો રહ્યો.

"તાગ મામા ડીક" માશી બોલી

"લે હવે તને નાસ્તો આપુ."

"હુ ઉઠીને કપડાં પહેરી લઉ."

"ના. ના. પથારીમા જ તને નાસ્તો આપુ છુ. રજાના દિવસે મોટાઓ કરે છે તેમ."

માશી તાસક લઇને આવી. શેકેલી રોટી, અને એક સુદર મોટા ગુલાબી પ્યાલામાં દુધ હતુ.

"ઓહ! ગુલાબી કપ" નોનો બોલી ઉઠી

"હં. ખુબ જુનો થયો છે. હં પણ જ્યારેય કોઈ આવ્યુ હોય ને ત્યારે પ્યાલાની જગાએ એ જ આપુ છું. પણ લે હવે તુ ખાઈ લે. પછી કપડા બદલાવી તને ફરવા લઈ જઉ."

"હુ કપડાં પહેરી લઉં છુ, માશી." રોટી હાથમાં લેતા નોનો બોલી.



નોનોને પાછી લેવા બાપુ ઘેર આવ્યા હતા.

"હુશિયાર છે અને હળી પણ ખુબ જાય છે." માશીએ બાપુને કહ્યુ. "મને તો એકલવાયું લાગશે. ડીકને મળ્યા વિના જશે તો એ નિરાશ થશે. ડીકને જરૂર મળતા જજો."

"રસ્તે જતાં મળતો જઇશ. ઝાઝો વખત નહીં લાગે."

માશીએ નોનોને બાથે લગાડી ચુંબન કર્યું: "માશીને ભૂલતી નહીં હં."

"તમે મને ખુબ ગમો છો માશી. અને પેલું ગુલાબી ખ્યાલું..."



"જો અહીં તારા માસા કામ કરે છે." બાપુએ કહ્યું અને બન્ને એક મોટા અંધારા મકાનમાં દાખલ થયા.

"અમે આજે રાતે ડબ્લીન પાછા જઈએ છીએ. એટલે નોનોને તમને મળવા લાવ્યો." માસા આવ્યા એટલે બાપુએ કહ્યુ.

"માસા તમે શું કામ કરો છો?"

"ચુંગીઓ બનાવું છું."

"ચુંગીઓ કેવી?"

"બધી જ જાતની. નાની, મોટી. જોવી છે? આવો ને?"

"થોડી જ વાર હં, નોનો." બાપુએ કહ્યું અને મામા નોનોને ઉઠાવી ખુબ બારીઓવાળા એક મોટા ઓરડામાં લઈ આવ્યા. ઓરડાની બન્ને બાજુએ બાજઠો પર માણસો બેઠેલા હતા. માસા નોનોને દરેકની પાસે લઈ ગયા. બધાએ હસી હસીને એની સાથે વાતો કરી. કેટલાક નાની ચુંગીઓ બનાવતા, કેટલાક પાતળી બનાવતા. પણ નોનોને એક માણસ આગળ પડેલી કેટલીક ચુંગીઓ જોઈને ખુબ નવાઈ લાગી. ચુંગીને નાનકડું માથું અને લાંબી લાંબી નળી હતી.

"એ શું છે?" નોનોએ પૂછ્યુ.

"એ તો દાદાજીની ચુંગી છે."

"દાદાજીની? દાદાજીના જ માટે?" બધા માણસો હસી પડયા.

"ના રે ના, નાનકડી છોકરીઓ પણ પીએ."

"નાનકડી છોકરી પીએ? કેવી રીતે?" નોનોએ રસપૂર્વક પૂછ્યુ

"જો એક પવાલું લે, અને પાણી ભરી થોડા સાબુનું ફીણ કરી ચુંગીને આમ મૂકે અને ફૂંકારે તો સરસ ફક્કડ પરપોટા આવે—જાત જાતના રંગના પરપોટા."

"હું."

"લે તું પણ એક લઈ જા અને ઘેર પરપોટા ઉડાવજે." મામાએ નોનોને એક ચુંગી આપી.

નોનોની આંખો દાઝતી હતી. જલ્દી જલ્દી જઈ પરપોટા ઉડાડવા એનું મન તલપાપડ થઈ ગયું. અને બાપુ પાસે પહોંચી ત્યારે તો ચુંગીથી એના હાથ ભરાઈ ગયા હતા. "મામા બહુ સારા છે." એટલું જ એ વિદાય સમયે બોલી શકી.



## [ ૬ ]

ચૂંટણી થવાની હતી અને બાપુ એમાં ઉભા રહ્યા હતા. "બાપુને કોર્પોરેશનમાં જવું છે" એમ બાએ સમજાવેલું.

નોનોને આથી સંતોષ ન થયો. "બાપુ જો કોર્પોરેશનમાં જાય તો પછી એમને આપડી કચ્ચગની ટોપલી લેવા આવવાનું?"

બા હસી અને બાપુ આવ્યા ત્યારે નોનોની વાત કહી.

બાપુ પણ હસ્યા.

"એવું જરૂરી કામ તો થોડું જ થવાનું છે, લીલી? અને એમાંયે હું તો અનેકમાંનો એક હોઈશ."

નોનો આથી ગૂંચવાઈ. પણ પછી ભૂલી ગઈ. એવી તો કેટલીએ ન સમજાય એવી ચીજો હતી.

❧

બાપુ સાથે એ એક ઓરડામાં ગઈ. ઓરડામાં ખુરશીઓ ને મેજ હતાં. મેજ પાસે બેસી કેટલાક કાંઈ લખતા હતા. કેટલાક કાંઈ છાપેલા કાગળોને વાળીને પરબીડીઆમાં મૂકતા'તા.

"એ શું કરે છે?" નોનોએ પૂછ્યું.

"બાપુને ચુંટણીમાં મદદ કરે છે."

"પરબીડીઆમાં કાગળો તો હું પણ મૂકું." નોનોએ કહ્યું.

"ચાલો ત્યારે" કહી બાપુએ એને ઉપાડીને એક ખુરશીમાં મૂકી. "લ્યો એક નવો મદદગાર આવ્યો, દોસ્તો એ કહે છે કે પરબીડીઆમાં કાગળો હું પણ મૂકી શકીશ." બાપુએ કહ્યું.

નોનો પરબીડીઆ ભરવામાં મશ્ગૂલ હતી ત્યાં બાપુનો એક મિત્ર આવ્યો. નોનોને જોઈ એણે પૂછ્યુ" તુ શું કરે છે?"

"મદદ કરૂ છુ."

"જેમ્સ" બાપુને બોલાવતાં મિત્રે કહ્યું." લે નોનો તો એક નવી જ વાત કરે છે. આખી દુનિયામાં ચૂંટણીમાં કામ કરનારમાં નોનો નાનામાં નાની હશે."

નોનોને લાગ્યુ. હુ પણ કાંઈ છુ અને પોતા પાસેના બધા જ કાગળોને પરબીડીઆમાં મૂકીને જ નોનો જંપી.

"મેં પણ મદદ કરી નહીં, બાપુ?" ઘેર જતાં રસ્તામાં નોનોએ પૂછ્યુ.

"હા. તેં મદદ કરી."

"ચૂંટણીમાં મદદ કરતાં મને મઝા પડે છે." નોનો બોલી. બાપુ હસ્યા.



બાપુ ખીજાએલા હતા. પીઠ પાછળ હાથ મીલાવી એ ઓરડામાં કએ છેડેથી બીજા છેડા સુધી ચાલતા.

"એમના જુઠાણાને હદ નથી, લીલી. અને કેવી ભયંકર વાતો કરે છે! કશું જ કહેવામાં પાછા પડે તેમ નથી." બાપુ ખીજાતા ત્યારે એમ જ કરતા. અચાનક જ એ થંભ્યા. "છોકરાંઓની વાત પણ અંદર લાવ્યા. કહે છે લોકને આંધળા બનાવવા જ હું છોકરાંને કોન્વેન્ટ શાળામાં મોકલું છું."

"એ તો તમારા સામે કહેવા જેવી કશી સાચી વસ્તુ નથી માટે જુઠાણા ઉપજાવી કાઢે છે." બા બોલી.

"હું જાણું છું લીલી. પણ મને એ છતાંય ગુસ્સો આવે છે. આ બધું જુઠાણું એ લોક ફેલાવે છે કારણ કે હું સમાજવાદી છું."

"સમાજવાદી એટલે શું બાપુ?"

"નોનો દુનિયામાં દરેક માણસને, સ્ત્રીપુ, છોકરાને, છોકરીને પેટપુર ખાવા મળે અને કોઇને પણ કપડાં વિનાના કે ઉઘાડા પગે રહેવુ ન પડે એ માટે જે યત્ન કરે તે સમાજવાદી કહેવાય, નોનો."

"પણ એમ તો દરેકે કરવુ જોઇએ" નોનોએ કહ્યું.

"નોનો" બાપુ બોલ્યા. એમનો ગુસ્સો હવે જતો રહ્યો લાગ્યો. "નોનો. ગયે અઠવાડીયે મને એક જુવાન મળ્યો. એ કહેતો કે જ્યારે પહેલવહેલો એ સમાજવાદી બન્યો ત્યારે રખેને રાતમાં ક્રાન્તિ થઈ જાય માટે ઉંઘતો પણ નહીં. તેના જેવી છે તું."

"પતી ગયુ લીલી. હું હાર્યો."

બાએ માથું ધૂણાવ્યું.

"હવે તો તમે કોર્પોરેશનમાં નહીં જાઓને?" નોનોએ પૂછ્યુ

"ના હવે નહીં."

"બહુ સારૂં થયું. હુ રાજી થઇ. કોર્પોરેશનના માણસો હમ્મેશા ગંદા હોય છે."

બા અને બાપુ હસ્યા.



જમવાની વેળાએ બાપુના ઘેર આવવાની સૌ રાહ જોતા હતા. જતી વખતે જ જરા મોડું થશે એમ કહી તો ગયા હત.

"સભાઅધીનું ફરમાન નીકળી ચૂકયું છે અને અમે તો સભા ભરવાના જ છીએ એટલે ધાધલ જરૂર થશે. પણ ત્રણ વાગતાં તો જરૂર આવી જ પહોંચીશ." એમ કહેલું. પણ ચાર વાગ્યા છતાંય ઘેર આવ્યા નહતા

બધાય બાપુને મળવા રાહ જોઇને બેઠા. પણ રાહ જોઈ જોઇને સૌ થાકી ગયા અને પાછા ઘેર ગયા. બાને ચિન્તા થતી હતી અને વારંવાર બારણે ડોકીઉં કરી આવતી.

"આપણે જમી લઇએ. મને લાગે છે કે બાપુને કાંઇક થયું છે." બાએ કહ્યું.

અંધારૂ થયું અને બાએ અમને ઘરમાં બોલાવી, ચહા પાઈ અને ઉંઘાડી દીધા. નોનો બાપુની રાહ જોતી હતી ત્યાં બારણા બહાર એક મોટર આવીને ઉભી રહી અને એક ઉંચી સુંદર સ્ત્રી ઘરમાં આવી.

"મી. કોનોલીને પકડયા. મી. લીગે તમને સમાચાર નથી આપ્યા?"

ઉંચી સ્ત્રીએ બાને સવાલ પૂછ્યો.

"ના, મીસ ગોન" બાએ કહ્યું.

"તમારે કાંઈ ચિન્તા કરવાની નથી. હું બધી ગોઠવણ કરૂં છુ. કાલે તો મી. કોનોલીને ઘેર લાવીશુ."

સુન્દર સ્ત્રીએ થોડોક વખત બા પાસે રહી વાતો કરી અને બાને આશ્વાસન દેવાનો પ્રયત્ન કર્યો.



"લીલી, જો તારો રખડુ ધણી તો પાછો ઘેર આવી ગયો અને એને કાંઇએ નથી થયુ." બીજે દિવસે ઘેર આવીને બાપુએ કહ્યું.

"બધુ મને કહો." બા બોલી.

"તને ખબર છે ને કે ટ્રાન્સવાલ સમિતિએ ગઈ કાલે એક સભા બોલાવી હતી. સભાની જાહેરાત કરી અને શનિવારે સભા-બંધીનું ફરમાન છૂટયુ અને પોલીસે જોનઓ'લીઅરી, માઈકલ ડેવીટ, પેટ ઓ'બ્રાયન, વીલી રેડમન્ડ અને મારા ઉપર ફરમાનની નકલો મોકલી આપી તરત જ સમિતિની એક સભા બોલાવી અને પ્રમુખ તરીકે વીલી રેડમન્ડે અભિપ્રાય આપ્યો કે આ ફરમાનનો અનાદર થવો જોઇએ, અને બેરેસ્ફર્ડ પ્લેસમા એ સભા ભરવી જોઇએ. ગઈ કાલે સવારે તો બેરેસ્ફર્ડ પ્લેસનો એક ખૂણો અને બેરેસ્ફર્ડ પ્લેસમા પડતા બધા રસ્તાઓ પોલીસે રોકી લીધા. લશ્કરને બરાકોમા ગોંધી રાખ્યુ છે એમ અમે સાભળ્યુ. સભામા હજારો લોક આવ્યા. લોકમા ખૂબ ઉત્તેજના હતી. હોમરૂલ્સે દગો દીધો. ફરમાનનો ભંગ કરવાનું લોકોને કહી, પોતે જ સભામાં ગેરહાજર રહ્યા.

"એક ગાડીમાં મી. ગ્રીફીથ, હું, સ્ટુવર્ટ, લીઓન્સ અને નીરાગોન સભામાં જવા નીકળ્યાં. અમે પહોંચ્યા એવો જ લાઠીમાર શરૂ થયો. ભાડુતી ગાડીવાળાને પોલીસે પકડયો અને દૂર ધકેલી દીધો. ગ્રીફીથે મારૂં નામ પ્રમુખસ્થાન માટે મૂકયું હતું. અને જેવો ગાડીવાળાને ધકેલી દેવામાં આવ્યો તેવી જ મેં લગામ હાથમાં લઈ ગાડી ચલાવી. લોક ગાડી પાછળ સરઘસમાં ચાલવા લાગ્યા. અને ઘોડેસ્વાર પોલીસના વારંવારના લાઠીમાર છતાં અમે સરઘસ ઉતારી એકને બદલે બે સભા ભરી અને પછી હું પકડાયો. આજે સવારે 'રાજદ્રોહી અને તોફાની' સભામાં પ્રમુખસ્થાન લેવાના ગૂન્હા બદલ મને બે પાઉન્ડની કે એક માસ કેદની સજા કરવામાં આવી; અને પછી પણ દસ પાઉન્ડના જામીન આપવા કે વધુ એક મહીના માટે જેલ જવાનું ફરમાવ્યું. મીસ ગોને દંડ ભરી દીધો અને હું અહીં આવ્યો."



રસ્તામાં મારામારી ચાલતી. છોકરાંઓ પથરા લઈ એક બીજાની સામે થયા હતા. એક ટોળાએ બોઅરનો પક્ષ લીધો હતો. બીજાએ અંગ્રેજોની તરફેણ કરી હતી. અને પોતાના પક્ષને પાનો ચઢાવતા. નોનો બોઅરના વિજય માટે બૂમો પાડતી હતી.

"નોનો તું કેમ બોઅરનો પક્ષ લે છે?" એક છોકરાએ પૂછ્યું.

"તું નથી લેતો?"

"ના. હું તો અંગ્રેજોની બાજુએ છું."

"જો તારે એમ ન કરવું જોઈએ."

"જરૂર. હું એમ જ કરું "

"જો ત્યારે ઇગ્લેન્ડ અને બોઅરનું પણ એમ જ છે."



"ખરાબ વખત આવતો લાગે છે લીલી દરેક અઠવાડિયે ઓછાને ઓછાજ પૈસા મળતા જાય છે આમને આમ કેમ નભશે તે સમજાતુ નથી "

"લવાજમના વચન તો મળ્યા હતા ?"

"બરાબર લીલી પણ એ તો માનવસ્વભાવ છે કે ખર્ચની કાપકૂપ કરવાની હોય તો પહેલીનજર લવાજમ પર પડે."

"પણ લવાજમ ઘટે તો તમારો કમાયો પણ ઘટે. પછી તો પેટપૂર પણ ન રહે "

"હુ શુ કરું, લીલી ? એ લોક ન ભરે તો કાંઈ આપણી બળ જબરી તો થોડી જ ચાલે છે ?"

"મુશ્કેલ કામ છે,' બા બોલી



"આ વખતે ક્રીસ્ટમસ નથી એમ જ માનજો આ વખતે બક્ષીસ આપવા કઈજ નથી અને એકને આપે તો તમે બહુ ખીજાઈ જાઓ એટલે તારે કે નોનાએ કે એડી, કે એમ્મા કે મોઇરાએ આ વખતે આશા રાખવી જ નહીં" બાએ કહ્યુ

"કશુ જ નહીં ?" નિરાશ નોનોએ પૂછ્યુ

' ના કાંઈજ નહીં" બાએ જવાબ દીધો બા ખિન્ન લાગતી નોનોને લાગ્યુ કે આ ક્રિસ્ટમસમાજ કાંઈ ખોડ છે બીજી તો બધી ક્રિસ્ટમસ વખતે બા પુડીંગ બનાવતી, અને પછી બાપુની રાહ જોતી

આવતી કાલે જ ક્રિસ્ટમસ દિન હતો અને હજુ લગી તો પુડીંગ નજરે પણ નહોતું પડયું. અને હવે બા ક્રિસ્ટમસ નહિં આવે એમ કહેતી હતી!



ખૂબ મોડું થઈ ગયું હતું. બધા જ પથારીમાં હતા અને બા બાપુની રાહ જોતી બેઠી હતી.

બાપુ આવ્યા ત્યારે બાએ કહ્યું: "ખૂબ મોડું કર્યું આજે. હવે તો કશું ય લાવી શકાશે નહીં અને કાલે ક્રિસ્ટમસ દિન છે અને ઘરમાં કશું નથી."

"ખૂબ મોડું" બાપુ બોલ્યા અને બાપુને ગળામાં ડચુરો બાઝયો હોય એવો અવાજ નીકળતો "આજ રાતે તો બે જ શીલીંગ મળ્યા. બે શીલીંગ! બે શીલીંગ લઈને ઘેર આવતાં પણ મને શરમ આવતી હતી. ફરતો હતો ત્યાંથી આ લાવ્યો." ખીસામાંથી કાંક કાઢતાં બાપુ બોલ્યા "ઘરમાં ખાવાનું ન હોય તોય તને આટલી ભેટ તો આપવી જ જોઈએ."

બાપુ મેજ પાસે બેસી ગયા અને પોતાનુ મ્હોં બે હાથથી ઢાંકી દીધુ. બા એમની પાસે ઉભી રહી અને પીઠ થાબડવા લાગી.



બાપુ અમેરિકા જતા હતા. બા એમની પેટી ભરતી હતી. "હું કાંઇ સદા કાળ માટે નથી જતો રહેતો." બાપુએ નોનોને કહ્યું. નોનો રીસાઇને બેઠી હતી. "આ પણ એક બાપણુ પર્યટણ જ છે, અને છાપુ કાઢવા જેટલા પૈસા મળ્યા એટલે હું તરત જ પાછો આવીશ. અને આપણે બધા આનંદથી રહીશું."

"બહુ વાર ન કરતા, બાપુ."

"ના રે ના. અને જો હું ત્યાં જઉં ત્યારે તું કાગળ લખતી રહેજે. તારી શાળાના ને બીજા બધા સમાચાર લખજે.

"વારુ." નોનોએ જવાબ દીધો.



બાપુ ગયા અને નોનોને ખૂબ એકલવાયું લાગવા માંડયું.

સોમવારની સવાર પડે અને નોનો વ્હેલી ઉઠીને ટપાલીની રાહ જોતી ઉભી રહે. ટપાલી બાપુનો કાગળ લાવતો. કોક વાર નોનો પર બાપુ જ્યાં હતાં તે જગાનું ચિત્રવાળું પત્તું આવતું. કોકવાર બાપુના સમાચાર આપતાં છાપાંની કાપલીઓ આવતી, કેટલાક છાપાં તો બાપુને 'સમાજવાદી રૂપેરી ઘંટડી' કહેતાં. ટપાલીની રાહ જોતાં જોતાં કેટલીએ વાર નોનો આ વાત યાદ કરતી. કેવું સરસ લાગતું તું ! 'સમાજવાદી રૂપેરી ઘંટડી'! 'હું સમાજવાદી રૂપેરી ઘંટડીના કાગળની રાહ જોઉં છું' ને! જેનું નામ આવું હોય તેવા બાપુ મેળવવામાં હું ભાગ્યશાળી ન હતી? બીજા બાપુઓવાળાં બાળકોની નોનોને દયા આવતી.

બાને નવો બબો આવ્યો હતો. પાંચ બહેન વચ્ચે એક જ ભાઈ! બાપુ આવશે ત્યારે એમને કેવું આશ્ચર્ય લાગશે! ઘેર આવે ત્યારે પાંચ બહેનોને જ જોવાની આશા સેવતા હશે અને જોશે ત્યારે પાંચ બહેન અને એક ભાઈ! નવાઈ નહીં લાગે બાપુને!



બારણાનો ખખડાટ સાંભળી નોનો જાગી ત્યારે અંધારું હતું.

"બારણું ઉઘાડું, બા?" નોનોએ પૂછ્યું.

"પરોઢીએ તે વળી કોણ આવ્યુ હશે? કોણ છે એમ પૂછજે."

નોનો બારણે પહોંચી: "કોણ છે?"

"ઉઘાડીને જો."

"બાપુ! બાપુ!" નોનોએ ચીસ પાડી. એના ઉત્સાહમાં એનાથી બારણું પણ પૂરૂ ઉઘાડાયું નહીં. માંડ મહેનતે બારણું ખૂલ્યું.

ગળે વળગી પડતાં નોનો "બપુ બાપુ" બોલતી રહી.

"બા ક્યાં છે?"

"પથારીમાં. અને બાપુ અંદર જઇને જૂઓ તો ખરા. ચાલો."

બાપુ બાની પથારી પાસે પહોંચ્યા. બિચારી નોનો ભૂલાઈ ગઇ!



સૌને માટે બાપુએ સોગાદ આણી હતી. ચીન વિષેની એક ચોપડી મોના માટે; અમેરિકાનો ઇતિહાસ નોનો માટે, એડી માટે

મણકાની માળા. એમા માટે દડો. મોઇરા માટે ઢીંગલી. પણ નાના અબા માટે કાંઈ નહીં. બીજા બધા માટે કંઇ ને કંઈ ચીજ તે લાવ્યા જ હતા. કેવી મઝા! બાપુ પાછા આવ્યા!

❧

"તમે પાછા આવ્યા અને તમને સફળતા મળી એ ખૂબ આનંદની વાત થઈ. હવે તો છાપું ચાલશે ને?"

"હા. લીલી. મને ભારે સફળતા મળી. લગભગ દરેક સભામાં મને લવાજમ મળ્યાં. એથી કેટલોક વખત તો ચાલશે. અને લોકને રસ પડે ત્યાં લગી ચલાવીએ તો તો બરાબર ચાલી જાય."

"પ્રભુનો પાડ. તમારે હવે જવું નહીં પડે." બાએ કહ્યું.

"દુનિયામાં ડબ્લીન જેવી જગા ક્યાં છે?" બાપુએ કહ્યું.

❧

બાપુ અંદર આવી ચુપચુપ બેસી ગયા. નોનોને લાગ્યું કે બાપુને કાંક ચિંતા છે.

"શું થયું?" બાએ પૂછ્યું.

"બધું જ" બાપુ બોલ્યા.

"બધું જ? એટલે?"

"અમેરિકામાં છાપાં માટે ભેળા કરેલા બધા પૈસા ખર્ચાઇ ગયા, બીજા કામોમાં."

"પણ જેમ્સ..."

"શું થાય લીલી?"

"પણ કેવું ખરાબ! આશાભર્યા તમે ઘેર આવો અને ત્યાં જ બધી આશાઓ ભાંગી પડે–"

"લીલી, શબ્દોથી કાંઈ સ્થિતિ ઓછી સુધરી જવાની છે? ખૂબ વાપરી જોયા."

"છાપાનું હવે આવી બન્યું."

"તમે શું કરશો?"

"કરવાનું કરી લીધું. વિરોધ ખાતર અને એમની વલણ આપઘાતક છે તે બતાવવા મેં રાજીનામું આપ્યું."

"પણ તેઓ ઓછા જ સ્વીકારવાના છે?"

"સ્વીકારવાના છે? સ્વીકારી લીધું. લીલી, જેમના પર ભરૂસો રાખ્યો એમણે જ દગો દીધો."

"ઓ જેમ્સ."

"મને લાગે છે હું ફરીથી અમેરીકા જઉં."

"તમે તો નહોતા જવાનાને?"

"ત્યાં કાંક નોકરી ખોળી લેશું. અને થોડા દિવસ તને અને છોકરાંને પણ ત્યાં બોલાવી લઇશ. મને નથી ગમતું લીલી પણ છૂટકો નથી. ડબ્લીનમાં રહેવાનું મન છે પણ આ વાતે મને વિહ્વળ બનાવી મૂકયો છે."

"આપણે જઇશું તો કદિ પણ પાછા નહીં આવીએ. તમને દુઃખ દેવાનો એમને પ્રસંગ જ નહીં આપીએ."

"એ ભવિષ્ય જાણે લીલી."

❧

# [૭]

નોનોને લાગ્યું કે વહાણની વિચિત્ર દુનિયામાં એની ભૂખી આંખો અને મનને સંતોષે તેવું ઘણું ન હતું. ત્યાં બધા અજાણ્યા માણસો હતા. તેઓ વિચિત્ર કપડાં પહેરતા અને વિચિત્ર ભાષામાં વાતો કરતા. અને છબીઓમાં પણ નજરે નહોતા ચડ્યાં એવાં કપડાં પહેરેલાં છોકરાં! એમની સાથે તો ખૂબ ખૂબ ઇચ્છા છતાંય નોનોથી બોલાતું નહીં. એક બીજાને સમજે તો વાત કરે ને! આખા એ વહાણમાં નોનોને જો કોઈની પણ અદેખાઈ આવતી હોય તો તે દુભાષિયાની. દરેક સાથે તે બોલી શકતો અને તુરતજ નોનોએ મોટા થઈ અને દુભાષિયા બનવાનું નક્કી કર્યું:

તૂતક પર તો આખો દિવસ ગીરદી રહેતી. છોકરાં અને મોટાં આખો દિવસ પડ્યા ને પાથર્યા રહેતાં. કેટલાક તો ખાવા માટે પણ હાલતા ચાલતા ન હોય એવા લાગ્યા.

એક જ માણસ સાથે મેજ પર સાથે જમવા બેસીને એની સાથે વાત સરખી પણ ન કરવી એ નવાઈભર્યું નથી? રાતને વખતે પણ તેમજ. ઉપર નીચેની બધીજ છાજલીમાં થઈને બેજ એવી બાઈઓ હતી કે જેની સાથે બા કે તે બધા વાત કરી શકે.

બાને તો નીચે જવા પરજ ધિક્કાર હતો. વ્હાણના પહોરમાં એમને ઉઠાડી, મ્હોં ધોવરાવી, કપડાં પહેરાવીને તુતક પર લઈ જતી.

"પાંચ મીનીટ માટે પણ કોઇને કોઈ સાથે એ તે કેમ રહેવાય !" બાએ વાતમાં એક બાઇને કહ્યું હતું.

આજ સવારે એક બાળક મરણ પામ્યું અને એની મા સાથે કોઈ પણ—દુભાષિયો પણ નહીં—બોલી શકતુ નહીં. વિચાર વિનાજ એણે એ વાત બાને કહી, અને એને પસ્તાવો થયો. બાનો ચહેરો સફેદ પડી ગયો અને ખેંચાયો. એની આંખો સજળ બની. નોનોએ જાણ્યુ કે બા મોનાનો વિચાર કરતી હતી. મોના ગુજરી ગઈ. બાને એ બધું યાદ આવતું અને એ જોઈને નોનોને પણ યાદ આવતુ.

શુક્રવારે તો અમારે વહાણ પર જવાનું હતું. ગુરૂવારે એલીસ માશીબાને બાંધવા છોડવામાં મદદ કરવા આવ્યો હતો. એમને ઘેરથી કાંઇક લાવવા એમણે મોનાને મોકલવા બાને કહ્યું.

ચાહ વખતે કોઈ સંદેશો લઈને આવ્યુ અને બા ચીસ પાડી ઉઠી. તરતજ બા અને માશી બહાર ગયા. મોડી રાતે એક બાઈ આવીને એડી અને નોનોને એક મોટા ઘરમાં લઈ ગઈ અને એક નોકરે એમને ઉંઘાડી દીધાં. બીજે આખો દિવસ એ લોક સુંદર બગીચામાં રમ્યા. બગીચાનાં રંગબેરંગી ફુલો હતાં, ઝાડો હતાં અને દિવાલ પર ફુલનાં ઝૂમખાં લટકતાં.

બીજે દિવસે એ જ બાઈ એમને એલીસ માશીને ઘેર લઈ ગઈ. ઘરમાં ખૂબ ભીડ હતી. ઓરડામાં એક કોફીન પડયુ હતું અને કોફીનમાં મોના હતી. મોના એવી વિચિત્ર અને સફેદ લાગતી! એણે નીચલો હોઠ દાંત નીચે કચડીને દબાવ્યો હતો બા કોફીનને માથે ઉભી હતી. બા પણ ખૂબ ફીક્કી અને અક્કડ લાગતી હતી. પછી બધા કબ્રસ્તાનમા ગયા અને મોનાને દાટી દીધી.

સૅા પોતાને ઘેર આવ્યાં. પડોશીઓ આવ્યાં. એમણે બાને બોલવી પણ બાએ કાંઈ જવાબ ન દીધો. "મીસીસ કૉનોલી, આમ થયું શી રીતે?" એકે પૂછ્યું, અને ભયંકર, તતડતા અવાજે બા બોલી.

"એને એમ કે એલીસ માશીને જરા ચમકાવું. એટલે એણે કીટલી ગરમ મૂકી. અને કીટલી સમસમી એટલે એણે ઉપાડી. ખૂબ ગરમ હતી એટલે એક છેડે એને ઝાલવા ગઈ ત્યાં કપડાના બીજે છેડે ઝાળ લાગી. એ તો ખૂબ ગભરાઈ ગઈ અને દોડતી દોડતી બગીચામાં ગઈ. થોડા ઘર દૂરથી એક માણસે ભડકા જોયા અને ચીસો સાંભળી...એક કામળી લઈ, દિવાલ કુદીને એ અંદર આવ્યો અને કામળમાં લપેટીને દવાખાને લઈ ગયો. પણ તે બહુ મોડો પડયો. મોં સિવાય બીજું બધું દાઝી ગયું.

અંદરથી પણ...ચોવીસ કલાક લગી જીવી...છેક લગી ભાન હતું.

"જેમ્સ, જેમ્સ," જાણે બાપુ નજદિકમાંજ સાંભળતા હોય એમ બાએ ચિસ પાડી, "અમે અમેરિકા નથી આવતાં, હજુ અહીંજ છીએ. મોના ગઈ."

જયોર્જ કાકા અને જહૅાની આજ્ઞા:

"લીલી, હું વહાણવાળાના દફતરે જઈ આવ્યો. એમણે ટીકીટો બદલી આપી. તમારે બુધવારે લીવરપુલથી જવાનું છે." જયોર્જ કાકા બોલ્યા. બા એમના સ્હામું જોઈ રહી.

"સમજી ને લીલી અહીંથી મંગળવારે નીકળી લીવરપુલ જવાનું અને ત્યાંથી બુધવારે નીકળવાનું. જેમ્સને મેં તાર કરી દીધો છે." બાને માથે હાથ ફેરવતાં જયોર્જકાકાએ કહ્યું.

અમે 'એલીસ ટાપુ' પહોંચ્યા. એક મોટો ઓરડો હતો અને લાકડાની પાટલીએ...નીચેની ...વહાણમાંથી ઉતરેલા લોક ગોઠવાઈ ગયા હતા ...જેની સાથે ... એમનાં બીસ્તરા પોટલાં પડયાં હતાં. એક

માણુસ આવીને એમનાં દાંત જોઈ ગયો અને પછી શીતળાના ડાઘ પણ જોયા.

'ફક્કડ છે બધા' એણે બાને કહ્યું.

"નોનોના બાપુ ક્યારે આવશે ?" બાએ એને પૂછ્યુ.

"જ્યારે એ આવશે ત્યારે તમને ત્યાં લઈ જવામા આવશે" એટલું બોલીને એ ચાલી નીકળ્યો.

"બધી આયરીશ છોકરીઓ આ બાજુ આવો" ખૂબ મોટેથી એક અવાજ આવ્યો.

"હું ય આયરીશ છુ. હું જઉ બા ?" નોનોએ પૂછ્યુ.

"અહી ઉભી રહે" કહી હાથ પકડી બાએ નોનોને ઉભી રાખી.

"બા એણે બીજી વાર કહ્યુ. તે સાભળ્યુ ?"

"એ તો જેમની મા તેમની સાથે ન હોય અને બાપ એમને લેવા આવવાના ન હોય એમને બોલાવે છે."

"મારે જોવુ છે એ બધાં ક્યાં જાય છે તે ?" નોનોએ આગ્રહ કર્યો.

"અહીં ઉભી રહે" અને સમસમીને નોનો ત્યાં જ ઉભી રહી.

"ડબ્લીનથી કોઈ કોનોલી નામનું કુટુમ્બ આવ્યુ છે ? એક માણૂસે પૂછ્યુ.

"અહીં," ઉઠતાં ઉઠતાં બાએ જવાબ દીધો.

"મારી સાથે આવો." પેલા માણુસે કહ્યું અને બધા એની પાછળ ચાલીને એક બીજા વિશાળ ઓરડામાં આવ્યાં. આમાં તો

બધે મોટાં મોટાં ચોકઠાં હતાં. એમને પણ એક ચોકઠા બેસાડીને પેલો માણસ ચાલ્યો ગયો. થોડીક પળમાં જ એ પાછો આવ્યો અને ગણવા લાગ્યો. " કાંક ભુલ છે. એ તો ૭ છોકરાં અને બાનું લખે છે. અહીં તો પાંચ જ છોકરાં છે."

બાની આંખમાં આંસુ આવ્યાં. " ૭ જ જોઇએ. પણ અમે મુસાફરી શરૂ કરીએ તે પહેલાં જ એક મરી ગયું. એમને અહીં બોલાવો એટલે બધું કહું."

બાપુ આવ્યા. બધા ગેલમાં આવી ગયા અને એને વળગી પડયા અને આજુબાજુ કુદાકુદ કરવા લાગ્યા.

"પણ થયુ શું લીલી ? પાંચ જ કેમ ?"

"મોના ગઈ." એના ગાલ પરથી આસુ રેલાઈ જતાં હતાં. જ્યોર્જે તાર કર્યો હતો. તમને ન મળ્યો ?"

"ના મ્હને તો કાંઇ જ સમાચાર નથી મળ્યા. હું તો ચિંતાથી વિહ્વળ થઈ ગયો હતો. દરેક વહાણ પર હું આવતો."

"અહીં નહીં. પહેલાં અહીંથી જ્યાં લઈ જવાના હોય ત્યાં લઈ જાઓ." બા રોતા બોલી

પેલો માણસ તો બાપુ અને બા સામુ જોઈ રહ્યો. હસ્તધૂનન કર્યું, પણ કાંઈ બોલ્યો નહીં. બાપુએ સૌને પોતાની પાસે લીધા અને એલીસ ટાપુ પરથી સૌ ચાલી નીકળ્યાં.



એ દિવસની સ્વચ્છ યાદ નથી. પહેલા તો અમને એક મોટી જગામાં જમવા લઇ ગયા અને ત્યાં લોક કાન ફોડી નાંખે તેવા અવાજો કરતા હતા અને ખૂબ તામકો હતી અને છરીઓ હતી અને

કાંટા હતા. નીચે ટ્રામ ગાડીઓ ચાલતી અને એમને માથે રેલગાડીઓ ચાલતી. એક મોટી દુકાન હતી અને એની વચ્ચોવચ એક સોનેરી ફુવારો હતો. અને એગ્નાએ તો અણધારી શોધ કરી: ચાલતા ચાલતા દાદરની. અને અમે સૌએ એનો લાભ લેવાનો નિશ્ચય કર્યો. બાપુએ અમને પકડી પાડ્યા અને બાએ પોતાની પાસે ઝાલી રાખ્યા. અને હવે સૌ ટ્રોય જતા એક વહાણમાં બેઠા હતા. ટ્રોયમાં જ એમને રહેવાનું હતું. નોનોને ખૂબ થાક લાગ્યો હતો છતાંય જાણવા ખાતર એણે પૂછ્યુ: "બાપુ આપણું ઘર કેવું છે?"

"જો એમાં જમવાનો ઓરડો છે, દિવાનખાનું છે, રસોડું છે, નાવણીઉં છે, ઉંઘવા માટેનો ઓરડો છે, અને એ બધું એક જ ઓરડામાં. ખુબ સરસ નહીં?"

"બાપુ મસ્કરી કરો છો?"

"સે ત્યારે તારી નજરે જ જોઇ લેજે."

# [૮]

"આ આવી પહોચ્યા" ઓરડાના બારણા લગી પહોંચતા લાકડાના દાદર પર ચઢતા બાપુએ કહ્યું. ઓરડામાં દાખલ થઈને બાપુએ બીજા બારણાનુ તાળું ઉઘાડયુ.

"આ જમવાનો ઓરડો." બાપુ બોલ્યા. બધાય વિસ્મિત થઈને જોઈ રહ્યા.

"જેમ્સ!" બા બોલી. એના ગાલ પર લાલી આવી હતી અને આખો ચમકતી હતી.

નોનો બોલી ઉઠી: "બા, જો તો, આખા ઓરડામા ફરસ પર જાજમ બીછાવી છે. અને પેલું મોટું મેજ! આ જો! આ જો!" દોડતાં દોડતાં રાચરચિલાના એક એક નંગને બતાવતાં નોના બોલી.

"અને આ દિવાનખાનું" બાપુએ કહ્યુ

"અહીં પણ જાજ[illegible] ગવી છે." પારાવાર આનંદ અનુ-ભવતાં નોનોએ કહ્યું.

"જમવાના ઓરડાની બાજુમાં સુવાનો ઓરડો છે. જો કેવો છે લીલી?"

"જેમ્સ, હું શું કહું?"

"આ રસોડું" બીજું બારણું ઉઘાડતાં બાપુ બોલ્યા. "આ કોઠાર અને આ નાવણીઉં. આમ આવ, નોનો આ તારા અને મોના માટેનો ઓરડો. અને આ બીજાં છોકરાંનો." નોનો આનંદથી ગાંડી બનતી જતી હતી. બા ટીકી ટીકીને બાપુ સામે જોઈ રહી

"મેં બધું લાવી રાખ્યું છે. લીલી. લે આપણે નવા દેશમાં નવા ઘરમાં આપણું પહેલું ખાણું બનાવીએ."

. "આપણા ઘરમાં તો બગીચો છે" એડી ઉંચા સ્વરે બોલી.

"કયાં? કયાં" એ'ના ચીસ પાડતી હતી.

"બા, અમે જોવા જઇએ?" થોડાક સમય પછી ખોવાઈ ગએલો ઘાંટો પાછો મેળવતાં નોનોએ પૂછ્યું.

"જાઓ, બધા જ જાઓ." બાપુએ પરવાનગી આપી.

"બગીચા બહાર ન જતાં." બાએ તાકીદ આપી અને સૌ બહાર ગયાં.

નોનો વળાંક પાસે ઉભી ઉભી બધુંય જોવાનો યત્ન કરતી હતી. અચાનક જ એ બોલી ઉઠીઃ

"જુઓ જુઓ. અહીં તો દ્રાક્ષ છે, સફરજન છે. આ તો વાડી હશે વાડી."

અને બધાંજ છોકરાં વાડ પાસે થડોયડ ઉભા રહીને વાડી જોતાં રહ્યાં. નોનો તો આનંદની મારી ચાલી પણ શકતી નહીં. પથરાએલી હરિયાળી પર પડયા પડયા એ કલ્પના કરવામાં પડી.

ફુઇઓ અને માશીઓ અને કાકાઓ અને પિત્રાઇઓ આખો દિવસ એમને મળવા આવતા ગયા. પણ નોનોના કલ્પનામાં રાચતા હૃદયમાં આ સગાંઓના લશ્કર માટે જગા ન હતી. ઓરડાની બારી પર બેસી એ તો ઘર પાછળની ટેકરીની બન્ને બાજુએ ફેલાએથી ઝાડીને ટીકી રહી. શ્વાસ લેતાં પણ એને હરકત થતી અને એના ગળામાં ડચુરો બાઝયો હતો

' નોનો તો કાંઈ બોલતી જ નથી." એક માશીએ કહ્યું.

' એને કાઇ કહેવાનુ જ નથી."

"આમ તો એ આવી મૂંગી નથી, એથી ઉલ્ટું જ. એ તો આજ ડઘાઇ ગઈ છે." બાપુએ હસીને કહ્યું.



નોનોએ વિચાર કર્યો· ડબ્લીનની ગંદી સડકો કરતાં નવી દુનિયાની મોજ ઓર જ હતી. નવી દુનિયા જ અજબ હતી. દરેક રસ્તામાં ઝાડો હતાં. ટેકરી પર તો એમને બોર પણ વીણવા મળતાં છોકરાં પણ સરસ હતા. પહેલાં થોડા દિવસ તો એ એમનાથી મૂંઝાઈને ગઇ હતી. બધાજ એની આજુબાજુ વીંટળાઈ વળે અને બસ જોયા જ કરે. એક વાર તો એ અને એડી અને એ'ના સાથે હતાં ત્યારે બધાએ એમની 'આજુબાજુ ગોળગોળ ઘૂમવા માંડયું અને ગાવા માંડયુ. પણ ઉપર રહેતો હતો તે મોટો છોકરો આવ્યો અને બધાને નગાડી કાઢયા

શાળામાં નોનોને નિરાશા મળી. ડબ્લીનમાં એ જેવા વર્ગમાં હતી તેવા વર્ગ કરતાં અહીંનો વર્ગ ઘણો નીચે હતો. એ વર્ષ પહેલાં એણે આવા દાખલા અને વ્યાકરણ, અરે બધું-હા, અમેરિકાની

ભૂગોળ સિવાય-કર્યું હતું. મુખ્ય શિક્ષિકા મધર જોસેફ આગળ એણે વિરોધ પણ કર્યો, પણ એનું કાંઈ પરિણામ ન આવ્યું. " આગળના વર્ગોમાં જવા માટે તો તું બહુ નાની છે. તું છે એ વર્ગમાં પણ તું નાનામાં નાની છે, પછી શું થાય ? " " પણ હું નાની રહી એમાં હું શું કરું ? " " જાઓ, એવી શેખી ન કરો. " કહીને શિક્ષિકા તો જતાં રહ્યાં.

એ જ સાંજે નોનોએ બાપુને કહ્યું.

" બાપુ, તમે મધર જોસેફને ન લખો કે મને ઉંચા વર્ગમાં બેસાડે ? વરસો પહેલાં હું શિખી ગઇ છું એનું એ જ ફરીથી ભણવું પડે છે ! નવું શિખવાનું ન મળે તો નિશાળે જ શું કામ જવું ? મધર જોસેફ કહે છે કે ઉંચા વર્ગમાં જવાને તું ખૂબ નાની છે. નાની છું એમાં હું શું કરૂં ? એમ કીધું ત્યારે કહે છે શેખી ન કર. મારૂં તો સાંભળતાં જ નથી. તમે લખો તો કાંક ધ્યાન આપે. "

" ફરીથી પૂછી જોજે, નોનો. "

" મારૂં તો સાંભળશે જ નહીં. એમની આગળ જાઉં છું તો જતાં રહે છે. "

" નોનો, જાત ઉપર વિશ્વાસ રાખવાનો પાઠ જેટલો વહેલો શિખીએ એટલો સારો. તારી લડાઈ તું જાતે જ લડી લેતાં શિખ. જાતનો ભરૂસો રાખતાં શિખ. જો તારી શિક્ષિકાને તને ઉંચા ધોરણમાં બેસાડવાની ફરજ પાડી શકે તો તો તારાથી એમ કહેવાય કે મેં મારી લાયકાત સાબીત કરી. બાપુ લખે ને તને ઉંચા વર્ગમાં ચઢાવે તો બાપુના કહેવાથી ચઠી એમ કહેવું પડે. સમજી નોનો ? પૂછ. પૂછે રાખ. અને જો તું કદાચ હારી જઈશ તો પણ તારૂં કાંઈ નહીં નીકળે. "

નોનોએ નિરાશ થઈ નિઃશ્વાસ મૂક્યો' "વારૂ, તો હું પૂછે જ ગખીશ. પણ હું નાની છું એને અને મારા વર્ગને શા લેવાદેવા છે!"

"કોક દિવસ તું પણ મોટી થઇશ, નોનો."



નોનોએ મુખ્ય શિક્ષિકાને જ્યારે ત્યારે મળવાની અને ઉંચા વર્ગમાં ચઢાવવાની વિનંતી કરવાની મજબૂત ચળવળ કરવા માંડી. કેટલીક વાર તો હૈયું ભાગી નાખે એવો અનુભવ પણ થતો. પણ નોનો શાન્તિથી સહી લેતી. એક રાતે શાળાના પુસ્તકમાંથી માથું ઉંચું કરી નોનોએ બાપુને કહ્યું: "બાપુ, મારી લડાઈ પતી ગઈ."

"આટલી જલ્દી?" બાપુએ આતુરતાથી પૂછ્યું. "શું થયું?"

"હું જીતી. ઉંચા વર્ગમાં છોકરીઓ જે પરીક્ષા આપે છે તેજ મારે પણ આપવાની છે. પણ મને એમની સાથે ભણવા દેવામાં નથી આવતી. જો હું એ પરીક્ષા પસાર કરૂં તો મને ચઢાવશે."

"હં. પણ તું બીજાઓ સાથે ભણતી ન હોય તો પરીક્ષા કેમ કરીને આપીશ?"

"બાપુ, મધર જોસફને હું વારંવાર કહેતી કે હું ઉંચા વર્ગને લાયક છું. એક દિવસ એમણે બીજાઇને મને કહ્યું' ઉપલા વર્ગની પરીક્ષામાં તું બેસીસ? મેં હા પાડી. એમણે કહ્યું: વારૂં, ત્યારે બીજાઓ સાથે તું પણ પરીક્ષા આપજે. હું તો રાજી થઈ ગઈ અને મેં પૂછ્યું' ત્યારે હું ઉપલા વર્ગમાં જાઉં? હોઠ સજ્જડ બીડીને એમણે ના પાડી. કહે કે તારી શેખીને તોડી દેવાને જરૂર કાંઈ કરવું જ જોઇએ જો તું એટલું બધું ભણેલીજ છે તો પછી તારે મદદની જરૂર શી છે? (હું શેખી તો નથી કરતી; ખરૂંને બાપુ?)

પછી મેં કહ્યું: મધર જોસેફ, હું તો પરીક્ષા શું છે અને એમાં કયા વિષય છે એ પણ નથી જાણતી. હું પરીક્ષા માટે તયારી શી રીતે કરૂં ? અને એમણે કહ્યું: જૂના પ્રશ્નપત્રોની એક ચોપડી હું તને આપીશ અને સીસ્ટર માર્ગારેટને તને કશુંય કામ ઘેરથી કરી લાવવાનું ન આપવાનું કહીશ. બાકીનું બધું તું કરી લેજે. હું જીતી કહેવાઉં, બાપુ ?"

"થોડુંક. તું પરીક્ષા માટે તૈયારી કરવાની છે ?"

"કરવીજ જોઇએ બાપુ."

"તું આટલી બધી આતુર કેમ છે, નોનો ?"

"એ બધા હું કાંઇપણ ભૂલ કરૂં એની રાહ જુએ છે. મારે બતાવવું છે કે આયર્લેન્ડમા સારૂ ભણાવે છે. એમ હું ન કરૂં તો તો મને ખૂબ શરમ લાગે."



જે ઘરમા નોનો જતી ત્યાં તેને કોઇ ને કોઇ કોલર બનાવતું જ નજરે પડતું. રોજ બપોરે છોકરાછોકરીઓને ઘડીબંધ ગોઠવેલા કોલરોની થપ્પીઓ લઈ જતાં તે જોતી.

બાપુને એણે વાત કરી ત્યારે બાપુએ કહ્યુ કે આખું ગામ કોલર પર જીવે છે. "મારી રોજી પણ એના પર જ છે." પણ વીમાનો આધાર કોલર પર શી રીતે હોઇ શકે ? નોનોને એ જાણવું હતું. બાપુના દફતરે જતી ત્યારે ત્યાં તો કંઇ એ કોલર જોવાના મળતા નહીં ! ત્યાં તો મેજ ને ખુરશી ને કાગળીઆં અને ટાઇપ-રાઇટર એટલું જોવા મળતું.

"જો કોલર બનાવીને લોક કમાય નહીં તો બાપુને વીમાની ઑફીસ ચલાવવાના પૈસા કયાંથી લોક આપે ?" બાપુએ સમજાવ્યું.

"જો નોનો, લોક કોલરમાંથી પૈસા કમાય છે. અને હું તેમની કમાણીમાંથી કમાણી મેળવું છું. એટલે આપણે કોલર પર જીવીએ છીએ."

નોનો વાત સાંભળી રહી પણ એને માની લીધું કે કોક દિવસ બાપુને વિષે શું એ પણ પૂછવું પડશે. પછી તો એણે એક દિવસ કોલરનું કારખાનું જોયું. સેંકડો છોકરીઓ અને સ્ત્રીઓ સંચાપર એવડ વળી હતી સંચાના ચક્કર ફરતાં હતાં અને એમના હાથમાં કોલર પડતાં. અને બધાં એટલાં કામમાં મશગુલ હતાં કે કોઇએ એના સામું ઉંચું જોયુએ નહીં. મેડા પર રહેતી તે મીસીસ બ્લન્ડેલે એક વાર નોનોને 'કોલર લાવવાનું અને લઈ જવાનું કામ કરીશ?' એમ પુછયુ.

અને પછી નોનોએ એ કામ શરૂ પણ કર્યું હતું. અઠવાડિયે પચાસ સેન્ટ મળતા. નોનો નિશાળના વખત બાદ કોલર લાવવા લઇ જનારા છોકરાના લશ્કરમાં સામેલ થઈ હતી. બાપુએ તો સખ્ત વિરોધ કરેલો. પણ નોનોને કામ ગમતું હતું અને પેલા પચાસ સેન્ટ પણ!



નિશાળેથી દોડતી દોડતી નોનો ઘેર આવી. "બા, બા. ક્યાં છો બા?" નોનોએ ધાંટો પાડીને કહ્યું:

"બા, હું પાસ થઇ. બાપુ રાજી થશે નહીં? કેવી મઝા! મેં એમને બતાવી દીધું કે આયર્લેન્ડમાં કેવું ફક્કડ ભણાવે છે!" બાએ એને પોતાની પાસે લઇ બચ્ચી કરી. "બાપુ જમીને છાપું વાંચે ત્યાં લગી આપણે કશું નહીં કહીએ હોં. પછી જરા ચમકાવીશું."

નોનો તો વાત છૂપી રાખવાના પ્રયત્નમાં પૂરે જમી પણ ન શકી. નોનોને લાગ્યું કે બીજા બધા આજે ખુબજ ખાઇ જતા હતા.

વારંવાર તે બા સામું જોતી, પછી બાપુ સામું અને વળી પાછી મલકાતી. બધા જમી રહ્યા પછી આનંદમાં ને આનંદમાં એણે બાને બધું સાફ કરવામાં મદદ કરી. બાપુ જમીને ચોપડી વાંચવામાં પડયા હતા ત્યાં નોનો પહોંચી ગઈ.

"બાપુ તમે ચોંકી પડો એવા ખબર છે." આટલું કહીને દોડીને નોનો બોલી, " બાપુ હું પાસ થઈ ગઈ. મધર જોસફે મને એમ કહ્યું અને ઉપલા વર્ગમાં ચઢાવી. બીજી બધી છોકરીઓ તો એટલી મોટી છે કે એમને જોઉં છું એટલે મને હસવું આવે છે અને એ પણ મને જોઇને હસી દે છે."

" મધર જોસફ હવે શું કહે છે ?"

" ઓ. એ કહે છે કે બધાને હવે તારા માટે અભિમાન છે. કહે છે કે પરીક્ષામાં પાસ થવામાં તું નાનામાં નાની છે અને તારા માર્ક તો મોટામાં મોટી જેટલા છે."

" એકલે હાથે તું તારી લડાઈ જીતી, નોનો."

" બધી છોકરીઓ વચ્ચે મને તો નવું નવું લાગે છે. બાપુ આજે તો હું ખૂબ રાજી છું. ખૂબ રાજી."

## [૯]

નોનોએ રોજી શોધી લેવાનો નિર્ણય કર્યો હતો. બાપુના બહુ બહુ કહેવા છતાંય તે પોતાના નિશ્ચયને વળગી રહી.

"સાંભળ નોનો. અગિયાર વર્ષનો હતો ત્યારથી હું કામે જતો. મારે જવું'તું એટલે નહીં પણ જવું પડતું'તું માટે જતો'તો. નિશાળે જવાનું મેં વધારે પસંદ કર્યું હોત. પણ છૂટકોજ નહોતો. મને જે થોડા પૈસા મળે એની ઘેર જરૂર હતી. એક બડિયાર-ખાનામાં મને રોજી મળી. સવારના ૭ પહેલાં મારે જવું પડતું અને છેક મોડી રાત લગી કામ ચાલતું. ઘણીએ વાર ભારે હૈયે હું પ્રાર્થના કરતો કે સવારે હું કામે જઉં ત્યારે બધુંય બળી ગયેલું જોઉં. બાળકો માટે કામ એ મોજ નથી, નોનો. એ કડવો પૂરો અનુભવ તને મળે એ મારે થોડાક દિવસ અટકાવવું છે."

"પણ બાપુ તમને અગીઆર વર્ષ થયાં હતાં. મને તો તેરના ચૌદ વર્ષ થયાં છે."

"થોડાક વધારે વખત નિશાળમાં રહે, નોનો. શિક્ષણ એ ખૂબ જરૂરી છે. મને એ સમજાઈ ગયું છે. અત્યારે જે આસાનીથી તમે નિશાળમાં શિખી શકો છો તે લી આસાનીએ મોટા થાઓ ત્યારે નથી શિખાતું. ખૂબ અઘરૂં પડે છે."

"તમે એ કરી શક્યા. હું...હું પણ એમ કરી શકું. નહીં?"

"જાતે શિખવું એ સહેલું નથી નોનો. બચપણમાંજ બાળકો જે આત્મશ્રદ્ધા મેળવી લે છે એ આત્મશ્રદ્ધા મેળવવી ખૂબ અઘરી છે. તને ખબર છે નોનો; પરણ્યા પછી હું તારી બાને મારૂં લખાણુ બતાવતો અને વ્યાકરણની કે બીજી ભૂલો હોય તે જોઈ જવા કહેતો. મારૂં મન છે કે તમારા સૌને માટે જીવન સરળ અને સહેલું બનાવું. એટલે જ કહું છું કે એક વર્ષ વધુ નિશાળે રહે. પછી મને લાગે છે કે તારે રોજી પર જવું જ પડશે."

નોનો હઠીલી બની હતી. બધાને મદદરૂપ થવા ખાતર નહીં પણ હવે બધા ન્યુયોર્કમાં રહેવા આવ્યા હતા ત્યાં પાછું નીચલા વર્ગમાં જ બેસવું પડે એ ભયને લીધે એ ના કહેતી તેમ કહેવાની એની હિંમત નહતી.

બાપુએ માન્યુ કે નોનોને જે કહ્યું હતુ તેનોજ તે વિચાર કરતી. પણ નોનોના વિચાર તો છેલ્લા કેટલાક દિવસ થયાં ટ્રામમાં ચાલેલી કોલરવાળાની હડતાલ પર ગયા હતા બાપુએ કહ્યું તેમ તેમની રોટીનો આધાર પણ કોલર પર હતો તે સાબીત થવામાં ઝાઝો વખત ન લાગ્યો. બાપુની આવક કમી ને કમી થવા લાગી. પછી બાપુ નવા ધંધાની શોધમાં પડયા. "અહીં રોજીની શોધ કરવાનો કોઈ અર્થ નથી, લીવી. બધા મને જાણે છે. સમાજવાદી તરીકે અને હડતાળીઆઓના ભેરૂ તરીકે સૌ ઓળખી ગયા છે." પછીથી પાછા આવી એમણે બધુ રાચરચીલું ફેરવી નાંખ્યું હતું અને હવે ઇલીઝાબેથમાં સીંગર કંપનીમાં કામ કરતા હતા.

નોનોનો ખ્યાલ પાછો બાપુના શબ્દોપર મંડાયો: "ના, હવે એ નિશાળે પાછી નહીં જાય. રોજી શોધી લેશે."

નોનોને એક ટોપીવાળાની દુકાનમાં નોકરી મળી. એને બધુ જ કામ કરવાનું હતું. કાચના કબાટો સાફ કરવાનું; ટોપીનાં ખોખાં

ખંખેરવાનું; ક્યારામાં ફુલ અને પીછાંઓ ગોઠવવાનું; સંદેશાઓ લાવવા લઈ જવાનું; કારખાનામાં મદદ કરવાનું; અને બધા કામમાં હોય તો ખોરાક પતાવવાના કામમાં પણ એને ધ્યાન દેવાનું હતું. એની નવી જીંદગીની મોટામાં મોટી મઝા એ હતી કે એને જમવાની છૂટી મળતી એજ વખતે બાપુ પણ સ્ટેશન પર આવી પ્હોચતા. હમ્મેશાં તે બાપુને મળતી. કોઈવાર બા પણ સાથે આવતી અને કોઈ વીશીમાં જઈ એ લોક ખાઈ લેતા.

પાનખરમાં બાપુએ શેરીશેરીએ સભાઓ ભરવાનું શરૂ કર્યું. સભાસ્થાન નજીક હોય તો ખાવાનું છોડીને પણ નોનો સભામાં જતી. બાપુનો અવાજ સાંભળીને એને ઝણઝણાટી થતી. સભામાંથી કોઈ જો બાપુના વખાણ કરતું તો નોનોને એનો આભાર માનવાનું મન થઈ આવતું. એમાં એને આત્મીયતા લાગતી.

બાપુની સભાઓમાં શક્ય હોય ત્યાં ભાગીને હાજરી આપતી. બાપુ પણ એને સાથે લઈ જવા હંમેશાં તૈયાર રહેતા. ગામ બહાર જવાનું હોય તો પણ લઈ જતા. પણ આવું તો રવિવારે જ બનતું. પોતાની નવી જીંદગી વિષે બાપુને કહેતાં નોનોએ કહ્યું : "પહેલાં તો તમે મને મઝા ખાતર સભામાં લઈ જતા. હવે તો હું પણ કામદાર છું એટલે લઈ જાઓ છો."

એક રવિવારે એમને થોડાક ઇટાલિયનોની સભામાં જવાનું હતું. "એમને ચમકાવી દેવાનો છું, નોનો. એમણે તો કોઈ ભાષણ કરે એવો બિરાદર માંગ્યો. અને એ ઓળખતા નથી."

"ત્યારે તમે ચમકાવશો શી રીતે ?"

"તને પણ ચમકાવવી છે,, એટલે હમણાં શું કામ કહું ?"

સભાસ્થાને પહોચી બાપુએ થોડાક માણસોને કહ્યું કે આજની સભામાં હું બોલવાનો છું. સભાસ્થાન તો ચીક્કાર હતું. મંચ પર

બોલવાનું શરૂ કર્યું. અને એજ નવાઈ હતી ને! બાપુ ઇટાલીયન બોલતા હતા! અને સભામાં જ્યારે તાલીઓ પડતી, ચીચીઆરીઓ થતી કે સભા ખીલતી ત્યારે એ બધામાં પોતાનો પણ થોડો હિસ્સો છે જાણી નોનોને અભિમાન થતું. એના મોં પર સુરખી આવી. એની મુઠ્ઠીઓ જોસબંધ બીડાઈ ગઈ. એના પગ સ્થિર રહેતા નહતા. હૈયામાં તો 'મારા જેવા બીજા કોઈના બાપુ નથી' એવું ગીત ગૂંજતું.

બાપુ મંચ પરથી નીચે ઉતર્યા ત્યારે લોક એમને વીંટળાઈ વળ્યા, લોક એમને હસ્તધૂનન કરતા, કે હાથ પકડી રાખતા કે પીઠ થાબડતા. એ બધા શું કહેતા હતા તેની તો નોનોને કાંઈજ ગમ ન પડી. પણ બાપુ હસતા હતા. અને વારંવાર માથું હલાવીને, હસીને, ' આયર્લૅન્ડીઝ ' એમ બોલતા. છેવટે નોનોને બતાવીને એ કાંઈ બોલ્યા. કેટલાક તો નોનો સાથે ઈટાલિયનમાં બોલ્યા; પણ નોનોને તો એક અક્ષરે સમજાયો નહીં.

" એ બધા શું કહે છે બાપુ ?"

" એમની ખાત્રી હતી કે હું ઇટાલીઅન છું, પણ તારી સાથે વાત કર્યા પછી એમને લાગે કે હું આયરીશ છું."

" ખરા ચમકાવ્યા તમે બાપુ." ઘેર જતાં નોનો બોલી. "બધાને ખૂબ મઝા પડી."



ન્યુયોર્કમાં એ ખૂબ સભામાં જતા. સ્થાનિક સભાઓ થતી અને સમિતિઓની સભાઓ પણ થતી. નોનોને એ બધામાં કાંઈ રસ પડતો નહીં કે મઝા આવતી નહીં. પણ એમની પાસેથી એણે એટલું તો સાંભળ્યું હતું કે બાપુ અજબ હતા. બાપુને એ જોતી

અને સાંભળતી ત્યારે નોનોને એ બધું કેટલું સહેલું હતું એમ લાગતું. બાપુ કદિ પણ બીજા ભાષણ કરનાર જેમ અઘરા, અઘરા સમજ ન પડે તેવા શબ્દો વાપરતા નહીં. અને જ્યારે પણ મત લેવાનો સમય આવતો ત્યારે તો હાજર રહેલા લગભગ સૌ બાપુના પક્ષમાં જ મત આપતા. ત્યારે નોનોના દિલમાં અભિમાન જાગતું. મનમાં ને મનમાં એ બોલતી : હું એમની દિકરી છું એમ આ બધા જાણતા હશે ?



બાપુ ઘરે હોય ત્યારે વાંચતા હોય કે લખતા હોય. છોકરાં એમની આજુબાજુ રમે, કૂદે, નાચે, તોફાન કરે તો ય તેમનું ધ્યાન તો વાંચવામાં કે લખવામાંજ હોય. નોનોએ એ વારંવાર જોયું હતું : બા બોલાવે પણ બાપુ ન સાંભળે. પછી બા ખભે હાથ મૂકી એમને ઢંઢોળે. અને ધીરે ધીરે, જાણે મન કોક દૂર દૂરના મુલકમાં પરોવાયું હોય એમ, બાપુ ઉંચું જુવે. હસતાં હસતાં બા ટોણો મારે : પાછી જાત વિસારી દીધી ! નોનો ઇચ્છતી કે વાંચતાં મને પણ આવોજ અનુભવ થાય.

બાપુએ કહ્યું હતું તેમ વાંચનેજ શાળાના અભ્યાસક્રમની જગા લેવી જોઈએ. બાપુ પણ કોઇ પુસ્તક પૂરૂં કરીને નોનોને આપતા. "તને રસ પડશે નોનો" એટલી ભલામણ પણ કરતા. ઘણીયે વાર એમ બનતું કે એમાં એને ઝાઝો રસ નહોતો પડતો. પણ બાપુએ આપેલું એકેએક પુસ્તક નોનો લગભગ ધાર્મિક વૃત્તિથી અથથી ઇતિ લગી વાંચતી. બાપુને એક આદત હતી. નોનો વાંચતી હોય કે લખતી હોય એને અટકાવી દઇ, અધવચ્ચે પોતે આપેલા પુસ્તક વિષે સવાલ પૂછી લેતા. અને પછી નોનોના ધ્યાનમાં ન ઉતર્યો હોય એવા ભાગ બાપુ સમજાવતા. ઇતિહાસનું પુસ્તક

હોય તો વર્ષો અગાઉ બનેલો બનાવ આજનું ઘડતર કેવી રીતે કરતો હતો તે વિગતથી સમજાવતા. અને નોનોને પછી તો ખૂબ જ રસ પડતો અને પુસ્તક પૂરું કરી દેવા એ આતુર બની જતી.

એક વાર નોનોએ બાપુને એક શબ્દનો અર્થ પૂછ્યોઃ 'હું અર્થ કહીશ તો તો નોનો તું તરતજ ભૂલી જઈશ. પણ જો તું તારી મેળે એનો અર્થ ગોતી લઈશ તો તને હંમેશ યાદ રહેશે. જાતે શોધેલી કે મેળવેલી વસ્તુ, મળી જતી ચીજ કરતાં વધારે કિમતી હોય છે નોનો." આટલું કહી બાપુએ નોનોના હાથમાં શબ્દકોષ મૂક્યો અને શબ્દકોષનો ઉપયોગ શિખવાડ્યો. નોનોને છાપાં વાંચવાનો પણ બાપુ આગ્રહ કરતા. "પુસ્તકમાં તો તને વર્ષો જૂનો ઈતિહાસ મળશે. પણ તારી નજર સામે રચાતા રોજેરોજની તવારીખ તો છાપાંમાંથીજ મળશે."

નોનો ઇતિહાસ વાંચતી. ક્રાન્તિ અને લડાઇઓનાં વર્ણન વાંચતી. એકવાર એક ચોપડી વાંચતાં વાંચતાં નોનોએ હેઠે મૂકી દીધી.

"બાપુ આ ચોપડીમાંના લગભગ બધા જ શબ્દોના અર્થ તો હું જાણું છું પણ મને એમાં કાંઈ ગમ નથી પડતી." નોનોએ ફરિયાદ કરી.

"એની ચિંતા ન કર. નોનો હજુ તો તું શરૂઆત જ કરે છે. તળેટીએ ઉભી છે. એ તો ઉંચા પહાડ પરનું પુસ્તક છે. મારા જેવડી થઈશ એટલે એનો મર્મ પામીશ."

"મારા જેવડા હતા ત્યારે તમે હમેશ વાંચ્યાજ કરતા બાપુ?"

"જ્યારે પણ તક મળતી ત્યારે વાંચતો, નોનો. મારે માટે એ તારા જેટલું સહેલું અને સુતર ન હતું. અમે તો ગરીબ હતા. અમને દીવાનાં ઠેકાણાં ન હતાં. ચોપડી પર ઝાળનું અજવાળું પડે

માટે સગડી પાસે ભોંય પર હું સૂઈ રહેતો. સગડી ઓલવાઈ જાય એટલે મારૂં વાચવાનુ પણ અટકી જાય. મારી પાસે તો પેન્સીલ પણ ન હતી. કોલસાની ઠરચથી મળે તે કાગળ પર હું લખતો. નોનો, બાપુએ તારે માટે જીવન જરા હળવુ બનાવ્યુ છે. તાગ પછી જે આવે એમનુ જીવન તારે પણ હળવું અને આરામભર્યું બનાવવુ પડશે."



નોનોને લાગ્યુ કે તે હવે મોટી થઈ હતી. ધરમાં એક 'અમેરિકન' ભાઈ પણ આવ્યો હતો. નાનાં છોકરાંને તો ખૂબ નવાઇ લાગેલી. ત્યારે બાપુએ નોનોને પાસે બોલાવી બા કેમ બિમાર થઈ હતી તે સમજાવ્યુ હતુ. ત્યારથી જ નોનોને લાગ્યુ હતું કે તે પણ બા અને બાપુની હારની થઈ હતી હવે તો નોનો પણ બીજાં બધાને 'છોકરા'જ કહેતી. સવારે નોનો કામે જવા તૈયાર થતી હતી ત્યા તો બાએ એને કામે જવાની ના કહી.

"આજે કામે ન જતી, નોનો. બધા છોકરાને મેડે લઇ જા અને એમને ખવરાવજે અને પછી બધાને બહાર લઈ જજે. જતા મીસીસ મેકમેનુસને અહીં આવવાનુ કહેતી જજે. અને પછી વાળુ વેળાએ આવી પહોચજે "

"બા, શુ.. ?" દાટેલી આખે નોનોએ સવાલ પૂછ્યો, પણ પૂરો પૂછી ન શકી.

"હા નોનો. અને મીસીસ મેકમેનુસ ન આવે ત્યા લગી જતી નહી"

છોકરાને તો ઉજાણીમા ગમ્મત પડી. પણ નોનાના મન ઉપર ગ્નાનનો ભાર એટલો વધ્યો કે એનાથી ગમ્મતમા જરાએ ભાગ ન લેવાયો. અને 'છોકરા'ની ગમ્મતમા આપણાથી જરાય હિસ્સો ન

ભૂટાય એ પણ વડપણની એક—વધારે—નિશાનીનો પણ? નોનો ખ્યાલ કરતી હતી

હવે બધાં બાની આજુબાજુ ટોળે વળીને ઉભાં હતા. એકલો સની અતડો ઉભો હતો. 'ભાઇ' ઉપર એક મીંટ માંડીને જ એ અતડો બની ગયો હતો. "કેવો અદેખો છે?" હસતા હસતાં બાએ કહ્યું, "છ છ વર્ષ લગી એ એકલો ભાઈ રહ્યો છે તે હવે કેટલી અદેખાઈ આવે છે?"

વાળુ બનાવી નોનોએ બધાને જમાડયા. પછી બા સારૂ ચહા અને ચાનકી બનાવી. અને બાને ચાહ આપવા જતી હતી ત્યાં તો સનીને ચૂપચાપ લપાતો છૂપાતો બાના ઓરડામાં જતો જોયો. નોનો પણ સની પાછળ ગૂપચૂપ ચાલી, અને બારણાની ઓથે તમાશો જોતી ઉભી રહી.

બા આંખ મીંચીને પડી રહી હતી. પણ હોઠની આસપાસ છૂપ્યા ન છિપતા એના સ્મિતથી એ ઉઘાડુ જ હતુ કે તે જાગતી હતી. સની અંદર આવ્યો છે એની એને જાણ હતી. સની તો છૂપો ખાટલા લગી આવ્યો. અને પલંગ પાસે પડેલી ખુરશી પર ચઢી ઓછાડ હટાવી દીધો 'ભાઈ'ને માથે હાથ ફેરવતા સની બોલ્યો: "ભાઈલા, ટને ખબલ છે હું ટાલો ભાઈ છુ રે?"



હમણાં હમણા નોનોને સાંજના ખૂબ કામ રહેતુ. કામ પરથી ઘરે આવી એ રાંધતી સૌને જમાડી, બધુ સાફ કરી એ પાનાનાં પાના ભરીને લખતી. બાપુના એક નિવેદનની એને નકલ કરવાની હતી બાપુના અક્ષર ઘણા ઝીણા હતા અને જાણીતા સિવાયનાને તો ઉકલતા પણ નહીં. બાપુને એ નિવેદનની ત્રીસ નકલ જૂદા જૂદા

લોકને આપવા જોઈતી હતી અને એનું કામ નોનોને માથે પડ્યું હતું. અને આમે નિવેદન ખૂબ લાંબું હતું. પાનાંને પાનાં ભરેલું હતું.

નિવેદનના ઘણા ભાગમાં તો નોનોને જરાય ગતાગમ પડતી નહીં. પણ એ નિવેદન બાપુને સાચા ઠરાવવા માટે અને ડેનીઅલ દ લીઓનની ભૂલ બતાવવા માટે હતું એટલું તો એ સમજી. કોક વાર, કોક શબ્દપર કે કોક વાકયરચના પર ખુશ થઈ જઈ, ઉત્સાહમા આવી એ નકલ કરતી. અને પછી ઉંડો શ્વાસ લઈ એ બીજી નકલ કરવા મંડી પડતી. બાપુનું કામ છે એ વાત જ એનામાં ઉત્સાહ ટકાવી રાખતી. અને નોનોનું કામ પૂરું થએ બાપુ પીઠ થાબડી 'મઝ્ઝ કામ કર્યું નોનો' એટલું કહેશે એ વિશ્વાસથી એ કામ પૂરૂં કરતી.

❧

# [ ૧૦ ]

બધા ન્યુયોર્કમાં રહેવા આવ્યા હતા. પેટીઓ ભરતાં બા બોલી હતી: આપણુ એ નસીબ છે, જેમ્સ. એક ઘરમાં પૂરા પાંચ વર્ષ તો આપણાથી રહેવાય જ નહીં.

"સીગરમા ત્યાં હવે મારાથી ઝાઝું ન ટકાત લીલી. એ બધા હવે મને ચળવળીઆ તરીકે જાણી ગયા છે. અને મને સંઘરવા બદલ તો બિચારા મેનેટને ઘેર બેસવા વારો આવત. એ ભલા જીવને તો મને રજા આપતા જીવ ચાલતો નહતો. પણ મારે લીધે એને બેકાર બનવું પડે એ ઠીક નહીં. એટલે મેંજ રજા લીધી. અને હમણાંની નોકરીમાં સુખ એ છે કે એવી ચિંતા પેદા થશેજ નહીં."

"એ બધુ ખરૂ પણ થોડા દહાડા તો એવુ એકલવાયુ લાગશે!" બાએ પોતાની ચિંતા કહી.

"નાના લીલી. ન્યુયોર્કમા તને એકલવાયુ જરાય નહીં લાગે. થોડાક સ્કોટીશ કુટુમ્બો રહે છે એજ મજલાપર મેં મકાનનું નક્કી કર્યું છે. બીજા મિત્ર પણ પડખે જ રહે છે. ગોઠી જશે ત્યા."

"હું ફરિયાદ નથી કરતી. પણ એમ નથી લાગતુ કે જરા ઠેકાણે પડયા હોઈએ કે તરતજ આપણે ત્યાથી જતા રહેવું

પડે છે? પાછા ત્યાંથી બીજે જવાનું. તો પછી ઘર રાગે પાડવાનો અર્થ શો? તમે નહીં પેલું નાટક લખ્યું હતું: ચળવળીઆની પત્નીઃ એવી જ આપણી એ જીંદગી છે." બા બોલી.

"ખરૂ લીલી" હસતાં હસતાં બાપુ બોલ્યા. "પણ મેં એ ચળવળીઆની પત્નીના મોંમાં જે શબ્દો મૂક્યા છે એવા તો તું કદિએ નથી બોલી. કદાચ કોકવાર તને એના જેમ લાગી આવ્યું હોય તો કોણ જાણે?"

"હરી જવા દો એ વાત" આછું સ્મિત કરતાં બા બોલી. "હમણાં તો આપણે આ બાંધવા મૂકવાનું પતાવીએ. તમે મારી સાથેજ છો ત્યાં લગી મને કશાયની હાયવોય નથી.



થોડોક વખત તો નોનોને ન ગોઠ્યુ. બાપુ કામે ઉપડતા તે છેક મોડી રાતે ઘેર આવતા. નોનોને બાપુ હવે સાથે રવિવાર સિવાય સભાઓમાં જઈ પણ નહોતા શકતા. કોઇપણ સભામાં એકલાં જતાં નોનોને અતડું લાગતું. બાપુ સાથે હોય ત્યારે તો એ ઉલ્લાસભેર સભાઓમાં જઈ શકતી. અહીં થોડા આઇરીશ લોક સભામાં આવતા અને બાપુને એક આયરીશ સમાજવાદી મંડળ ઉભું કરવાનો અને એની મારફત આયરીશોમાં પ્રચાર કરવાનો વિચાર આવ્યો હતો. નોનોની અંતરથી ઇચ્છા હતી કે આવું મંડળ સ્થપાય. એમાં તો અતડું નહીંજ લાગે ને!



"બાપુ! આજે વહેલા ઘેર આવ્યા?" કામ પરથી પાછા આવતાં નોનોએ બાપુને ઘેર જોયા. "એ કેમ બન્યું?"

"એટલે મારે મારા કુટુમ્બમાં કદિય સાંજ ગાળવીજ નહીં એમ?" હસતાં હસતાં બાપુએ પૂછ્યું.

"હવે અહીં જ રહેવાના છો આજે?" વિસ્મય પામીને નોનોએ પૂછ્યું.

"હવે તો કોક કોકવાર એવી છૂટ્ટી મળી રહેશે નોનો."

વાળુ પતી ગયું. છોકરા મેજની આજુબાજુ બેસી પાઠ કરતા હતા. બાપુ વાંચતા હતા. બા થીગડું દેતી. બધું જ શાન્ત હતું.

"પાઠ કરી રહ્યા બધા?" બાપુએ પૂછ્યું. અને ત્યાં અનેક મુખે એક અવાજ આવ્યો. "હા. હા, વાત કહો છો?"

"જુઓ તમારા પાઠ પૂરા કરી દ્યો. પછી તમને પસંદ પડશે એવી એક વાત વાચીશ."

બાપુ બોલી રહ્યા ત્યાં તો લખાણમાં વેગ વધી ગયો. ચોપડી-ઓના પાનાં ફડોફડ ફરવા માંડ્યા. પંદર મીનીટમાં બધાએ ચોપડીઓ બંધ કરીને બાપુ પાસે આવી બાપુ સામું જોઈ રહ્યા.

બાપુ મેજને છેડે ગયા અને ચોપડી મેજ પર મૂકી. "ફ્રેન્ચ ક્રાન્તિની વાત છે. એક નાના છોકરાને રોજ ઘરડા માણસોની મંડળીમાં લઈ જવામાં આવે છે. ઘરડેરાઓ પોતાની આપવીતીની વાતો કરે છે અને ક્રાન્તિને સફળ બનાવવા પોતે શું હિસ્સો આપ્યો એનું વર્ણન કરે છે. જુઓ હં..."



"અટકી કેમ ગયા બાપુ?"

"આગળ કહો ને. અમેય પેલા નાના છોકરા જેવા જ છીએ ને?"

"પેલા દાદાજીએ શું કહ્યું'તું? સુવાનો વખત થયો; બાકીનું પછી કહીશું."

"ક્યારે?"

"ગુરૂવારે. જાઓ હવે બધા સૂઈ જાઓ."

"આ ખરી વાત છે? આમ બન્યું હશે?" એગ્નાએ પૂછ્યું.

"હા, ફ્રાન્સના ક્રાન્તિ થઈ હતી અને માર્સેલીના લોક પારીસ પર પહોંચી ગયા હતા. તમે માર્સેલીનું ગીત નથી સાંભળ્યું? સૌ એ ગીત ગાતા. નોનો ગા જો."

"ના. ગીત નહીં, વાત કહો."

"ઉંહું. બાકીની વાત ગુરૂવારે. સૂઈ જાઓ."

હૂકમ છૂટયો અને કચવાતે મને સૌએ હૂકમ માન્ય રાખ્યો. બારણા અગાડીથી એગ્નાએ બાપુને વિનંતિ કરી. "બાપુ ચોપડીને તમારા મેજમાં મૂકી દેજો. બરાબર બંધ કરીને. કોઈ આગળ વાંચી ન જાય. હોં. નોનોને પણ ન વાંચવા દેતા."

એક રવિવારે બાપુએ નોનોને કહ્યુઃ "નોનો, આજે આયરીશ સમાજવાદી મંડળ સ્થાપવા સારૂ એક સભા છે, તું આવીશ?"

"જરૂર. પણ આપણે કેટલા હઈશું?"

"બાર પંદરેક."

સભામાં જતાં રસ્તામાં બાપુએ સભા સમક્ષ મૂકવાનો આદર્શ અને ઉદ્દેશનો ખરડો નોનોને આપ્યો. બાપુ જે કાંઈ પણ વાંચવા આપે એ ધાર્મિક વૃત્તિથીજ નોનો વાંચતી. ખૂબ ચિવટથી આ ખરડો પણ એ વાચી ગઈ. અચાનક જ બાપુ આદત મુજબ કાંઈક સવાલ પૂછે એ સારૂ નોનો હંમેશાં તૈયાર રહેતી. છેલ્લી લીટી લગી વાંચી, વાળીને ખરડો બાપુને પાછો આપ્યો. "કેમ છે?" બાપુનો સવાલ આવ્યો.

નોનોએ ભારે શ્વાસ હેઠો મૂકયો : "આદર્શ અને ઉદ્દેશના ખરડા વાંચવામાં ઝાઝી મઝા નથી પડતી. થોડાજ શબ્દોમાં ઘણું બધું કહેવાના પ્રયત્નનું જ એ પરિણામ હશે. પણ બાપુ અહીં તો પેલો છેવટનો ભાગ જ વધારે મહત્ત્વનો છે નહીં ? પેલો જે આયરીશોને સીધો સંદેશ આપે છે તે ?"

"હા. અને જો ઘણાએ સમાજવાદીઓને એ ખૂંચશે. એ લોક કહેશે કે આંતરરાષ્ટ્રીય હોવાને ઠેકાણે એમાં તો એકલું રાષ્ટ્રીય ઝનૂન ભર્યું છે. ઘણાય આંતરરાષ્ટ્રીય ભાવને અરાષ્ટ્રીય માનવાની ભૂલ કરે છે. મને તો ખાત્રી છે કે આને લીધે જ આયર્લૅન્ડમાં આ ચળવળ વધારે આગળ ધપી શકી નથી. સમજ્યા વિના એ લોક આપણી ટીકા કરે છે અને સાથે એ ભૂલી જાય છે કે કોઈ એમને સમજ્યા વિના એમની ટીકા કરે ત્યારે એમને કેટલું મનઃદુઃખ થાય છે.

"લોકને સમજાવવાના પ્રયત્નમાં, પ્રચારકાર્યમાં નોનો, બધા કરતાં તમે વધુ ચાલાક, વધુ સમજુ, વધુ અક્કલવાળા છો એમ દેખાડવા તમે બીજાઓ કરતાં કાંક નવુંજ કહેવાની વૃત્તિ રાખો એ ઠીક નથી. એ ભૂલ છે. તમારે તો હંમેશાં એકમતી હોય એવા મુદ્દાજ પ્રથમ શોધીને એકમતીને બીજા મુદ્દાઓ લગી ખેંચી લઈ જવી જોઈએ. પ્રથમજ જો એકમતી શોધશો તો પછીથી એકમતીનો માર્ગ સરળ અને સહજ બની જશે.

"કદિ પણ તું લોકને સમજાવવાનો, તારા મતમાં પલોટવાનો યત્ન કરે તો એટલું યાદ રાખજે. અને મુદ્દાના સવાલ પર જો તમે એકમત થઈ શકો તો પછી નકામના સવાલોની ચર્ચામાં ન ઉતરતા. એમાં હંમેશાં ભય રહ્યો છે. તમારૂં સારૂં કામ પણ એથી કથળી જશે, લે રવિવારનું ભાષણ તને તો મળી ગયું."

❦

આયરીશ સમાજવાદી મંડળની સ્થાપના થઈ ગઈ અને ઉનાળામાં તો એમણે જાહેર સભાઓ ભરવાની શરૂઆત કરી. બાપુ સભામાં ન આવે તોપ નોનો દરેક સભામાં હાજર રહેતી. બાપુ વિના નોનોને હંમેશાં અતડું અને એકલવાયું લાગતું, પણ હૈયું કઠણ કરીને પણ એ સભામાં અચૂક હાજરી આપતી.

બ્હેનપણીને પણ સાથે સભામાં લઈ જવા નોનીએ યત્ન કરી જોયો; પણ પહેલીજ સભા બાદ પોતાને સભાઓમાં કાંઈ રસ નથી એમ કહી માંડી વાળ્યું. સભાગૃહની પાસે જ એક નૃત્યશાળા હતી અને ત્યાંથી આવતી સંગીતની ધૂનમાં ઘણીએ વાર નોનીપોતે એક કામદાર કાર્યકર્તા છે એ વાત ભૂલી જતી. એકવાર તો મંડળના એક સભ્યે એને બરાબર પકડી પાડી. "અહીં હોવા કરતાં ત્યાં હોવાનું તને વધારે પસંદ છે. નહીં નોનો?" એમ એણે ટોણો માર્યો. નોનો લગભગ ગૂન્હો કબુલ કરવાની હદ લગી આવી ગઇ. મનમાંને મનમાં એ બોલી: બાપુનું ભાષણ હોત તો આવું ન થાત.

"તારે અને પોલીનને બહુ બને છે" એક દિવસ બાપુએ નોનોને પૂછ્યુ "એને નાચગાનનો શોખ, સારૂ પહેરવા ઓઢવાનો અને ફરવાનો શોખ, તને પણ એવા શોખ છે નોનો?"

"હા, મને પણ નાચગાનનો અને ફરવાનો શોખ છે, પણ પોલીન જેમ હું છોકરાઓ સાથે છૂટથી બોલી નથી શકતી. શી વાત કરવી એજ મને તો સમજાતુ નથી. મારી ઉંમરના છોકરાઓ સભામાં જતા નથી. જે આવે છે એ તો ખૂબ મોટા હોય છે."

"તને પોલીન જેવા થવું ગમે નોનો?"

"હા. પણ મને તો સભાઓમાં જવું પણ ગમે."

શિયાળો આવ્યો અને મંડળની સભાઓ કુપર રફેવરમાં થવા લાગી. નોનોને હવે તો બહુજ રસ પડતો. બાપુ પણ હવે તો તો હંમેશ હાજર રહેતા. રસપૂર્વક નોનો ભાષણ અને પ્રશ્નોત્તરીને સાંભળતી. અને ઘેર પાછા જતાં પોતાના સવાલો અને ટીકાટીપ્પણથી બાપુને થકવી દેતી. કોકવાર તો બાપુ પણ એની ફાક જલદ ટીકા સાંભળીને ચમકતા. "સભામાંજ તેં આમ કેમ ન કહ્યું ?" અને નોનોની સ્વપ્નસૃષ્ટિમાં પોતે સભા આગળ ભાષણ કરી રહી છે અને બાપુ મલકી રહ્યા છે એવું દશ્ય દેખાઈ જતું. પણ પલક પછીજ નોનો ઉદાસ બની જતી. એનાથી કદિ પણ સભામાં નહીં બોલાય. એક કે બે જણ વચ્ચે જ જેની જીભ જડાઈ જતી હોય તે તે કોઇ સભામા ભાષણો કરતી હશે !



"હવે તો આપણે છાપુ કાઢવાના છીએ." બાપુએ ખબર આપ્યા.

"સરસ. પણ એનુ નામ શુ ?"

"'વાજું.' કેમ તને ગમે છે ?"

નોનો ઘડી બે ઘડી વિચારમાં પડી. "હં, મને ખબર પડી તમે એ નામ કેમ ગમ્યુ તે."

"કહે જોઉં."

"અહીં બધા આપણને 'વાજુ' 'વાજુ' કહી સહૃદય મશ્કરી કરે છે તેનો તમારે જવાબ આપવો છે અને ટીકાના ઉપનામનેજ માનભર્યું બનાવવું છે. એમજને ?" નોનો ઉતાવળે ઉતાવળે બોલી ગઈ.

"બરાબર" બાપુ મલકયા અને નોનોની પીઠ થાબડી. જાન્યુઆરીની શરૂઆતમાં બાપુ વાજાંનો પ્રથમ અંક લઇ ઘેર આવ્યા.

'ગ્વેન્ડોલીન' અને અને પેલા બેને સંભળાવી દે કે સભ્યતા ખાતર પણ એમણે ઘર છોડીને જતા રહેવું જોઇએ.

આખરે એ બે ગયા!

'મને તો લાગ્યું કે એ બે જરૂર નહીં' બા બોલી.

'અગિયાર મહિને તો પાછા આવ્યા. હવે તો અમારી પાસે રહેવા દો.!'

"હવે ઘરમાં કોઈ નથીને! લ્યો ત્યારે મારી પેટી ઉઘાડીએ." બાપુએ હાથ લંબાવ્યા. પેટી ઉપાડી લેવાને માટે ઘણાય 'હાથો'એ પડાપડી કરવા માંડી. બાપુ જ્યારે જ્યારે મુસાફરીએથી પાછા આવતા ત્યારે દરેકના સારૂ કંઇને કંઈ લાવતા. કોઇને કદિ ભૂલતા નહીં. એક પછી એક ભેટ સોગાદો નીકળી. બધાની ઝીણવટભરી તપાસ થઈ. એકબીજા સાથે સરખામણી થઈ.

"હાં, પણ બાને માટે શું? બાનેજ ભૂલી ગયા?"

"ના. એમ બને કાંઈ?" કહી બાપુએ ડગલાના ગજવામાંથી એક નાનકડી ડબ્બી કાઢી અને બાના હાથમાં મૂકી.

"ઉઘાડોને બા, ઉઘાડો" છોકરાં અવાજ કરવા લાગ્યા.

"લ્યો તે ખોલતાં વાર તો થાય. જરા ધીરા પડો." બાએ ડબ્બી આજુબાજુના કાગળ ઉકેલવા માંડયા. "ઓહ! એતો સોનાની ઘડિયાળ છે! સોનાની! કેવી સરસ!"એમ્મા બોલી ઉઠી.

"જેમ્સ!" બોલતાં તો બાની આંખમાં આંસુ આવ્યાં. "હં. લીલી. હું ભૂલ્યો નહતો."

બાએ પોતાનું માથું બાપુને ખભે ઢાળી દઈ રોવા માંડયું. છોકરાં આશ્ચર્યચકિત થઈ ઉભાં રહ્યાં.

❧

થોડાક માસ બાદ બાપુએ બાને કહ્યું: "લીલી આયર્લૅન્ડથી આમંત્રણ આવ્યું છે. શિયાળો અને પાનખર ત્યાં ભાષણો ગોઠવામાં છે."

બાએ ઉંચું જોયું. નોનોને ખાત્રી થઈ ગઈ કે બાને આ વાત ગમી નથી.

"જેમ્સ, મારે તમને નથી જવા દેવા."

"અરે થોડા મહિના માટેજ છે લીલી. ત્યાં જોને કેટલું કેટલું બની રહ્યું છે? ત્યાં કામમાં મદદ કરવાની મારી ઈચ્છા છે. જરા ડબ્લીનને ફરી વાર જોઇ તો આવું."

"ત્યાં કેટલું વીત્યું'તું તે ભૂલી ગયા? ત્યાં જવાનું ફરીથી કેમ મન થાય?"

"ડબ્લીન મને બહુ વ્હાલું છે. લીલી, અહીં અમીર બન્યા કરતાં ત્યાં ફકિર રહેવું વધારે સારૂં."

"એમ ત્યારે! તમારે જવાનું જ છે. ઠીક. પણ પાછા આવતાં હંમેશાં જતાં કરતાં વધારે દુઃખ થાય છે. કયારે નીકળવું છે?"

"સપ્ટેમ્બરમાં."



નવેમ્બરની એક સાંજે નોનો કામ પરથી પાછી આવી ત્યારે બા એક ચિત્તે પ્રેમપૂર્વક એક ચોપડી હાથમાં પકડીને ઉભી હતી.

"નોનો! જો. આજેજ આવી."

"બા બાપુની ચોપડી આયર્લૅન્ડમાં પ્રગટ થઈ! કેટલું ગમ્યું હશે એમને?" હાથથી એ ચોપડીને ઉથલાવવા લાગી.

"નોનો યાદ છે તને, બાપુએ ચોપડીઓ લખીને મેળવેલા સો

ડૉલરનો ચેક મોકલ્યો હતો તે? કેટલો આનંદ થયો હતો આપણને?"

"હા, બા,"

"અંદર તો જો. તારા બાપુએ અંદર જે લખ્યું છે તે તો એવા કંઇ ચેક કરતાં વધારે કિમ્મતનું છે."

નોનોએ પુસ્તક ઉઘાડ્યું, અને વાંચ્યું:

**મારી પ્રિય પત્નીને—**

**દરેક યુદ્ધની એ ભાગીદારને, દરેક સાહસની એ પ્રેરકને અર્પિત. [ડબ્લીન ૮-૧૧-૧૯૧૦]**

"બા," આનંદથી રૂંધાએલા અવાજે નોનો બોલી, "આપણે માટે કોક એટલું લખી શકે એ પણ કેટલું ખૂશકર છે!"

❦

બા ખૂબ અકળાએલી લાગતી.

"નોનો તારા બાપુનો કાગળ છે. આપણને સૌને આયર્લૅન્ડ પાછા બોલાવે છે."

"આયર્લૅન્ડ!" અચંબો પામી નોનોએ લગભગ ચીસ પાડી.

"અને તે પણ આજથી એક પખવાડિયામાંજ! જો નોનો. લે થે તુંજ વાંચી જો."

રહી. હમણાં મને અઠવાડિયાના બે પાઉન્ડ મળે છે. અને ઘણાખરા પૈસા તો મારા હાથમાં આવી ગયા છે. મારી ખાત્રી થઈ છે કે મારું ભવિષ્ય અમેરિકામાં નહીં પણ અહીં આયર્લૅન્ડમાં છે. અને આયર્લૅન્ડથી હવે વધારે દૂર રહેવાનું મન પણ નથી થતું. આથી તું ગભરાઈ ના જઇશ. હવેની ટપાલમાંજ હું લંડનડેરીની બીજા વર્ગની ટીકીટ મોકલી આપીશ—ત્રણ આખી અને ચાર અડધી..."

"હવેની ટપાલમાં?" નોનો ખૂબ ઉત્તેજીત થઈ લાગતી હતી.

"તું જઇશ બા?"

"હા. આપણે જઈશું." મહેજ રોષભર્યા અવાજે બાએ કહ્યું.

પછીનું એક અઠવાડિયું ટૂંકામાં ટૂંકું અઠવાડિયું હતું. રાચરચીલું વેચી દેવાનું, બધું બાંધી દેવાનું, વહાણ વાળાની ઓફિસે જઈ આવવાનું—કેટલું બધું કામ!

અને ડીસેમ્બરની શરૂઆતમાંજ કોનોલી કુટુમ્બે અમેરિકા છોડયું.

❧

# [૧૧]

ડેરીએ બાપુ સામે લેવા આવ્યા હતા. બધી વસ્તુઓ નાની નાની અને અજબ લાગતી. વહાણુ પર નોનો વારંવાર કહેતી કે આયર્લૅન્ડ તો રજે રજે મને યાદ છે. પણ જ્યારે બાપુ સૌને ડેરીની સુપ્રસિદ્ધ દિવાલ બતાવવા લઈ ગયા અને ત્યાંનો ઇતિહાસ કહ્યો અને નોનોએ સવાલ પૂછ્યા ત્યારે આછડીને, બધાને હસાવનાં પૂછ્યું : તું તો કહેતી હતીને કે તને આયર્લૅન્ડ રજે રજ યાદ છે ? ત્યારે નોનોને પોતાનો બચાવ કરવો પડયો.

"આ ભાગ નહીં. આ ભાગમાં તો હું આવીજ નથી. ખરું ને બાપુ ?"

પણ એનો વિષાદ ઝાઝો ન ટક્યો. અને જ્યારે એમ્નાએ ખચ્ચરોને 'નાના આયરીશ ઘોડા' કહ્યા ત્યારે બાલીશ ભાવે એ પણ બધા સાથે હસવા લાગી.

ડબ્લીનની ગાડીમાં એ બાપુની સામે બેઠી અને બન્ને જણુની નજર એકજ બ્હારી બહાર પડતી.

"ડીસેમ્બર મહિનો છે અને કેવી હરિયાળી ખીલી છે! પેલી વાડ અને ઘરો તો જુઓ. પેલું ધોળું ઘર જોયું બાપુ ? કેટલું

નાનકડું છે? હું પણ એના કરતાં તો ઉંચી છું. નહીં બાપુ?" બાપુ હસ્યા. "તું નિરાશ થઈ જઈશ નોનો, એની પાસે ઉભી રહીશ તો. તારા પેલા ત્રીસ ત્રીસ કુટુમ્બને સમાવે એવા મજલા ઉપર મજલા ચણેલા માળા નથી અહીંઆં." ડબ્બામાં કોઈ અજાણ્યા માણસો નહતા. નોનો આજુબાજુ જોતી હતી.

"બાપુ તમને ખબર છે વહાણપર ખલાસીઓ અમને શું કહેતા તે? તે કહે કે આયર્લૅન્ડથી અમેરિકા તો બધાજ જાય છે પણ અમેરિકાથી આયર્લૅન્ડ પાછા આવનાર તો તમે એકલાજ છો. એમને ચોક્કસ લાગ્યું હતું કે અમેરિકામાં તમે ખૂબ પૈસા કમાયા છો. કેવી મઝાની વાત!" નોનોએ ઉત્સાહભેર કહી નાંખ્યુ.

"ખરી વાત જાણતા હોત તો તો આપણને 'પાગલ' કહેત." બાપુએ હળવું સ્મિત કર્યું.

ડબ્લીન પહોંચ્યા અને ગાડીમાં ઘેર જતા હતા ત્યાં રસ્તામાજ નોનો રડી પડી: "આમાંનું તો મને કાંઇએ યાદ નથી બાપુ. શું હું એ બધુય ભૂલી ગઈ?"

"બચ્ચું જુએ અને મોટું માણસ જુએ એમાં ફેર પડે નોનો. હવે તો તું મોટી થઈ." બાપુએ આશ્વાસન આપવા માંડયું.

ગાડી ઘર આગળ અટકી. બાપુએ બારણું ખોલ્યુ અને બધા અંદર ધસી પડયા. મોટા મેજ પર ચહાની બધી તૈયારી પડી હતી. દૂર ખૂણામાં સઘડી બળતી હતી.

"હવે લાગ્યું મને કે હું આયર્લૅન્ડમાં આવી છુ એમ." બા સસ્મિત બોલી.

"આજ રાતે આપણે એક મેળાવડામાં જવાનું છે. આપણે અહીં આવ્યા એના માનમાં મેળાવડો છે. બધાને જવાનું છે, હા. હા. બધાને." બીજે દિવસે સવારે બાપુએ ખબર સંભળાવ્યા.

"બધા મિત્રો ત્યા આવવાના છે, લીલી."

નોનોએ સાભળ્યુ, અને કેટલાને તે ઓળખી કાઢશે એ ખ્યાલે એ મૂંઝાવા લાગી.

કાર્ટરમ્સનો ઓરડો ખીચોખીચ ભરાઈ ગયો હતો. નોનો તો આશ્ચર્યથી અવાક બની હતી. બા હસતી હતી, પણ હમણાં રોઈ દેશે એમ લાગતુ. સ્વાગતના ભાવે એના મન પર જબરી અસર કરી હતી બાળકો તો શરમાઇને લપાઈ ગયા હતા.

"મને ઓળખે છે કે નોનો?" એક માણસે પૂછ્યુ.

"હા. પણ હવે તમે પહેલાં લાગતા હતા તેવા ઉંચા નથી લાગતા." નોનોએ જવાબ વાળ્યો.

"યાદ છે 'તારા બાપુને મારીશ' એમ હુ કહેતો એટલે તુ મારવા આવતી તે?"

આટલા બધા મિત્રો ભેગા મળે, અને નાનપણની નાની નાની વાતો યાદ કરે એવુ નોનોને કદિ પણ શક્ય લાગેલુજ નહીં. ડબ્લીનમાં એમના પાછા આવવાથી સૌને આનંદ થયો લાગતો હતો. નોનોનુ હૈયું ભરાઈ આવ્યુ. ગળાંમાં ડચુંરો બાઝવા જેવું લાગ્યું. પોતાની લાગણી બતાવવા કાંક કરવું જોઇએ એમ પણ નોનોને લાગ્યું.

નોનોનો શ્વાસે શ્વાસ બોલતો: હું ઘેર આવી. હું ઘેર આવી.

વળતી સવારે નોનોએ બાપુને પૂછ્યુ "હું પણ કાંક કામ કરૂં?"

"જોને હમણાં તો એક ચૂંટણીની ધમાલ ચાલે છે. મેકમેનસ આપણા પક્ષનો ઉમેદવાર છે. એને માટે મત મેળવી લાવ."

"મત મેળવી લાવું?"

"જો આ જીલ્લાના બધા મતદારોનું પત્રક આપણી પાસે છે. દરેક રાતે પક્ષના સભ્યો જૂદા જૂદા લત્તાઓમાં મતદારો પાસે જાય છે અને કોને મત આપવાના છે તે જાણી લાવે છે. પછી આપણા ઉમેદવારને કેમ મત આપવો તેની સમજણ પાડે છે."

"એટલુંજ ને? તો આજ રાતથી હું કામ શરૂ કરૂં?"

"હા. તારી સાથે અમે બીજા પ્રચારકને મોકલીશુ એટલે તને કશી હરકત નહીં નડે."

રાતે ખૂબ મોડેથી નોનો કોર્ટરૂમ્મ પર પાછી ફરી. બાપુ બીજા કાર્યકર્તાઓની વાતો સાંભળતા હતા. જગા જોઈ નોનો બેસી ગઈ. બાપુએ બધી નોંધ કરી, ચોપડીઓ ગોઠવી અને બધુ કબાટમાં મૂકી દીધુ. પછી નોનો પાસે આવ્યા.

"ખૂબ ફીક્કી લાગે છે નોનો. થાકી ગઈ છે શું?"

નોનોએ એક પણ શબ્દ બોલ્યા સિવાય મુંડી હલાવી.

"થોડીજ વારમાં આપણે ઘેર જઇશું નોનો" બાપુ બોલ્યા.

રસ્તા પર ટ્રામની રાહ જોતા બાપ દીકરી ઉભા રહ્યા.

"ચાલો ને ચાલી નાખીએ બાપુ."

"ભલે"

નોનોનો શ્વાસ ડૂસકાંએ હોય એમ આવતો.

"શું થયુ છે નોનો!"

' મારાથી તો દમ પણ નથી લેવાતો ગળા આગળ કાંક થયું લાગે છે "

"આજ ક્યાં ગઈ હતી? બહુ ખરાબ અનુભવ થયો લાગે છે!"

"ટાઉન શેન્ડ સ્ટ્રીટમાં" ખૂબ ઉતાવળથી નોનોએ જવાબ વાળ્યો અને પછી જાણે પોતાના પરનો બધો કાબુ ગૂમાવતી હોય એમ બોલી "ભયંકર ભયંકર આવી જગામાં લોક રહી કેમ શકે? આવી જગા લોક બાળી કેમ નથી નાખતા ગંદા, કચરા અને મેલાથી ખદબદતા અંધારાઘોર દાદરા ચઢી ચઢીને હું ઉપર ગઈ અને દાદરા પણ કેવા? કેટલાક તો ખૂબજ સાંકડા કેટલાકને કઠેડોજ ન મળે કેટલાકમાં વળી પગથીઆજ ન હોય અને દુર્ગંધ! બાપુ એની દુર્ગંધ! એક બારણા આગળ આવીને ઉભી રહી તો ફાટમાંથી કાંક ઉજળુ ઉજળુ લાગવા માંડ્યુ મેં માન્યુ કે દીવાનો પ્રકાશ હતો મેં ઉઘાડ્યુ પણ અંદર જવાની હિંમત નહતી ખૂબજ ચોખ્ખી ટચન જેવી જગા હતી મને લાગ્યુ કે હું અંદર જઈશ તો ગંદકી, મેલુ, કચરો દુર્ગંધ બધુંએ અંદર લેતી જઈશ પણ ત્યાં રહેનારી બાઈએ આગ્રહ કર્યો હું એના સામુ જોઈ રહી એ મારા સામુ ટીકી રહી પેલા પ્રચારક પાસેથી જાણેલા સવાલોમાંથી એક પણ સવાલ હું ન પૂછી શકી મારી જીભજ ન ઉપડી અને છેવટે આજુબાજુ જોઈ હું બોલી ગઈ ભલી તારી હિંમત ચાલે છે આવી ગંદકીમાં આવી ચોખ્ખી જગા રાખવાની?

એને જરાકે ખોટુ ન લાગ્યુ મારો ભાવ સમજતી હોય એમ હસીને એ બોલી "એમાં હિંમત શી? મારે માટે અઘરૂં નથી એકલી છું પણ જોડેવાળી બહેનને બિચારીને ભારે ત્રાસ છે ૭ છોકરા અને ધણી ઘરનુ બધુંએ પાણી બિચારીને નીચેથી ભરી લાવવુ પડે અને મેલુ ગંદુ પાણી પણ પોતાનેજ નીચે લઈ જવુ પડે હાથ દે એટલું એ એક છોકરૂં મોટુ નથી "

"આમ ને આમ કેમ ગૂજારો કરતા હશે એ બધા?" મારાથી બોલી જવાયું. આજે જોઈ એવી ભયંકર જગાઓ "તો મેં મારી જીંદગીમાં નથી જોઇ." એણે કહ્યું: "અમારી તો હામ ભાગી ગઇ છે. આશા કે ઇચ્છા કાંઈ નથી રહ્યું. જે હોય તેમાંજ રાચવાની અમને આદત પડી ગઈ છે. એથી સારા થવાની અમને ઇચ્છાજ નથી રહી." આશાજ નથી! કેટલું ભયંકર છે બાપુ! હું તો ગાંડી થઇ જઈશ! કેવું ભીષણ! આમનું કાંઇએ નહીં થાય? બાપુ, હું તો ત્યાંથી ભાગી છૂટી. પૂછવાનો એકપણ સવાલ હું એને ન પૂછી શકી. કોઇ સારી સુઘડ જગામાં લઇને વસાવું એમ મન કહેતું. આવી જગામાં તે લોકથી કેમ રહેવાતું હશે? બાપુ! બાપુ."

નોનો રડતી હતી બાપુએ સ્નેહપૂર્વક નોનોનો ખભો થાબડયોઃ "ગાંડી બહેન. એટલા સારૂ તો આપણે પ્રયત્ન કરીએ છીએ. એમની દશા સુધારવા, આખુએ તન્ત્ર બદલવા."

"આપણું કામ ખૂબ ખૂબ ધીમુ છે બાપુ."

"જ્યારે લોક આપણી સાથે ભળશે, એક થશે ત્યારે એ કામમાં વેગ આવશે, નોનો. અત્યારનું આપણુ કામ તો લોકને આપણા ભેળા લેવાનું છે. એક કરવાનું છે."

# [૧૨]

બાપુ આજે બેલફાસ્ટ આવવાના હતા. નોનોને સ્ટેશન પર જવાનુ હતું. એકલા બેલફાસ્ટમાં રહી સાધેલી પ્રગતિથી બાપુને સંતોષ આપવો હતો. અને એજ વખતે પેલો માથાનો દુખાવો ઉપડ્યો. માથું ફાટી જતુ હતું. કાંઈજ સૂઝતું નહીં. મનમાં નોનો ધારતી હતી કે હમણાં માથું ઉતરી જશે અને તે બાપુને લેવા સ્ટેશને પણ જઈ શકશે.

ત્યા તો બાપુજ અંદર આવ્યા: "વાહ સરસ કર્યું છે તેં તો નોનો! કહે છે કે તું માંદી છે અને કાંઈ ખાતી નથી. ખરી વાત?"

"હા બાપુ, માથું એટલું સખત દુઃખે છે. પણ હમણાં મટી જશે. ફિકર કરવા જેવું નથી."

"પણ આમ વારંવાર માથું દુઃખે છે તે કાંઇ દવા તો કર. હવે થોડી નાની કીકી છે તે તારી સંભાળ પણ બીજા રાખે."

"બાપુ દવા તો કરૂં, પણ માથું ઉતરી જાય છે એટલે બિલકુલ ભૂલી જઉં છું. આ હમણાં ઉતરી જશે એટલે સાંજે તો તમારી

"ના ના એને કશુંજ ન કહેતા. લ્યો. આ માથું ઉતરી ગયું."

"લે હું તને ચહા પાઉં."

ॐ

"કેમ કંઈ નવાજૂની નોનો ? કેમ ચાલે છે ? શું શું નવું જોયું ?"

"મને તો લાગતું હતું કે હું કારખાનામાં કામ કરૂં છું. પણ મારી ધારણા ખોટી લાગે છે. એક છોકરીએ મિત્રભાવેજ મને પૂછ્યુંઃ 'કેમ ચાલે છે?' મેં કહ્યું કેઃ 'હમણાં તો ઠીક છે, પણ કારખાનાના કામથી ટેવાઈ જઈશ એટલે ગોઠી જશે.' ત્યારે તો એ ખીજાઈ ગઈ. કહે છેઃ 'તું કારખાનામાં કામ નથી કરતી એટલી પણ ગમ નથી? તું તો ગોદામમાં કામ કરે છે. કારખાનામાં કામ કરનારા તો વણકરે હોય, દોરડા વણનારા હોય, બીડી વાળનારા હોય, આપણે તો ગોદામમાં કામ કરનાર. આપણો પગાર પણ વધારે ઉતરે અને આપણી આબરૂ પણ સારી.' કામદારોમાં પણ આવા ઉંચનીચના ભેદ હોય એ ખેદજનક નથી બાપુ ?"

"ખેદજનક જ નહીં, ભયંકર છે નોનો. એ તો કામદારોમાં ભાગ પડાવવાની અને એમની એકતા મુશ્કેલ બનાવવાની કપટનીતિ છે."

"જવા દો એ વાત, કેટલુંક રોકાવાના છો ?"

"પંદર દિવસ, કદાચ મહિનો પણ થાય."

"મઝાનું. સરસ." બાપુનો હાથ દબાવી દેતા નોનો બોલીઃ "અહીં તો જરા અતડું લાગે છે."

"મને તો બધાજ અહીં આવી રહે એ ઠીક લાગે છે."

"બાપુ એ તો ખૂબ સરસ. તો તો હું પણ ઘેર રહી શકું."

"એટલું જ નહીં નોનો. બાકીના બધાં પણ હવે મોટાં થવાં આવ્યાં. એમને માટે જોગવાઈ કરવી જોઇએ. ડબ્લીનમાં તો તેં જોયું ને કામ મેળવું કેટલું મુશ્કેલ છે તે."

"મુશ્કેલ! અશકય છે અશકય. તમે કયાં નથી જાણતા મને તો કામ ન જ મળ્યું. એટલે તો હું બેલફાસ્ટ આવી."

"અહીં તો છોકરીઓને જોઇએ એટલી રોજી મળી રહે છે. કુટુમ્બમાં છોકરીઓ જ વધારે હોય ત્યારે એમના ભવિષ્યનો પણ વિચાર કરવો જોઇએ."

"હાં મને યાદ આવ્યું. ખીજાતા નહીં હોં બાપુ. મૂંગા બની જજો. એની મજાક સમજી ન હતી ત્યાં લગી હું પણ અવાક્જ બની ગઈ હતી. પેલા દિવસે એક સૂચના આવી—તમને અહીંજ વસવાટ કરવાની વિનંતિ કરવાની; કહે કે તમારા કુટુમ્બમાં મોટી મોટી દિકરીઓ છે તે હવે કાંક ઠેકાણે પડશે. અને થોડાકજ વખતમાં તમે બધી ચિંતાથી મુક્ત થઈ શકશો..."

"શું કહ્યું?" બાપુ ગર્જી ઉઠયા.

નોનોએ આજુબાજુ જોયું: "ધીરે ધીરે. મેં નહોતું કહ્યું તમે ગુસ્સે થશો?"

"કોણે કહ્યું એવું? મારી દીકરીઓ પર હું ગૂજારો કરીશ એમ?"

"બાપુ, બાપુ, ગુસ્સે ન થાઓ. મને હવે તો આખીએ વસ્તુ એક મજાક લાગે છે. એની મજાક જોઇને જ મત બાંધો. બાપુ મહેરબાની કરીને..."

બાપુ તો ગૂસ્સાથી કાંપતા હતા.

"સાંભળો બાપુ. એમનો કાંઈ તમને અપમાનવાનો હેતુ ન હતો. તમને અહીજ રાખવાના રસ્તા અને ઉપાય શોધતા હતા.

અહીં કેટલું કામ કરવાનું પડયું છે? બોજો કાંક હળવો થાય એટલુંજ..."

"એટલે કમાવાની ફિકર મારી દિકરીઓને માથે નાખું એમ?" બાપુના બોલવામાં ખૂબ કડવાશ હતી.

"બાપુ એમનો આવો ખ્યાલ જ ન હતો. હું પણ કેવી? નક્કામની તમને વાત કરી."

"પણ નોનો તું નથી સમજતી..."

"સમજી. પણ એ એક મજાક જ હતી. તમે..." નોનોના હોઠ કાંપતા હતા.

"વારૂ. હવેથી એ વાત ન કરીશ. નોનો."

બન્ને મૂંગા મૂંગા ચાલવા લાગ્યા. નોનોના દિલમાં વાત કીધાનો ખટકો રહી ગયો.



નોનો બાપુને મૂકવા સ્ટેશન પર આવી હતી. બાપુ ડબ્લીન જતા હતા. એ દિવસની વાત પછી બધાની બેલફાસ્ટ આવવાની વાત કોઇએ હોઠ પર લાવતુંજ નહી. નોનોએ તો એ વાત પછી યાદ જ કરી નહીં. બાપુ જ એ વાત પહેલી ઉપાડે એ ઠીક એમ એ માનતી. મનમાં ને મનમાં એ વાત કર્યાનો એને પારાવાર પસ્તાવો થતો. ડબ્બાના બારણે ઉભી રહેલી નોનોને એકલવાયુ લાગતું. અને એથીજ એ સમસમી રહી હતી.

"આમ કેમ થઈ ગઈ છે નોનો?" બરડે હાથ ફેરવતાં બાપુ બોલ્યા. પખવાડિયામાં તો હું પાછો આવું છું. કો'ક ઘર હોય તો ધ્યાનમાં રાખજે. આવીને આપણે નક્કી કરી લઈશું."

"બાપુ, બાપુ" નોનો ગેલમાં આવતી હતી. પણ ગાડી તો ચાલી...

એ અઠવાડિયાં તો આમ ચાલ્યા જશે. બાપુના હસતા ચહેરા સામે ટીકી રહેતાં નોનો વિચારતી હતી. પંદર દહાડા તો આમ...



એલફાસ્ટનુ જીવન નોનોને ભર્યું ભર્યું લાગતું હતું. સભા હોય, વ્યાખ્યાન હોય, જલસા હોય, આયરીશ વર્ગ હોય; અઠવાડિયાની સાત રાત પણ પૂરતી નહતી.

બાપુ સાથે જ હતા છતાં એ બહુ થોડા મળતા. બાપુ ટ્રાન્સ્પૉર્ટ યુનિયનના મંત્રી હતા અને એમાં જ એમનો બધોએ વખત જતો. વહેલી સવારે જતા તે મોડી રાતે ઘેર આવતા. રવિવારે બે સભામાં ભાષણ આપે. અઠવાડિયા દરમિયાન પણ એકાદ સભા હોય.

નોનોને આ ગમતું ન હતું અને કોકવાર તો એ કકળાટ મચાવી મૂકતી. પણ બાપુનો પોતાની પ્રવૃત્તિમાંનો રસ જોઈ એણે પણ ઝંપલાવ્યુ અને હવે તો એને પણ વખત મળતો નહી.

"વખત હોય તો તું પણ ત્યાં આવને. અને મદદ થાય એમ હોય તો જો. ગઈ કાલેજ જેને મીલમાં કામ કરતી બધી સ્ત્રીઓ ત્યાં આવી હતી અને પછી એમણે હડતાલ પાડી." એક વાર બાપુએ નોનોને કહ્યું.

"કેમ ? એ તો કાંઇ તમારા મંડળમાં નથી."

"ના, પણ એમનાં સગાવહાલાં બધા ગોદી પર કામ કરે છે. એમને થોડી મદદ કરી શકાઈ એટલે આપણું પણ કામ થશે એમ એમણે માન્યુ હશે. ખૂબ ઉત્સાહ છે એમનામાં. મંડળમાં નથી, પૈસા નથી. થોડુંક ભારે પડશે."

"વારૂ મારૂં કામ પૂરૂં થશે એટલે આવીશ. પણ હું કાંઈ બહુ મદદરૂપ થઈ પડું એમ મને તો લાગતું નથી."

"નોનો, દરેક વસ્તુ કોક વાર તો શરૂ કરવી જ પડે છે."



નોનો મંડળની કચેરીમાં પહોચી ત્યારે બપોર નમતા હતા. કાળી કામળીમાં અડધા હાથ ઢાંકી બેઠેલી સઘડીએ તાપતી ઘરડી ડોશીઓ કાંક વાત કહેતી'તી અને બાપુ સાંભળતા હતા. નોનોને જોઇ બાપુએ મુંડી હલાવી પણ ડોશીની વાત અટકવા દીધી નહીં.

સઘડી પાસે બેઠેલી ડોશીનો અવાજ કંપતો હતોઃ "પીસ્તાલીસ વરસ થયાં. આઠ વરસની હતી ત્યારથી મીલમાં જતી. આઠ વરસનું છોકરૂં થાય એટલે કામ કરવા લાયક થાય ને? વરાળ છૂટે; તમારા ગાભા ભીંજવી નાંખે; કોક વાર તો ઘૂંટણ લગી પાણી ભરાઈ જાય. અને મોટા થાઓ તોયે કામ તો ચાલુ. બધાનુ પૂરૂં થાય એટલે પગાર તો ક્યારે મળવાનો હતો? સુવાવડ આવે ત્યાં લગી કામ કરો અને જરા કરાર વળે એટલે પાછું કામ. અને પછી તો, ઇશ્વર તમને ભલીમત દે, છોકરૂં પણ કામ કરતું થાય ત્યાં લગી દહાડાજ ગણ્યા કરો. છોકરાં માટે પણ એજ ઘરડ ઉભી હોય."

પછી બીજી ડોશીઓએ પણ આવીજ કરૂણ કથની સંભળાવવા માંડી. એમના અવાજમાં જ જીવન પ્રત્યેની કડવાશ સંભળાતી. નોનો તો આનું દર્દ સાંભળીને નિરાશ બની મૂંગી થઈ ગઈ.

"ફ્રાન્સની ક્રાન્તિમાં આવતી ઘરડી સ્ત્રીઓની વાત હું અત્યાર લગી નહોતી માનતી. એમને માટે કશું થઈ શકે બાપુ?"

"શું કહેવાય? મજૂરીના દરમાં વધારો કરવાની માંગણી તો કરી છે. પણ એ તો તડજોડ કરવા માટે. એમની ફરિયાદ તો આખી વસ્તુસ્થિતિ સામે છે."



"નોનો હજુ માથું દુઃખે છે?" બાએ પૂછ્યું.

"ના બા. હવે તો મટ્યું લાગે છે."

"બહુ જ સારું. લે હવે તો સભામાં આવીશ ને?" બાપુએ પૂછ્યું.

"જરૂર. પણ બાપુ તમે શું બોલવાના છો?"

"નોનો, મારી જગાએ તું શું કરે?" હસીને બાપુએ સવાલ પૂછ્યો.

"હું?" નોનો ગૂંચવાતી લાગી. "હું? હું તો એમને પેલી ન્યુયોર્કની મજૂર સ્ત્રીઓએ પાડેલી હડતાલની વાત કહું. જૂદા જૂદા દેશની, જૂદી જૂદી જાતની સ્ત્રીઓ, એક બીજાની વાત સમજી પણ ન શકે તેવી સ્ત્રીઓએ પોતાની હાલત સુધારવાના માર્ગ તરીકે હડતાળ કેવી રીતે જારી રાખી અને પોતાની માંગણીઓનો સ્વીકાર કેમ કરાવરાવ્યો તેની વાત કહું. અને તેમને કહું: એકજ શહેરમાં રહેનારા, એકજ જાતના, એકમેકને બરાબર સમજનારાઓ માટે તો આ વસ્તુ કેટલી સહેલી છે? આમ આવું આવું કહું."

"સરસ. ચાલશે એવું તો."

કસ્ટમ હાઉસમા ચોગાનમાં બેલફાસ્ટના બધાજ મીલમજૂરો ભેળા થયા લાગતા હતા.

બાપુ સભામાં પહોચ્યા ત્યારે તેમને આનંદથી વધાવી લેવામાં આવ્યા. નોનો બાજુને પગથીએ ઉભી હતી. બધાજ શ્રોતાજનો એની નજરે નહોતા પડતા. પણ સભાના ઉત્સાહથી એ ખૂબ આનંદમાં આવી હતી. બાપુએ બીજા એક વક્તાની ઓળખાણ આપી નોનોની બાજુ ઢળીને પૂછ્યું: "કેમ હવે કેમ લાગે છે તને?"

"સરસ." નોનોએ સસ્મિત જવાબ દીધો. આવી ભારે સભાના કામકાજ વચ્ચે પણ બાપુ પોતાની તબિયતના હાલ પૂછે છે એ

ખ્યાલે નોનો પુલકિત થઈ. પહેલા વક્તાએ પોતાનું ભાષણ પૂરૂં કર્યું અને નોનોને ગમ પડે તે પહેલાં તો બાપુએ બીજા વક્તા તરીકે નોનોનું નામ જાહેર કર્યું. નોનો ગભરાઈ. બાપુએ એની બડાશને સાચી માની લીધી? હવે શું થાય? ના પાડીને બાપુને જૂઠા પણ કેમ ઠરાવાય? પણ બોલે તો તો...બાપુને શરમીન્દા થવું પડે તેનું કેમ? બાપુ તો હસતા હતા અને ઉપર આવવા મદદ કરવા માટે હાથ લંબાવતા હતા. ઉત્સુક અને આતુર ચહેરાની પરંપરા જોઈ નોનોની જીભ તાળવે ચોંટી જતી લાગી. અવાજ તો ગળામાંજ ઘૂંટાવા લાગ્યો. પણ હવે તો એણે બોલે જ રાખવું જોઇએ. હવે તો લોક તાલી પાડતા હતા અને ફરી પાછી નોનો પગથીઆ પરની પોતાની બેઠક તરફ જતી હતી. નોનો ધ્રુજતી હતી. બાપુ પીઠ થાબડતા હતા અને બોલે જતા હતાઃ "સરસ, નોનો! મારા પહેલા ભાષણ કરતાં તો સારૂં ભાષણ કર્યું."



"ખબર છે? આજે નોનોએ પહેલું ભાષણ આપ્યું તે"? ઘરમાં પેસતાં બાપુએ જાહેરાત કરવા માડી.

બા તો ડઘાઈ ગઈઃ "ભાષણ કર્યું? કેવુંક?"

"મારા કરતાં તો ઘણું સારૂં. મારા પહેલા ભાષણની વાતની તને ખબર છે નોનો?"

"ના. તમે કયારેય કહ્યું છે?"

"જો. પહેલાં તો હું ભાષણ પૂરૂં લખી ગયો. તૈયાર કર્યું. અને પછી મને થોડું ગૂમાન થયુ. લીલીને પણ સભામાં લઈ ગયો. બીજું કોઈ નહીં તો એક જણ તો તાલી પાડનાર જોઇએ ને? બન્ને સભામાં ગયા. મારો વારો આવ્યો એટલે મેજ પાસે જઈ હું તો બોલી ગયો. ભાષણ ખલાસ કરીને કેવુંક હતું એ પૂછવા

બા પાસે આવ્યો. ને લીલી તો મળે નહીં. ઘેર આવ્યો ત્યારે કહે છે કે હું બોલવા ઉભો થયો ત્યારે એટલી બીક લાગી કે ત્યાંથી ભાગી ગઈ અને ઘેર પહોંચી ત્યારેજ જંપી. લે નોનો હવે તું જ કહે, બા કરતાં હું સારો ને?"

બા હસતી હતી.

"બા તમારે પણ સભામાં આવવું જોઇતું હતું. પેલી મજૂર છોકરીઓએ તો બાપુના નામનું ગીત જોડી કાઢ્યું છે. સરઘસમાં પણ એ ગાય છે."

"ખૂબ ઉત્સાહી છોકરીઓ છે."



રવિવારે નોનોએ બાપુને આગ્રહ કરીને દેવળમાં સાથે લીધા. નોનોને તો આજે બાપુની સોબત હોવાથી ખૂબજ આનંદ થતો હતો.

પાદરીએ મેજ પાસે પહોંચતા પહેલાં જેમ્સ પર નજર નાંખી. નોનોને એનો કશોજ ખ્યાલ એ વખતે ન આવ્યો. પણ વાંચન અને વ્યાખ્યાન શરૂ થયાં ત્યારે અચાનકજ એને એ યાદ આવ્યું. આખુએ વ્યાખ્યાન કોનોલી અને તેની મજૂર પ્રવૃત્તિ સામે ઝેર વરસાવતું હતું. ગુસ્સામાં નોનો ઉભી થવા ગઈ. બાપુએ હાથ દઈ એને બેસાડી દીધી. વ્યાખ્યાન આગળ વધતું ગયું તેમ નોનોનો ગુસ્સો પણ વધતો ચાલ્યો. બાપુ પણ બાર દઈ દઈને નોનોને બેસાડી દેતા હતા. નોનોએ બાપુ સામું જોયું. બાપુના ચહેરા પર સ્થિર ભાવ હતો. પાદરી સામું સ્થિર નજરે એ જોતા હતા. સભાજનોને સમજણ પડવા માંડી કે વ્યાખ્યાન કોનોલી સામું હતું. આતુરતાપૂર્વક ગરદન ઘુમાવીને લોક કોનોલીને જોવા લાગ્યા. નોનોને ન છૂટકે બાપુની પેઠે શાન્ત બેસી રહેવાની ફરજ પડી. પ્રયત્નપૂર્વક નોનોએ પોતાના ચહેરા પર શાંત સ્થિર ભાવ આણ્યો.

ધાર્મિક ક્રિયા પતી ગઇ અને સૌ બહાર નીકળ્યા ત્યારે બીજા-ઇને બાપુને પૂછયું: "શા માટે તમે મને રોકી રાખી? મને ઉભી થવા ન દીધી? પેલો પાદરી તમારા ઉપર ટીકા કરતો હતો તેનો જવાબ કેમ ન દેવા દીધો?"

"એ એની જાત ભૂલી ગયો એટલે આપણે પણ શું ભૂલી જવી?' બાપુએ શાન્તિપૂર્વક જવાબ વાળ્યો.

"કેટલું શરમભર્યું હતું એ? એ બોલ્યો એમાંના એકે શબ્દને વ્યાખ્યાન સાથે સંબંધ જ કયાં હતો? જો એને લાગતી હતી એ બધીજ ભયંકર વસ્તુઓ તમારામાં હોય તો તો એણે તમારૂં દેવળમાં સ્વાગત કરવું જોઇએ. તમારી જગાએ હું હોઉં તો ફરી કદિ પણ દેવળમાં ન જઉં. તમે ન જાઓ તો તમારો કાંઈજ વાંક નથી. પણ તમે કેમ કશુ બોલતા નથી?" નોનોએ કડવાશથી બાપુને સવાલ પૂછ્યો. નોનો સાચેજ ક્રોધે ભરાઈ હતી.

"પણ તું મને બોલવાજ ક્યાં દે છે!" હસતાં હસતાં બાપુ બોલ્યા. "નોનો આજની વાત પરથી તને એક બોધપાઠ મળ્યો. હુમલો આવે ત્યારે શાન્ત રહો. તમારામાં પોતાની જાત પર કાબુ હોય તો પછી સદાને માટે પસ્તાવું પડે એવું ઉતાવળીયુ કામ તમે છંછેડાઇને ન જ કરો. યાદ રાખજે એ બોધપાઠ, નોનો. જીવનમાં ઘણો જરૂરી છે."

"હશે, પણ મારી વાત ભૂલી જાઓ. તમારૂં શું?" નોનો લગભગ ચીસ પાડી ઉઠી.

"મારી વાત કરે છે? મને તો આવી વસ્તુઓનો મહાવરો થઈ ગયો છે."

## [૧૩]

"મારી સાથે વેકસફર્ડ આવે છે નોનો? તારી તબિયત પણ ઠીક થઈ જશે!" બાપુએ નોનોને પૂછ્યું.

"હા. પણ તમે વેકસફર્ડ કેમ જાઓ છો?"

"ત્યાના કારખાનાના મજૂરો ટ્રાન્સપોર્ટ યુનિઅનના સભ્યો છે માટે માલીકોએ કારખાનુંજ તેમના સામે બંધ કરી દીધું છે. લાઠીઓ ચાલી છે અને એક મજૂરનું મરણ થયું છે. બધું એમને એમ છે અને કોક નવો માણુસ જાય એમ ત્યાંના મંડળની ઇચ્છા છે. હું ત્યાં સભાઓનું ને એવું બધું કામ કરતો હોઉં ત્યારે તું આજુબાજુ ફરી આવજે. કોક વાર તો હું પણ સાથે આવીશ."

થઈ ગયું હતું. મજૂરોએ નવા મંડળના સભ્ય થવાનું હતું અને એ મંડળને ટ્રાન્સપોર્ટ યુનિયન સાથે ભળી જવાનું હતું. આમ સમાધાન કરીને માલિકોએ પોતાની આબરૂ બચાવી અને મજૂરો કામે લાગ્યા.

એક વાર પરોઢમાંજ બન્ને જણ ફરવા નીકળ્યા. ખુલ્લામાં આવ્યા ત્યાં બાપુ એક પળ થંભી ગયા. અને ધીરેથી એમના મોંમાંથી સરી પડયું : કેવો મહાન દેશ ! નોનો જાણે સમજી ગઈ હોય તેમજ હસીને બોલી: "યાદ છે બાપુ બેલફાસ્ટમાં પેલી સભામાં તમે ક્રાન્તિઓનો ઇતિહાસ કહેતા હતા ત્યારે પેલાં બૂઢ્ઢા ડોશીમાએ પૂછ્યું હતું તે? 'કોનોલી, તમે ક્રાન્તિઓ વિષે આટલુ કયાંથી જાણો છો?' ત્યારે તમે જવાબ આપ્યો હતો : 'ક્રાન્તિ તો મારૂં જીવન છે, માજી !' અને એ કેવા સડક, અવાક્ થઈ ગયાં હતાં !"

ચાલતાં ચાલતાં એ ગરીબ મજૂરોના વસવાટમાં આવ્યાં. એક પછી એક અધખુલ્લા બારણામાંથી લોક ડોકાવા લાગ્યા. અને પાછળથી એક સ્ત્રીનો અવાજ આવ્યો: "ઇશ્વર તમારૂં ભલું કરે કોનોલી. તમારી દિકરીને હજાર પાઉન્ડ કમાનારો વર મળજો."

બાપુ ખડખડાટ હસી પડયા: "લે નોનો, જો ન્યાય. મારૂં ઇનામ કેવળ આધ્યાત્મિક. તારૂં તો ભૌતિક : પાઉંડ, શીલીંગ, અને પેન્સનું. ખરી નસીબદાર તું."



"ફ્રિઆના'ના સભ્યો 'બારમી'ની ચર્ચા કરતા હતા. બારમી જુલાઇ ઓરેન્જવાસીઓનો પવિત્ર દિન હતો. બધી દુકાનો અને પેઢીઓ બંધ રહેતી. સડકો પર મેળો જામતો. શહેરમાં અને પરાંમાં વાજાંનો અવાજ સમાતો નહીં. ઓરેંજવાસીઓના સ્થાનિક મંડળ તરફથી, કેસરી ગણવેશમાં કુચની યોજના થતી. ધ્વજાપતાકા સાથે સરઘસ નીકળતું અને શહેર બહાર ચોગાનમાં ઉતરતું. ત્યાં મેળામાં

બધા મળતા, ભાષણો થતાં અને એક અવાજે તાજ તરફથી વફાદારી અને પોપ અને 'પેપી શર્સ' (રોમન કેથલીક ધર્મના અનુયાયીઓ) તરફના ધિક્કારની ઘોષણા થતી.

'ફ્રિઆના'ને હવે લાગતું હતું કે આવા મોટા દેખાવથી કેથોલીક અને રાષ્ટ્રવાદીઓ દબાઈ કે ડરી જતા નથી એમતો ઓરેન્જ-વાસીઓને ખબર પાડવી જોઈએ. પણ તેમનો બીનઅનુભવ અને થોડી સંખ્યાને લીધે એ લોક કશોજ નિર્ણય કરી શકતા નહીં. અચાનકજ એક સભ્યને નવો વિચાર આવ્યો. એણે પુછ્યું "નોનો, તારા બાપુ અહીં છે?"

"હા. એ ઘેર બેઠા લખે."

"ચાલો એમની પાસે. જરૂર કાંક સારી સૂચના મળશે."

સૂચનાનો સ્વીકાર થયો અને દસ બાર સભ્યો કોનોલી પાસે દોડયા.

"બાપુ અમારે તમારી સલાહ જોઈએ છે." નોનોએ વાત શરૂ કરી અને બધાએ પોતાની મૂશ્કેલી જણાવી.

"હં" ગળામાં અવાજ ઘૂંટતા બાપુએ બધા સામે મીટ માંડી. "હં" બધા આતુર નજરે એમના સામુ જોઈ રહ્યા.

"જુઓ. આમ કરીએ તો?" કહી બાપુએ એક કાગળ લીધો અને લખવા માંડયું.

"જૂઓ બરાબર, ખરૂં જ લખવું જોઇએ." કહી એમણે મેજ પરથી એક પુસ્તક ઉઠાવ્યું. ઝડપથી કાગળ પર થોડુંક લખી ચોપડી-માંથી ઉતારો કર્યો.

"જુઓ, આપણે આની હજારો નકલ ગુંદરવાળા કાગળપર છપાવીએ. સરઘસની આગલી રાતે તમે આખાએ રસ્તા ઉપર ચોંટાડી

દેવરાવો. સખત ચીપકાવજો. દરેક ટ્રામ, ગાડી, કે દીવાના થાંભલા પર એક એક લગડાવજો. એક એક બારણા બારી પર. એવું કરો કે એ બધાં ઉખેડી નાંખવાનું કામ એમને માટે ખુબજ અઘરૂં થઈ પડે. કેમ લાગે છે?"

એમણે શું લખ્યું હતું તે જોવા બધા મેજની આજુબાજુ ટોળે વળ્યા. ઓરેન્જવાસીઓને ઉદ્દબોધીને લખ્યું હતું કે બારમીના ઉત્સવમાં સાચી રીતે તો તેઓ એક 'પેપીશ' ઉત્સવ મનાવતા હતા. આ વિષે એમણે એક પ્રોટેસ્ટન્ટ ઇતિહાસકર્તાના પુસ્તકમાંથી અવતરણ કર્યું હતું.

એ વંચાયું ત્યારે બધાજ આનંદમાં હતા.

એક છોકરાએ પૂછ્યુ: "એ સાચી વાત છે?"

બધા હસી પડયા. "એમ જ કરીએ. બારમીએ એક દીવાનો થાંભલો ખાલી ન રાખીએ." બધા અતિ ઉત્સાહમાં હતા.

"હું તમને છપાવી આપીશ." બાપુએ કહ્યું.

"એ તો અમે જાણતા જ હતા" અને બધા આનંદભેર વિખેરાયા.



ઉત્સવની આગળની રાત હતી અને 'ફ્રિએના'ના બધા જુવાન સભ્યો એકઠા મળ્યા હતા. બધા પોતાની કામગીરી લેવાની ઉત્કંઠામાં હતા.

"કાલે બધા ઓરેન્જવાસીઓના મોં જોવા જેવા હશે. અડધો માઇલ પહોંચે એવો મારો અવાજ હોય તો તો સીધો મેજ પર પહોંચીને કહું: બેલફાસ્ટના ઓરેન્જવાસીઓ, બેલફાસ્ટના ગરીબ 'પેપીશર્સ' તરફથી હું તમને 'પેપીશ' ઉત્સવ ઉજવવા બદલ ધન્યવાદ આપું છું. હા, પછી જીવતા પાછા આવવાનું ન બને; પણ કહેવાની કેવી મઝા આવે?"

બોલનારના અવાજમાં આતુરતાનો કંપ હતો.

સૌના ઉત્સાહ વચ્ચે બધાને કામ સુપરત કરવામાં આવ્યું અને સૌ કામે વળગ્યા.



બારણા ઉપર કોક સાંકળ ખખડાવતું હતું. બા બારણા આગળ જતી હતી ત્યા મોઇરા એને રોકતી બોલીઃ "ન જઇશ બા. મને સ્વપ્નુ આવ્યું. બાપુને માટે એક તાર આવ્યો. બાપુ ડબ્લીન ગયા અને પકડાઇ ગયા. બારણુ ન ઉઘાડીશ બા."

"ગાંડી એ તો સ્વપ્નું."

બાએ બારણું ખોલ્યું. તારવાળા પાસેથી તાર લીધો. બાપુને ડબ્લીન જવાનો આગ્રહ હતો.



ડબ્લીન ટ્રાન્સ્પોર્ટ યુનિયનના બધા સભ્યો સામે લોકઆઉટ જાહેર કરવામા આવ્યો હતો. માલીકોની માંગણી હતી કે કામદારો લખીત બાંહ્યધરી આપી કે તે સભ્ય હોય તો યુનિયનમાંથી નીકળી જશે અને ન હોય તો સભ્ય નહીં બને; અથવા કોઈ પણ રીતે એને મદદ નહીં કરે. કામદારોએ આવું લખી આપવાની ના પાડી એટલે માલીકોએ લોક આઉટ જાહેર કર્યો. બીજાં કામદાર મંડળો પણ પોતાનું મંડળ સ્થાપવાના કામદારના હક્ક ઉપરના આક્રમણ બદલ સહાનુભૂતિભરી હડતાલ પર ગયા હતા. મંડળના વીસ હજાર ઉપરાતના સભ્યો સામે કારખાનાંના બારણાં બીડાયાં હતાં.

નોનો ખૂબ કામમા હતી. એ સભામા જતી અને લોકઆઉટની ખરી વાત જણાવતી. ડબ્લીનના કામદારો સામે ચાલતા જૂઠા પ્રચારનો એ પ્રતિકાર કરતી. કામદારોની મદદ આરૂ પૈસા ઉઘરાવતી. કેટલુ અઘરૂં અને અણમાનીતું કામ હતું! ધર્મ, દેવળ, પાદરીઓ,

છાપાંઓ, બધાં એમની વિરુદ્ધ હતા. આજ વખત નોનોને બાપુને સહેવા પડતા જુલ્મો અને વેઠવી પડતી હરકતોનો સાચો ખ્યાલ આવ્યો. બાપુના જનતા માટેના પ્રેમ માટે નોનોને માન થયું. એનું હૈયુ તો નાનું હતું. નાની નાની વાતો વિસરી જવા કે લોકની ટૂંકી યાદને ભૂલવા એ તૈયાર નહતું. વારંવાર આવી વસ્તુઓ એને મૂંઝવતી અને વારંવાર એ પોતાની જાતને કહેતીઃ "આ બધુ તો તેમની ગુલામીનું પરિણામ છે. તેઓ મુક્ત થશે, આઝાદ થશે ત્યારે આવી કશીય ભૂલો તેમનામાં નહીં રહે."

નોનોના દિલમાં કડવાશ આવતી ત્યારે બાપુ પણ આમજ ધીરજ દેતા. અને હમણાં તો તે યુદ્ધની મધ્યમાં ડબ્લીનમાં હતા.



"મને ખૂબ ચિંતા થાય છે." બાએ એક રવિવારની સવારે કહ્યું. "તમારા બાપુનો કાગળજ નથી. ગમે એટલું કામ હોય તો પણ કાગળ લખવાની ફુરસદ તો મળે."

"લે ડાકઘરમાં કાગળ હોય તો તપાસ કરી આવું." કહી નોનો ઉપડી.

રવિવારે સવારે કેટલાક રસ્તામાં કાગળ વહેંચાતા. પણ એ એ રસ્તામાં નહોતા રહેતા. ડાકઘર પર પહોંચી નોનોએ આજુબાજુ કોઇ ઓળખીતું હોય તો તે જોવા નજર નાંખી. ડેની એની નજરે ચડયો અને નોનો ઝડપથી એની પાસે ગઈ. ડેની પણ એને જોઈ એની પાસે આવ્યો.

"હમણાંજ આવ્યો ડબ્લીનથી," ડેની બોલ્યો. "તમારા બાપુને સજા થઈ ત્યારે ગઈ કાલે હું કચેરીમાંજ હતો. ઓહ સરમ આપણુ કર્યું'તું! રોબર્ટ એમેર પીંજરે ઊભવા પડી તો આવું આપણુ થયુંજ

નથી. જાહેરનામા સાથે તો એને કશોજ સંબંધ નહતો. એ ભાષણ માટે ત્રણ મહિનાની સજા થઈ. એવા ધૂંવાંપુવાં થઈ ગયા હતા."

"કયું જાહેરનામું?" નોનોએ શરૂ કર્યું.

"સભાનું."

"કઈ સભા?"

"રવિવારે એક જંગી જાહેર સભા થવાની હતી અને સભાબંધીનું ફરમાન બહાર પડયું. શુક્રવારે રાતે સભા ભરી એ જાહેરનામાની હોળી કરી. તમારા બાપુ એ સભામાં બોલ્યા હતા અને શનિવારે સવારે એમને પકડીને કચેરીમાં લઈ ગયા. લોકને ઉશ્કેરવાનું અને જાહેર સલામતીને જોખમમાં મૂકવાનું કાયમનું તહોમત મૂકવામાં આવ્યું. પછી તમારા બાપુએ ભાષણ કર્યું. એમણે જણાવ્યું કે સરકાર લોકના પ્રાથમિક હક્ક ઉપર તરાપ મારતી હતી. અને જો સરકાર લોકના પોતાની દરકતો દૂર કરવાના શાન્તિભર્યા માર્ગમાં દરકતો નાંખશે તો લોક ક્રાન્તિના માર્ગે વળશે એમ પણ એમણે કહ્યું. એમણે કાંઈ લોકને ઓ'નેલ સ્ટ્રીટમાં આવવાનું નોહતું કહ્યું. એમણે પૂછયું: ઇંગ્લેન્ડના રાજાને આયર્લેન્ડમાં શો હક્ક છે? અમે એ રાજાને ઓળખતા નથી. અને એના નામે આયરીશ પ્રજા ઉપર લદાતા એ જાહેરનામાને પણ અમે નથી ઓળખતા. આ ભાષણ માટે એમને ત્રણ માસની સજા થઇ.

"હં. હવે બાને કાગળ કયાંથી મળે! હું તો અહીં કાંઈ કાગળ હોય તે જેવા આવી હતી."

ડેની માર્ગ કરતો મેજ પાસે ગયો. કાગળ લઇને એ પાછો આવ્યો.

"એમનોજ છે." નોનોને કાગળ આપતાં ડેની બોલ્યો. આભા-

રના થોડા શબ્દોનો ગેાેરા વાળીને, બાને સમાચાર કહેવાની ઉતાવળમાં કાગળ લઇને નોનો દોડી.

"જાણ્યું બા? બાપુ તો કેદખાનામાં છે." ઘરમાં દોડી જતાં નોનો બોલી." ત્રણ મહિનાની સજા. લે આ વાંચી જો, પછી બધા ખબર કહું."

પણ કાગળ તો સજા પહેલાં લખાએલો લાગતો હતો. એમા તો કેવળ હડતાલ અને હડતાલીઆઓના ખબર હતા.



બાપુએ એમની ત્રણ મહિનાની સજા સામે અપવાસ આદર્યો. બહાર લડત ચાલતી હોય ત્યારે અંદર ગોંધાઈ રહેવાની એમની ઇચ્છા ન હતી એમ બા અને નોનોને લાગ્યુ. બહાર નીકળશે અથવા તો પોતે મરી છૂટશે એવો એમનો નિશ્ચય હતો. બા સાચેજ બીધી. અને એવામાંજ બાપુનો કાગળ આવ્યો. બાએ કાગળ વાંચ્યો અને પછી રડી ઉઠી. નોનોને કાગળ આપી બધાને વાંચી સંભળાવવા કહ્યું.

નોનોએ વાંચ્યો·

માઉન્ટજોેસ કેદખાનું

ડબ્લીન

૩ સપ્ટેમ્બર '૧૩

વ્હાલી લીલી,

તું અને બાળકો આ ધમાલથી ત્રાસ્યા નહીંજ હો. એ કાંક અણધાર્યું તો ન હતુ જ અને માન્યું હતું તેટલું બુરૂં પણ નથી. અહીં હું ત્યાં સુધી બહાર બીજા જેમ ખાધું અંગાલવાનો લાભ તો નથી જ મળવાનો ને!

નાનકડી દીને તો તેના બાપુ ક્યાં છે એની ખબરે નહીં હોય! મારી વતી એને રમાડજે. બીજા બધાં તો સમજતા ન હશે. રોડી. એગ્ના અને નોનોએ તો જાણવું જોઈએ કે મારા ઉપરાન્ત હજારો લોક આજે કેદખાનામાં જાય છે. કદાચ ફાંસીને માંચડે પણ લટકે છે. સ્વાતંત્ર્યના યુદ્ધમાં વિજય ન મળે ત્યાં લગી એવુંજ ચાલશે. જેને માટે મગરૂર થઈ શકાય એવી કશીય સિદ્ધિ સજા વિના નથી સાંપડતી. ફેર હાર્ડી આજે મળવા આવવાના છે.

આઈડીન અને નોઈરાએ હવે વાંચવાનું શરૂ કરવું જોઇએ. તોજ એમને બાપુ શા સારૂ કેદખાને ગયા તે સમજાશે-નહીં તો એ બાપુને કોક બદમાશ માની લેશે. નોનો અને એગ્નાને જે બન્યું છે એને લીધે એમના કામમાં હરકત નહીં આવતી હોય એમ માનું છું.

જેલમાંથી જતા કે જેલમાં આવતા બધાજ કાગળો ઉઘડે છે અને વંચાય, છે એટલે અહીં કશુંય ખાનગી કે અંગત લખતો નથી. પણ તમે તો આવો ટૂંકો કાગળ ન લખતા. તું અને છોકરાં બધાં એક લાંબો કાગળ લખજો.

સૌને વહાલથી યાદ કરતો,

જેમ્સ કૉનોલી.

"બા, શાન્ત રહે" ધીરજ આપતાં નોનોએ કહ્યું. "ડબ્લીન જવું જોઈએ એ વાત સાચી પણ તને મળવા નહી દે."

"મારે જવું જ જોઈએ. મારે જવું જ જોઈએ. ત્યાં જઈને યત્ન કરી જોઈએ. અહીં શે રહેવાય. કદાચ એ. . . ."

"શી...શી...શી. બા એવું શું બોલે છે? એમને કાંઇ આપઘાત નથી કરવો. એ તો છોડી મૂકે ત્યાં લગી જ ભૂખ્યા રહેશે. આજે રાતે ઉપડ ડબ્લીન. એગ્નાને સાથે લઈ જા. ડબ્લીનમાં તને મદદ કરે એવા ઘણા મિત્રો મળી રહેશે. જો હવે રોવાનું નહીં. એગ્ના તૈયાર થા. બાની ચીજો તૈયાર રાખ. લે હું પણ મદદ કરૂં."

ઘર બહાર જતાં હતાં ત્યાં બાને કાંક યાદ આવ્યું. "અહીં... છોકરાં..."

"એની ફિકર ન કરીશ. હું બધુ સંભાળીશ. તારે તો ડબ્લીન જઈ બાપુને હિમ્મત આપવાની. લે ઉતાવળ કર નહીં તો ગાડી ઉપડી જશે."



બાપુને મળવા નોનો સ્ટેશન પર જતી હતી. બાપુને છોડી મૂકયા હતા અને આગમ લેવા બાપુ અહીં આવતા હતા. બાના કાગળમાં હતું કે થોડી નબળાઈ સિવાય બીજું બધું બરાબર છે.

સ્ટેશને તો ખૂબ ગીર્દી હતી. હજારોની સંખ્યામાં લોકો ભેગા થયા હતા. ધક્કામુક્કી કરતા કરતા નોનોએ અંદર જવા માંડયું. પગથીએ પહોંચી એણે એક માણસને પૂછ્યું.

"જનરલ કોનોલીને લેવા ઉભા છીએ." મોટેથી એણે જવાબ દીધો.

નોનોનું હૈયું ધબકયું. ભરેલે શ્વાસે એ સ્ટેશનમાં દાખલ થઈ. સ્ટેશન તો ઠેકોઠેક ભરાઈ ગયું હતું અને પ્લેટફોર્મના દરવાજા પણ બંધ હતા.

દરવાજે ઉભેલા દરવાનને નોનોએ વિનંતિ કરી: "મહેરબાની કરી મને અંદર આવવા દો. મારા બા અને બાપુ આવવાનાં છે. આ ભીડમાં હું એમને શી રીતે મળી શકીશ? જરા મહેરબાની કરો ને!"

"તે હું શું જાણું?" દરવાને જવાબ દીધો.

"અરે એટલી મહેરબાની કરો ને" નોનોએ ફરી વિનંતી કરવા માંડી.

"ઠીક" કહી દરવાને થોડુંક બારણું ઉઘાડયું. જેમ તેમ નોનો અંદર સરકી ગઈ.

ટ્રાન્સપોર્ટ યુનિયનના કેટલાક કાર્યકર્તાઓ પ્લેટફોર્મ પર આવ્યા હતા. "એમ ત્યારે તું અહીં આવી ગઈ?" એકે નોનોને જોઈને પૂછ્યું.

"રસ્તા તો બધા ખીચોખીચ ભરાઇ ગયા છે. ખબર છે? અને બધા બાપુની રાહ જુએ છે? મેં એક જણને પૂછ્યું ત્યારે કહેઃ 'જનરલ કોનોલી'ની રાહ જોઇએ છીએ."

એમને કયાંથી ખબર પડી કે બાપુ અત્યારે આવવાના છે.

"શી ખબર પડે? અમને તો કચેરીમાં ખબર પડી એટલે અમે એમને સ્ટેશને લેવા આવવાનું ઠરાવ્યું. સમાચાર બધે ફેલાઈ ગયા લાગે છે. અહીં આવી પહોંચીએ ત્યાં લગીમાં મોડું થોડું થઈ ગયું."

"જરા બહાર ભીડ છે એ જોજો ને."

પણ ગાડી આવી. બાપુને આમ તો ખાસ કશું ય ન હતું. પણ જરા ફિક્કા અને સુકાએલા લાગતા હતા. બા તો ખૂબ આનંદમાં હતી. એગના તો ઉત્તેજનાથી લાલ લાલ બની ગઇ હતી. "બાપુ, બાપુ," બાપુને ભેટી પડતાં તે બોલી, "હું બહુ બહુ રાજી થઈ." અને અડધા હસતાં, અડધા રોતાં એણે સમાચાર કહ્યા, "ખબર છે બાપુ, બહાર અડધું ગામ તમને લેવા આવ્યું છે તે?"

"શું?" બાપુએ પૂછ્યું.

"એ તો તમારૂં સ્વાગત કરવા આવ્યા છે. તમે તો ચાલી પણ નહીં શકો. તમારે તો ગાડીમાં જવું પડશે."

કોનોલીએ બહાર પગ મૂક્યો ત્યાં તો લોકના ટોળામાંથી સ્વાગતના પોકારો થવા લાગ્યા. ટોળું ઝૂમો પાડતું અને સ્વાગતના શબ્દો બોલતું. વિરાટ જનતામાં નાની નાની લાગતી એક મોટર ધીરે ધીરે એની નજદિક આવી. નોનો અને એગ્ના માટે મોટરમાં જગા ન હતી એટલે એ ટોળામાં ભળ્યા. મોટર માટે જવાનો રસ્તો કરવામાં આવ્યો. અને આખુંએ ટોળું એ મોટર પાછળ સરઘસના આકારમાં જવા લાગ્યું. નગરચોકમાં થઈ, ડોનેગૅાલ પ્લેસ, હાઈસ્ટ્રીટ થઇને કસ્ટમ હાઉસ આગળ આવ્યા. અહીં એમણે મોટરને રોકી અને બાપુને ભાષણ માટે આગ્રહ કર્યો. ઉભા થઇ થોડી મીનીટ બાપુ કાંક બોલ્યા. વિશાળ જનતામાંથી તાલીઓનો ગગનભેદી અવાજ આવ્યો. ફરી પાછી મોટર ચાલી અને મોટર પાછળ લોક યુનિયનની કચેરીએ આવ્યા. અહીં ફરી પાછી ભાષણની માંગણી કરવામાં આવી. બાપુએ પ્રયત્ન કર્યો; પણ એમના અવાજમાં જરાકે શક્તિ જ ન હતી. આથી એક કાર્યકર્તાએ આગળ આવી કોનોલીનું ભાષણ જ સાંભળવું હોય તો એમનામાં પૂરી શક્તિ આવે ત્યાં લગી થોભી જવા કહ્યું. પછી જવાનો માર્ગ દે ત્યાં લગી ઘોળવા બાપુ કચેરીમાં ગયા.

# [૧૪]

નોનોનું હૈયું ભર્યું ભર્યું હતું. લડતના કેન્દ્ર સમા ડબ્લીનમાં એ આવી હતી. અલબત્ત બાપુને લીધે. બાપુ એને અહીં, તહીં, બધે લઈ જતા. લીબર્ટી હૉલથી શરૂઆત થઈ. લીબર્ટી હૉલમાં ટ્રાન્સપોર્ટ યુનિયનની કચેરી હતી. અને હૉલના બધા ઓરડા, પરસાળો, દાદરો, અને બધી જગા બંધ કરાએલા કારખાનાના કામદારોથી ભરાઇ ગઈ હતી. લડતના જુસ્સાએ અને કામદારોના ગંભીર નિરધારે, હસતે મોંયે સહન કરવાની એમની આદતે નોનોને ગળગળી બનાવી દીધી. બાપુ માટેની એ કામદારો લાગણી અને પ્રેમથી એનું હૈયું એમને માટે માનથી ભરાઈ ગયું. બાપુએ પોતાની છબી પર એકવાર લખ્યું હતું. "લડતો અને આશા ભર્યો." નોનોને એ સાથે બેલફાસ્ટના લોકે આપેલું 'જનરલ કૉનોલી'નું ઉપનામ સાથે લખ્યુ. પીછેહઠ ન કરવાવાળા એ સરદાર હતા. સદા પ્રેરણા દેતા, આશાનો સંચાર કરતા એ મક્કમપણે આ કામદારોની લડત લડતા હતા.

"પહેલાં આપણે વીશીથી જ શરૂઆત કરીએ." બન્ને જણ વિશાળ રસોડામાં ગયા કામદાર સંસ્થાને માટે આ નવાઈ જેવી વાત હતી. પણ લીબર્ટી હૉલ જુના જમાનામાં એક સાર્વજનિક

સ્થાન હતું અને એટલે જ આ બધી વસ્તુનો સમાસ એમાં થઈ શકતો. જમીન પર મોટી મોટી તરીઓ પડી હતી અને આજુબાજુ છોકરીઓ બટાટા સુધારતી હતી. કેટલીક ગૂંથતી હતી. કેટલીક ભઠ્ઠી ચેતાવતી હતી. મેડમ માર્કેઈવીકઝ દેખરેખ રાખતી હતી. વીશીની બધીજ જવાબદારી એમને શિરે હતી અને સવારથી મોડી રાત લગી તે ત્યાંજ હાજર રહેતી. ભૂખ્યાની ભૂખ ટાળવામાંજ એમનું બધું લક્ષ હતું.

"આમ આવો," કહી મેડમ નોનોને બીજા રસોડામાં લઈ ગયા. ત્યાં સુવાવડી સ્ત્રીઓ માટે ખાસ રસોઈ તૈયાર થતી હતી.

બાપુ પછી એને 'કપડાં-ખાતા'માં લઈ ગયા. હડતાલીઆઓની સ્ત્રીઓ અને બાળકો માટે ઘણા લોકને ગરમ કપડાં મોકલવાનુ યોગ્ય લાગ્યું હતું. કપડાંની એટલી બધી ભરતી થઈ ગઈ હતી કે એક આખો ઓરડો તો એનાથીજ ભરાઈ ગયો હતો. એક બીજા ઓરડામાં કપડાંને બરોબર બંધ બેસતા કરવાનું કામ ચાલતુ. અહીં પણ દિવસ રાત સ્ત્રીઓ કામ કરતી હતી અને કપડાંને માપસર પહેરવા લાયક બનાવતી હતી. એક ખૂબ કામગરી સ્ત્રીએ નોનોને હસીને પોતાનો અનુભવ કહ્યોઃ " પહેલાં તો અમે કુટુમ્બની સંખ્યા જોઇનેજ મૂઝ ઈ ગયા. પછી ખબર પડી કે કપડાં ખાતરજ ઘણીવાર એક બે છોકરાંને ખોળે લે છે. હશે જો બાળકોને કપડુ જ પહેરવા મળતું હોય તો શું ખોટું છે?"

પછી ગોદી ઉપર જઈ ગોદામમાં પડેલો અનાજનો જંગી ઢગ જોયો. સ્કોટલેન્ડ અને ઇંગ્લેન્ડના કામદારોએ એકત્ર થઈ ડબ્લીન અનાજ મોકલાવ્યુ હતું. જમીનથી ઠેઠ છાપરાલગી લાગેલી થેલાની હારની હાર નોનો જોઈ રહી. " સહાનુભૂતિ તો સરસ બતાવી, નહીં?"

"થોડુક અનાજ ઓછુ મોકલીને થોડીક વધારે સક્રિય સહાનુભૂતિ બતાવી હોત તો ઠીક પડત "

"એટલે ?"

"એટલે શું ? આ તો કામદારોના હક્કની લડત છે પોતાનું મંડળ નક્કી કરવાનો પસંદ કરવાનો એમનો હક છે આખીએ દુનિયાના મૂડીદારો આ જંગ જોઈ રહ્યા છે જો ઇંગ્લેન્ડના કામદારો હડતાલ પાડે અને 'ખાદ'ની સામેના કારખાના બંધ કરાવે તો અહીના કારખાનાદારો પર પણ પ્રભાવ પડે અને આ લડતનો જલ્દીથી અંત આવે છે એ રીતે તો આપણેજ એકલે હાથે લડી લેવાનું રહે આપણે જે હેરાનગતી વેઠીએ છીએ તેમા તેમનો પણ હિસ્સો છે—આપણા છે એ તાજ એ લોક સહાનુભૂતિના સંદેશા મોકલે છે અનાજ મોકલે છે, લડત માટે પ્રોત્સાહન આપે છે પણ આપણી સાથે આક્રમણ સામે લડી લેવા બહાર નથી આવતા"

'એતો અંગ્રેજી રીત છે નહી બાપુ ? ઇંગ્લેડથી દૂરદૂર જંગ કરાવવા અને એમાથી લાભ ઉઠાવવો તે "

'તારો અભ્યાસ વધવા માડયો લાગે છે, નાનો " સસ્મિત બાપુએ કહ્યું

આયરીશ શહેરીદળનો જન્મ થયો. અને ક્રોયડન પાર્ક પર કેપ્ટન વ્હાઇટના હુકમ મુજબ કામદાર સંઘના સભ્યો ઘડીમાં જમણે તો ઘડીમાં ડાબી બાજુએ ઘુમતા. કેપ્ટન વ્હાઇટને કામમાં અને કવાયત શિખવવામાં થાક નહતો. લોકને કવાયત શિખવામાં થાક નહતો. એક કતારમાં કે દો કતારમાં, જમણે કે ડાબે ઘૂમીને બધા કવાયત કરતા. બીજા હુકમ મુજબ આ સ્વયંસેવક દળને બંદુકને બદલે લાહીના ટૂકડા આપવામાં આવ્યા. આનેજ બંદુક માની એમને કવાયત કરવાની હતી.

નોનો અને બાપુ ઉત્સાહભેર આ જોઇ રહ્યા હતા. વારંવાર બન્નેની નજર એક થતી અને બન્નેના મનમાં એક સાથે આવેલો અને અણઉચ્ચારેલો વિચાર સમજી જઈ બન્ને મલકાતા.

કુચનો હુકમ છૂટયો. છેલ્લી કતાર ચાલી ગઈ ત્યાં લગી રાહ જોઇ નોનો અને બાપુ પણ સામેલ થઈ ગયા. નોનોને સીટીથી વાગતી ગત પર કદમ મીલાવીને ચાલવામાં આનંદ પડતો હતો. કુચ લીબર્ટી હોલ પર આવી પહોચી. જીમ લાર્કીન અને બાપુએ ભાષણો કર્યા: સ્વયંસેવકોએ વફાદાર રહેવાનુ વચન આપ્યું. કેપ્ટન વ્હાઈટે વેરાઇ જવાનુ ફરમાન આપ્યુ. બધા ટૂકડીમાથી અલગ થયા; પણ કોઈ ત્યાંથી હટયું નહીં.

"કવાયત ન કરતા હોય અને ઉંઘતા કે ખાતા ન હોય ત્યારે અહીંજ ઉભા રહે છે." બાપુએ કહ્યુ.

"એ તો અંતરનો પ્રેમ..." નોનો બોલી ઉઠી.



"નોનો તારે હત્યારા રવિવારની વાત સાંભળવી હતી ને? લે ઓય તને બધી વાત કહેશે. મારી જરૂર પડે તો હું નં. ૭માં છું." બાપુએ એક ઠીંગણા, શામળા પણ અતિ ચપળ દેખાતા માણસ સાથે નોનોની ઓળખાણ કરાવતાં કહ્યું.

નોનો હસી અને બેઉ સામું જોતી ઉભી રહી. વાત કેમ શરૂ કરવી એની બેમાંથી એકને ગમ પડતી નહતી. અને એક બીજાના શરમાળપણા પર અને ગભરામણ પર બન્નેએ હસી દીધું.

"મારે તો ઓ'કોનેલ સ્ટ્રીટમાં થએલા ભયંકર લાઠીમાર વિષે જાણવું છે. કોઈએ એને નજરે જોયો હોય અને પ્રેક્ષક હોય એવા પાસેથી નહીં પણ જે એમાં હોય એવા પાસેથી. હવે તમારી વાત કરો" નોનો છેવટે બોલી.

"એ લાઠીમાર કરતાં તો એ લાઠીમારથી કેમ બચવું એના ખ્યાલમાં જ હું તો ગૂંચાયો હતો."

"કેટલો ભયંકર હશે?" લાગણીપૂર્વક નોનો બોલી.

"ભયંકર શબ્દ પણ હળવો છે. તમે જાણતા હશો કે સભા ગેરકાયદે જાહેર કરવામાં આવી હતી. પણ જીમ લાર્કીને તો કહી દીધું કે સભા કરવાની. ઓ'કોનેલ સ્ટ્રીટ પર ખૂબ ભીડ હતી. મારા જેવા ત્યાં જનારા કે તમાશો જોવા આવનારની નહીં, પણ દેવળમાંથી ઘેર પાછા ફરનાર લોકની ભીડ હતી. અને સ્તંભથી માંડીને તે ઠેઠ બાવલા લગી પોલીસની કતાર લાગી હતી. જ્યાં નજર પડે ત્યાં પોલીસ દેખાય. કાંઈ મેજ કે ખુરશીનું તો ઠેકાણું નહતું. એટલે અમે તો બધા આમ તેમ ફરતા હતા અને થોડીવારે પોકારો કરતા. અચાનક જ મર્ફી હોટલની એક બારી ખૂલી અને કોઈ દાઢીવાળો માણસ છજામાં આવીને બોલવા લાગ્યો. એ શું કહેતો, તો તેની તો મને કાંઇએ ગમ ન પડી. આ વિદુષક કોણ હશે એનો ખ્યાલ કરતો હતો ત્યાં તો ચીચીઆરી આવી: અરે આતો લાર્કીન. અને પોકાર કરતા અમે હોટલ તરફ ગયા. આજ વખતે વીસેક પોલીસો હોટલમાં ઘૂસી ગયા. થોડીક મીનીટમાં જ એ લોક લાર્કીનને લઈને બહાર આવ્યા. ટોળું તો એમની આજુબાજુ ફરીવળીને મશ્કરી કરવા

લાગ્યું. બધાએ લાર્કીનને પ્રોત્સાહન દેતા અને પોલીસની ઠઠ્ઠા મશ્કરી કરતા. ત્યાં તો એક અવાજ આવ્યો : પોલીસે લાઠી ઉગામી છે બીજી જ પળે પોલીસોએ અમારા ઉપર હૂમલો કર્યો. ટોળામાંથી જવાનો મેં યત્ન કર્યો પણ ટોળું ખૂબ મોટું હતું. ભીડમાંથી બહાર નીકળવું મુશ્કેલ હતું. અને આજુબાજુ લોકનાં માથાં પર પડતી લાઠીઓનો નાનો થડકાર સંભાળતો. બૂમ, ચીસો, ખરાડાથી ચોક ભરાઇ ગયો લાગતો. ચારે બાજુથી પોલીસે ઘેરી લીધા હતા. બહાર જવાનો રસ્તો જ નહતો. પાછળ તો ઘાયલ થએલા રસ્તા પર પડયા હતા કેટલાક નિશ્ચેત પડયા હતા. કેટલાક દરદથી અમળાતા હતા. અમારામાંથી કેટલાકે પોલીસને હંફાવવા ધાર્યું અને પ્રીન્સેસ સ્ટ્રીટમાંથી બહાર નીકળી જવા દોડયા. અડધે પહોંચ્યા નહીં હોઇએ ત્યાં તો પોલીસોનું એક બીજું ધાડું અમારા સામે ધસી આવ્યું. અમે બરાબર સપડાયા હતા. માથાં પર પડતી લાકડીઓના અવાજ અને ચીસો અને બૂમો સિવાય બીજું કાંઈ જ નહતું. હું તો ઓ'કોનેલ સ્ટ્રીટમાંથી જવાશે એ ઇરાદે નીકળ્યો. ત્યાર પછી મને કશું જ યાદ નથી. એ તો કતલ હતી. એ રાતે ઈસ્પીતાલો ભરાઈ ગઈ હતી."

"મારા પ્રભુ ! કેટલું ભયંકર ચિત્ર !" એમ વાતો કહેતો હતો તે સાંભળવા ટોળે વળેલા લોક પર નજર નાંખતાં નોનો બોલી. એણે ટોળામાંથી જુદા જુદા માણસોને ઓળખાવવા માંડયા. "આનું માથું ફૂટયું. આનું પણ. આ તો અઠવાડિયુ ઈસ્પીતાલમાં રહ્યો. આ ઘસડાઈને ઘેર ગયો." નોનો ફાટેલી આંખે સૌને જોઈ રહી. એ બધા પણ નોનો સામું જોઈ રહ્યા, પણ એમની નજરમાં તો આ જાણે મામુલી બનાવ હોય એવું વર્તાતુ.

ટોળાને છેવાડે ઉભેલી એક સ્ત્રી ભણી આંગળી ચીંધતાં એણે કહ્યું, "દારૂ પીધેલા પોલીસોએ આનું તો ઘર તોડી નાંખ્યું."

"ત્યારે ખંબર ઑવેલા એ બધા એ બધા સાચા ?" નીના પેર્થી સ્ત્રી પાસે ગઈ.

"અક્ષરેઅક્ષર સાચા એ ખબર હતા. હું તો એક દિ પણ નહીં ભૂલું. અલ્રિટ્રીટ અને એની આજુ બાજુ પોલીસ અને હડતાળીઆઓ વચ્ચે મારામારી ચાલતી હતી. એજ રાતે જીમનોલનનું પોલીસના હાથે ખૂન થયુ-પ્રભુ એના આત્માને શાન્તિ દે-અને બીચારા જેન બીનેને પણ એજ રાતે માર પડયો અને થોડા દિવસમાં એ મરી ગયો. પોલીસ ગાંડી બની હતી. હડતાળીઆઓના હુમલાથી એમને ગલીગુંચીઓ શોધવી પડી. બાળકો બારીઓમાંથી હડતાળીઆઓને ઉત્સાહ આપતા. એકાએક કેટલાક પોલીસો અમારી ચાલમા ઘૂસી ગયા. અને દાદર ચઢીને દરેક ઓરડામાં પેઠા. "મારી નાંખો" એટલાજ શબ્દ એ બોલતા અને સામે આવે એ ચીજ એ તોડી નાંખતા. મારા ઓરડામાં પણ એ લોક આવ્યા અને બધું તોડી ફોડી નાંખ્યુ. હું તો ખૂબ બીધી હતી અને એમના માર્ગથી દૂરને દૂર રહેતી. એક ઉંચો લાંબો પોલીસ ઓરડામાં કૂદી પડયો અને બૂમો પાડતો બધેજ લાકી પછાડવા લાગ્યો. મને તો લાગ્યુ કે મોતની ઘડી આવી લાગી. ત્યાં તો એ દોડી ભાગ્યો. અને હું બાધા જેમ એ ભાંગફોડ જોઈ રહી. આજુ બાજુના ભાંગફોડના અવાજ મેં સાંભળ્યાં કર્યા."

નોનો બેલફાસ્ટ પાછી આવી. લોકઆઉટના સમાચાર માટે એને છાપાં અને પત્રો પર જ આધાર રાખવાનો હતો. નોનોને અહીં જરામ ન ગોઠ્યું. ડબ્લીનમાં લડતની મધ્યમાં ઘૂમ્યા બાદ, સભાઓમાં જવું કે ભાષાના વર્ગમાં હાજરી આપવી એ બધુ કંટાળાભર્યું લાગતું. થોડાકજ ગાઉ દૂર, સ્ત્રી, પુરુષો, બાળકો લડત ચલાવતા હતા, પોતાના હક્કને માટે ટાઢ, તાપ, ભૂખ સહતા હતા, અને અહીં તો એની એજ જીવનની ઘરેડ ચાલતી હતી. છતાંય જીવવું હોય તો દરેકે કામ કરવું જોઈએ. અહીં તો એ રોજી કમાતી. ડબ્લીનમાં કશુંય નહતું. જો નોનોને મન ફાવે તેમ કરવા છુટ હોય તો તે આજે પણ ડબ્લીનમાં બાપુને સહાય દેતી કામદારોની લડતમાં મોખરે રહે. અહીં બધ તો એને ચિંતા કરવાની અને સહાનુભૂતિ મોકલવાનુંજ કામ હતું.

ડબ્લીનના કારખાનાદારો પર એ. ઈ. એ લખેલો ખૂલ્લો પત્ર એણે વાંચ્યો. સાહિત્ય જગતની આ દી સુપ્રસિદ્ધ વ્યક્તિએ ખુલ્લી રીતે આમ કામદારોનો પક્ષ લીધો એ જાણી એને ખૂબ આનંદ થયો. કારખાનાદારો પર એની શી અસર થાય છે એના એ વિચાર કર્યા કરતી. જીમ લાર્કિનની ઈંગ્લેન્ડ યાત્રાના સમાચાર જાણવા એ 'ખાઈ' ની પેલી પારના સમાચારપત્રો મંગાવતી અને એમાં બાપુએ બર્નાડ શો અને એ. ઇ. સાથે આપેલું ભાષણ વાંચ્યુ. એ. ઈ. ના ભાષણ પર એ ખુશ ખુશ થઈ ગઈ.

"ડબ્લીન વિષે મને લાંબા કાળથી વમવસો હતો. જોન મીચેલે એને નમાલાઓનું અને ગુલામોનું શહેર કહી એ ળખાવ્યુ છે. પણ આજે એક માણસ નીકળ્યો છે જેણે એ અંચળો હટાવી દઈ ડબ્લીનની સાચી આદમીઅતનું આપણને દર્શન કરાવ્યુ છે. પાંચથી પચ્ચીશ શીલીંગ પામનારા આ અજાણ્યા માણસોમા આખી માણમાઈ આવી ભરાઇ છે.

"સિદ્ધાંતને ખાતર ફના થનારાઓ કલ્પનાની સરહદ વટાવ્યા બાદ મળતા દોહલા છે. હું તો સાહિત્યક છુ. વિચારોનો આશક છું પણ મારી જીંદગીમાં હું સિદ્ધાન્ત ખાતર ફના થનારા થોડાકજ લોકના સંસર્ગમાં આવ્યો છું. છતા જ્યારે ડબ્લીનના માલીકોએ, બરતરફીની ધમકી બતાવી એ શરમજનક સોગંદ ખવરાવવાનો—કામદાર સંઘમા ન જોડાવા દેવાનો—પ્રયત્ન કર્યો ત્યારે હજારો માણસો. જેમને ટ્રાન્સ્પોર્ટ યુનિયન સાથે લેવા દેવા નહતા, ઘણા જેમને યુનિયન સાથે અંગત મતભેદ હતો, તેમણે એ હુકમ માનવાની ના પાડી પોતાનુ સ્વાતંત્ર્ય વેચી દેવાની, પોતાની હૃદયમૂર્તિઓ નષ્ટ કરવાની, પોતાના વિચારને તરછોડી દેવાની એમણે ના પાડી એમની પાસે હડતાલ વખતે મદદ આરૂ કંઇ બડોળ નહતું ઘણાને તો પોતાના ઉપર આધાર રાખનાર બૈરી છોકરા હતાં શાન્તિપૂર્વક, સ્થિર ચિત્તે, ભૂખે મરીને એમણે સ્વર્ગનો રાહ લીધો. ત્યાતામાં મુગા મુગાએ ઉભા રહે છે. એમના હૈયામા શી શી વેદનાઓ ભરી હશે એ તો કેવળ અંતર્યામીજ જાણી શકે. ડબ્લીનના છાપાંઓમા એ માટે એક શબ્દ નથી કોઈએ એમનાં વખાણ નથી કર્યાં: કોઇએ એમને શીરે તાજપોશી કરી નથી. છતાય આજના આર્લેન્ડના આ સાચા વીરો છે. એમના મેલા ઘેલાં, ફાટેલા, તૂટેલા વસ્ત્રોમા મને આત્માની ભવ્યતાના દર્શન થાય છે. આયર્લેન્ડની આશા અભિલાષા આજે આ ઝૂપડીઓમા વસનારાઓમા મુર્તિમંત બની છે. ગરીબોએ સદાએ એકબીજા પ્રત્યે હમદર્દી રાખી છે."

સાચું, તદ્દન સાચું. સાથે રહીને. સાથે ઉભીને. સાથે લડીને એમણે સાથે સહતા શિખી લીધુ છે. એ પાઠ એ લોક કદિ પણ નહી વિસરે. નોનો વિચારમા ઉભી રહી.

ૐ

નોનોને ખબર પડી કે ડબ્લીનના બનાવોથી એકલું એતુંજ

ચિત્ત વિહ્વળ ન્હોતું બન્યું. 'ફ્રિએના'ના વૃદ્ધ સભ્યો સાથે મળીને હોમરૂલ બીલના અલસ્ટરના સ્વયંસેવક દળ તરફથી થનારા વિરોધમાં, પ્રજાના એક ભાગનું ધ્યેય હોમરૂલ નથી અને આયર્લૅન્ડમાં પણ સ્વતંત્રતા માટે એક લડનારો પક્ષ છે એની વિસ્મૃતિ થશે એવી ચર્ચાઓ કરતા. હોમરૂલ એ સાચી સ્વતંત્રતા નથીજ એ બતાવવાના કાંક ઉપાય શોધાવા જોઇએ. હોમરૂલ એ તો ઇંગ્લેન્ડની, આયર્લૅન્ડ-પરનું પોતાનું પ્રભુત્વ જાળવી રાખવાની એક કપટજાળ છે, આ બધી વાતોમાંથી એક સ્વાતંત્ર્ય સંઘ સ્થાપીને આયર્લૅન્ડના જુવાના સ્રીપુરૂષોને વિમુખ થતા અટકાવવાનો નિર્ણય થયો. આમ યંગ રીપબ્લીકન પાર્ટી–સ્વાતંત્ર્ય પક્ષની સ્થાપના થઇ. કાયલ ઓરોનોને એનું નિવેદન લખ્યુ. પક્ષના આદેશ અને ઉદ્દેશ સમજાવીને આયર્લૅન્ડની જુવાનીને આ મહાન સાહસમાં સાથ દેવાનું નિમંત્રણ હતુ નોનોએ એનો ધ્વજ નક્કી કરી દીધો. બેલફાસ્ટના યુવાનોની આ ચળવળનો પડઘો આખા આયર્લૅન્ડમાં પડશે એમ એ સૌની આશા હતી.



નવેમ્બરમા નોનોએ એગ્નાને કહ્યું: "ઇમોનનો કાગળ છે. ડબ્લીનમાં રાષ્ટ્રીય મંડળોના પ્રતિનિધિઓની સભા થઈ ગઇ છે અને હવે જાહેર સભા બોલાવી મભ્યો નોધવાનું કામ ચાલવાનું છે. કેમ સરસ મમાચાર છે ને?

"આપણે ત્યાં જઇએ તો"? અલસ્ટરના સ્વયંમેવકદળનો એજ સચોટ જવાબ છે." એગ્નાની આંખ ચમકી ઉઠી.

"રેડમન્ડને આ બાબતમાં શું કહેવાનું હશે?" નોનો ને એગ્ના વાતો કરતાં કરતાં રસ્તે પડયા.

રાષ્ટ્રીય સ્વયંસેવક દળની સ્થાપના સારુ બોલાવેલી સભા ખૂબજ સફળ નીવડી. પહેલીજ રાતે ચાર હજાર નામ નોંધાયા. ઘણીએ વાર એ સ્વતંત્ર આયર્લૅન્ડના દુશ્મનનો, ખુલ્લી રીતે વ્યવસ્થિત થવાની અને કવાયત કરવાની છૂટ કેટલો વખત રહેવાની છે એનો ખ્યાલ કરતી. આજે એનો જવાબ એને જડી ગયો. અલ્સ્ટરના દળે ઈંગ્લેન્ડને આયર્લૅન્ડને કશીય આઝાદી આપતાં અટકાવ્યું હતું. ધાકધમકી આપી હતી. રાષ્ટ્રીય ભાવનાવાદીઓએ આનો જવાબ વાળ્યો હતો. એમના રાષ્ટ્રીય દળનો ઉદ્દેશ "આયર્લૅન્ડના રક્ષણ સારૂ એક સૈનિક દળ ઉભું કરવાનો અને આયરીશ સ્વાતંત્ર્યનું રક્ષણ કરી આયરીશ હકકની જાળવણી કરવાનો" હતો. હવે ઈંગ્લેન્ડને ખબર પડશે: નોનો મનમાં વિચારતી. રાષ્ટ્રીય દળ અડધે અટકશે તો નહીંને? રાષ્ટ્રીય દળ હથીઆર લેશે? આઈરીશ સ્વાધીનતા માટે લડતા હથીઆરબંધ આયરીશોને એ જોઈ શકશે?

આવે વખતે બાપુ દૂર દૂર બેઠા હતા! કાગળોથી જરાકે આશા આવતી નહીં. કેટલીએ વાર દિવસમાં નોનો વિચારતી: આ બાબતમાં બાપુ શું ધારતા હશે? અહીં હોત તો બધી વાત તો થાત!

"વિચાર કરો! અરે અમે તો જાણીએ છીએ. તમને એનો ખ્યાલ નથી, ભાગલા વિના પણ અત્યારે શું થાય છે તે જાણીલ્યો પહેલાં."

અને નોનોએ ઘરડાંઓએ કરેલી વાતો સાંભળી: દયાહીન મારની; પત્થરના યુદ્ધોની; પેપીશ હોવા બદલ ગૂલામી કરવાની પડેલી ટેરજની; વીસ હજાર ઓરેન્જવાસીઓની દયાપર જીવતા ત્રણું હજાર આયરીશોની; પેપીસ્ટોપર પડતા ધગધગતા અંગારાની.

"એ બધી વાતનો શો અર્થ છે? એ જાણવા માટે એ જીવવું જોઇએ." અને નોનોને એક પ્રસંગ યાદ આવ્યો. દુકાનમાંથી ખરીદીને એ બહાર નીકળતી હતી. ચિંથરેહાલ, ફિક્કો જણાતો, બેબાકળો બનેલો એક છોકરો ભરે શ્વાસે પાસેથી સીધો સીધે દોડયોજ જતો હતો. આજુબાજુ જોતો પણ નહીં. કયાં જવાનો છે, એનું શું થવાનું છે એના કશાજ ખ્યાલ વિના, કોઈ મહા ભયનો માર્યો, બુદ્ધિનો પ્રેર્યો એ દોડતો હતો. એના ડોળા જાણે કશુંજ જોઈ શકતા નહોય એમ સ્થિર હતા. એની પાછળ પચાસેક માણસનું ટોળું પડયુ હતું. કોઈ નંતું બોલતું કે નંતું ચીસ પાડતું. ખાલી દોડેજ જતા.

નોનોની પાસે ઉભેલો એક વૃદ્ધ રસ વગર શાંત ચિત્તે આ દોડ જોઈ રહ્યો હતો.

"શું છે આ?" નોનોએ પૂછયું.

"આ આયર્લેંડવાળા પેપીશની પાછળ પડયા છે."

"આહ. પકડીને પછી એને શું કરશે?"

"શું કરશે!" વૃદ્ધે નોનો સામે ફરી કોઈ અકથ્ય દર્દભરી નજર નોનો પર ફેરવી. વૃદ્ધ ફરીથી બોલ્યો: "શું કરશે?"

નોનોને લાગ્યું કે આ સવાલ પૂછવામાં એણે કાંઈ ગંભીર ગૂન્હો કર્યો છે.

મનમાથી એ ચિત્રની સ્મૃતિ દૂર કરવા નોનોએ માથું હલાવ્યું.



ફરીથી એકવાર ડબ્લીનના લોકઆઉટના સમાચાર આવ્યા. મજૂરો અને કારખાનાદારોની એક સભા થવાની હતી મજૂર પક્ષના સભ્ય આર્થર હેન્ડર્સને સમજુતીના કરારનો મુખ્ય મુસદ્દો ઘડયો હતો.

"કોઈ પણ કામદારને હડતાલની કામગીરી બદલ કનડવામ નહી આવે અને એક મહિનાની અંદર દરેક કામદારને પોતાની કામગીરી સોપવામા આવશે."

કામદારોની માગણીઓને ટેકો આપતુ એક નિવેદન આર્ચબીશપ વોલ્શે બહાર પાડયુ. બધાજ આતુર હૈયાથી પરિણામની રાહ જોતા હતા. જો સમાધાન થાય તો બાપુ નાતાલ ડબ્લીનમાજ ગાળશે જો સમાધાન નહી થાય તો ઘેર આવશે.

નોનોને લાગ્યુ કે બાપુને સમાધાનની ઝાઝી આશા ન હતી. આગલા અંકમાજ બાપુએ 'આયરીશ વર્કર'મા લખ્યુ હતું' "જો કોઈ પણ આ કરારનામા પર દસ્તખત કરશે (જો કદિપણ એના ઉપર દસ્તખત થાય તો) અને જો કોઈને પણ આ શાન્તિના દૂત તરીકે ઓળખાવવામા આવશે (જો કદિ પણ શાન્તિ થાય તો) તો પણ સાચા વીરો અને સાચા વિજેતાઓ શોધવા તો તમારે ચાલીઓમા, અને કેદખાનાઓમાં જવું પડશે. સ્ત્રી, પુરૂષ, છોકરા, છોકરીઓ સૌએ અહી સહ્યુ છે—પોતાના વર્ગે સ્વાધીનતાની લડતમાં જીતેલા એક ખુરજના રક્ષણ માટે. એજ ખરા શાન્તિના દૂત છે, વીર છે, વિજેતા છે."

સમાધાન ન થયુ અને બાપુ ઘેર આવ્યા.



"સમાધાન નહીં થાય બાપુ?"

"લાગતું તો નથી. કનડગત નહીં કરવાનું વચન આપવા માલીકો રાજી નથી. અને એટલાને લેવાનો અર્થ એ કે થોડાકને હેરાન કરવાના છે. આથી લડતમાં ભાગ લેનારા સારા કામદારોને રોજી ન અપાય, આગળ પડી દુઃખ સહનારને એમ દુઃખ અને ભૂખને હવાલે કેમ કરાય? આજ સવાલ પર પરિષદ તૂટી ગઈ."

"તો હવે કાંઈજ આશા નથી?

"શું થાય? એ હાર્યા છે એવા સમાચાર કહેવાની છાતી નથી ચાલતી. આવા ભૂખમરા પછી, આવી યાતનાઓ પછી, બિરાદરોનાં મ્હોત પછી, ઘરબાર ઉજ્જડ થયા પછી પણ એમના માટે તો કદમ-બોસી સિવાય માર્ગજ નથી."

"બાપુ" નોનોની આંખમાં આંસુ હતાં.

"પણ એમનો જુસ્સો, ઉત્સાહ તૂટી ન જાય એવો કાંક રસ્તો કાઢવો પડશે. પરાજયની ભાવનાને બૂઠી બનાવી દે એવો માર્ગ શોધવો પડશે. કોઈ એમની મશ્કરી ન કરે એવો—એમને શરમાવે નહીં એવો, અત્યારે ભલે હાર્યા પણ હવે અમારી જીત છે એવી ખુમારી પ્રગટાવે એવો રસ્તો શોધવો પડશે."

"તમે નિરાશ થયા છો બાપુ?"

"હા." બાપુના મોમાથી નિસાસો નીકળી ગયો. "લાંબી, ગંભીર અને મજબૂત લડત બાદ આવા પરિણામથી નિરાશા જરૂર આવે હડતાલ સમિતિના બીજા સભ્યો પણ એમજ માને છે. હડતાલિયાઓની આ યાતના ચાલુ રાખવાનો કશો અર્થ નથી. હવે તો કાંક છૂટકારાનો માર્ગજ શોધવાનો છે અને તે પણ ખૂબ જલ્દીથી."

"બિચારૂં ડબ્લીન!" નોનો બોલી.

❦

# [૧૫]

જુવાન સ્વાતંત્ર્યવાદી દળે ભાગલા સામેનો પોતાનો પ્રચાર જારી રાખ્યો. દરેક સભામાં સ્વાતંત્ર્ય દળના સિદ્ધાંતોની સ્હમજાવટ થતી. કેથલ બ્રૉગ્રેનોન્, આર્ચી હેરોન, ડેવીડ ઓઇડ અને નોનો સભાઓમાં બોલતા, કોક કોકવાર જો કૉનોલી, ડેનીસ મેકકુલક અને વૃદ્ધ દળના બીજા સભ્યોને પોતાની સભાઓમાં બોલાવા નોતરતા.

એમની એક સભામાં અચાનકજ ડબ્લીનથી જૂના સ્વાતંત્ર્ય દળના સભ્યો આવી પહોંચ્યા. બધાએ ચર્ચામાં ભાગ લીધો. એક વૃદ્ધ સભ્યે કહ્યું: સ્વાધીનતાના યુદ્ધની જ્યોત પેઢી દર પેઢી ઉતરે છે. આપણું કામ પણ એ જ્યોત આપણા પછીની પેઢીને આપવાનું છે. નોનો આથી છેડાઈ પડી. આવેશપૂર્વક એણે જવાબ વાળ્યો: આપણું કામ એ જ્યોતનો વારસો આપવાનું નથી પણ આપણાજ જીવન દરમિયાન આઝાદી હાંસલ કરવાનું છે, અને કેવળ યુદ્ધની જ્યોતનો વારસો નહીં પણ આઝાદીનો વારસો આપવાનું છે.

જુવાનોએ નોનોના ભાષણને વધાવી લીધું. એમને લાગ્યું એમણે જૂના જોગીઓને એમની યોગ્ય જગા બતાવી દીધી.

"મેં ખરું કીધું ને બાપુ?" ઘેર જઈ બાપુને સભાની વાત કરતાં નોનોએ પૂછ્યું.

"એ તો તારા વિચાર પર આધાર રાખે છે."

"એ કેવી રીતે?"

"જો તુ એ માનતી હોય અને એ અમલમાં મૂકવા તૈયાર હોય તો જૂદી વાત છે. પણ જો તુ કેવળ એમા સારા બોલ આવે છે અથવા તો એ બોલવાથી અસરકારક બની શકશે એવા ખ્યાલે બોલતી હોય તો એનો કશો અર્થ નથી."

"બાપુ!"

"સહજ વૃત્તિથી જ ભાષણકર્તાને ખબર પડે છે સાંભળનારાઓને શુ પસદ પડશે તે. અને કેવળ મનોરંજન ખાતર પોતે એમા માને છે કે નહીં તે વાતને બાજુએ મૂકી એ બોલી નાખે છે. સાચો પ્રચારકામ કરનારો તો પોતે જે માને છે તેજ બોલે છે અને બોલે તેને અમલમા મૂકવા તૈયાર રહે છે."

"બાપુ, પણ મારે કાંઈ રાજદ્વારી વ્યક્તિ નથી બનવુ. અને આમે બોલતા આવડતુ નથી અને ખૂબ લાગી આવે કે ગૂસ્સો ચઢે ત્યારે જ કાંઈક બોલી નાખુ છુ."

"જરા વિચાર કરી જો." ગંભીર દેખાવાનો બાપુનો પ્રયત્ન નિષ્ફળ જતો હતો આંખની ચમકજ એમને દગો દેતી હતી.

"તારા એ બોલને પાળવા તું તૈયાર છે? કોઈકે સભામા જ ઉભા થઈ તને કાંઈ પૂછ્યુ હોત તો તેને તુ જવાબ દઈ શકત? જાણે છે? સવાલ અને જવાબ વચ્ચે જો અર્ધી મીનીટ પણ ખાલી જાય તો શ્રોતાજનોમા વક્તાની આબરૂ ધૂળમા મળે. બોલ."

"જો આપણી આખરીશ સ્વાધીનતાની ભાવના સાચીજ અને અંતરની હોય તો તો આપણે એ માટે કામ કરવું જોઈએ, લડવું

પ્રામાણિકતા એ એથી ચઢીઆતી છે અને જો પ્રામાણિકતાના ભોગે જ એક્તા સધાતી હોય તો એવી ભારી કિમ્મતે ખરીદવા જેવી ચીજ એ એકતા નથી ' ખરૂ ને ? "

" સાચુ " મલકાતા બાપુએ કહ્યુ

" અને આટલુ છતાય બાપુ તમે માનો છો કે રેડમન્ડ આવી શરત કરે તો સ્વયસેવક દળ એ સ્વીકારશે ? "

" ચોક્કસ "

" પણ શુ કરવા ? "

" એ રાજદ્વારી કુનેહ ગણાય છે, નોનો ! "

" રાજદ્વારી કુનેહ ! " કટાળીને નોનો બોલી " હુ કદિ પણ આ રાજરમતમા નહીં સમજુ "

' હા, કદાચ રમત નહીં સમજે પણ રમતના રમનારાઓને બરાબર સમજવા લાગી છે, નોનો "

બાપુ હસતા હતા

❀

' તમે ખરૂ કહેતા હતા બાપુ પેલુ રાજદ્વારી કુનેહનું રેડમન્ડે દળને આશીર્વાદ આપ્યા અને કાર્યવાહી પર એના સભ્યો બીગઠ્યા " થોડાક અઠવાડિયા બાદ નોનોએ બાપુને કહ્યુ

" હુ ધારતો' તો "

" મને તો ચિંતા થાય છે નાની બહુમતીએ એનો સ્વીકાર કર્યો એનો કશો અર્થ નથી એક્તાને પ્રામાણિકતાની પહેલા મૂકનાર પણ નીકળ્યા "

"નોનો, છતાંય પ્રમાણિકતાને પસંદ કરનાર"

"ઝાઝું નહીં નભે."

"ચોક્કસ."

"તો અત્યારની એકતાનો અર્થ?"

"કહ્યુ તેમ જ. રાજદ્વારી કુનેહ ખાતર એકતા થઇ. એમણે માન્યું કે વિરોધ નહીં હોય તો અસ્થાનો વિકાસ થશે."

"પણ રેડમન્ડના હુકમથી અંદર જનાર એના હુકમે બહાર આવશે એ ભય છે નહીં?"

"જરૂર છે."

"અને તૂટશે તે પણ અંગત કારણોસર, સિદ્ધાન્તના કારણે નહીં. એ પણ ભય ખરો ને?"

"કાર્યવાહીએ એ બધું ધ્યાનમાં લીધું હશે. અને એમ પણ હોય કે રેડમન્ડને કહે અંદર જનારા બધા ઓછા જ એના કહે બહાર નીકળી જવાના છે? એનો પણ વિચાર કરવો જોઇએ."

"હા. પણ કાંઈ ખૂબ આનંદ થવા જેવી વાત નથી."

"એક રીતે છે, નોનો."

"કઈ રીતે?"

"સ્વયંસેવકોને સજ્જ કરવા એક ફાળો ઉઘરાવવાનું નક્કી થયું છે. એટલે હવે વધારે પ્રમાણમાં પૈસા મળી શકશે. અલબત્ત સ્વયંસેવકોએ તકેદારી રાખવી પડશે કે એમને પૈસે ખરીદાએલાં હથીઆર એમના હાથમાં જ આવે."

"હં. આ પણ પેલી કુનેહની જ વાત હશે?"

"હોય પણ ખરી."

" " ફ્રિએના'ના અધિવેશન માટે નોનો અને એમના ડબ્લીન ગયાં. આ જ વખત એવું બન્યું કે નોનો ને એમના ડબ્લીનમાં હોય ત્યારે બાપુ બેલફાસ્ટમાં હોય. સાધારણ રીતે તો એથી ઉંધુંજ બનતું.

વરસાદ વરસતો હતો. 'મેડમ' (પ્રમુખ કાઉન્ટેસ માર્કીવીકસને ફ્રિએનાના સર્વ સભ્યો એજ નામે ઓળખતા)ના તંબુમાં બીજાઓના આવવાની આશા છોડીને થોડા બેઠા હતા. ત્યાં અચાનકજ બહારથી કોઈનો અવાજ આવ્યો. વરસાદની હેલીથી પણ એમનો ઉત્સાહ દબાયો લાગતો નહતો.

"મેડમ, ધારો, આજે અમે શું કર્યું હશે?" અંદર આવીને ફ્રિએનાના એક સભ્યે મેડમને કહ્યું. બધા તો એના સામુંજ જોઈ રહ્યા હતા.

ઝપાઝપી થઈ, લશ્કર આવ્યું અને ઘણાય માર્યાં ગયા, ઘણા ઘાયલ થયા. તમે કાંઈ જ નથી જાણતા ?"

"ના, કંઈ જ નથી જાણતા." મેડમ બોલ્યાં. "જરા નિરાંતથી ખબર પડે."

"સાંભળો ત્યારે. અઠવાડિયા પહેલાં અમને આજે અમુક જગાએ હાજર થવાનો હુકમ મળેલો : કાંક ખાસ કામ છે એમ કહેવામાં આવેલું. આજે સવારે અમે ગયા ત્યારે અમને આ દંડા આપવામાં આવ્યા. અમારા ગાડામાં અમે એ બધા દંડા મૂકી દીધા અને પછી અમને સ્વયંસેવકો સાથે હોર્થ જવાનો હુકમ મળ્યો. કોણ જાણે કેમ પણ અમને લાગતું હતું કે આજે બંદુકો મળવાની છે. પણ કેવી રીતે મળવાની છે તેની કોઈને જ ખબર ન હતી. અમારા સિવાય સ્વયંસેવક દળના અફસરોને અમારા ગાડામાં શું છે તેની જાણ હતી. દળના સભ્યો આખોયે વખત ગાડામાં શું છે તેનો ખ્યાલ કરતા.

"હોર્થની નજદિક પહોંચ્યા ત્યારે બે જણા અમારી પાસે દોડતા આવ્યા અને જલદ ચાલે આગળ વધવાનું કહ્યું. દળવાળા તો કંટાળ્યા હતા. પણ જ્યાં 'બંદૂક'નું નામ પડયું ત્યાં ઉલટભેર દોડયા. બંદરે પહોંચ્યા. એક વહાણમાંથી બંદૂકો ઉતારવામાં આવતી હતી. અમારી પહેલી જ નજર બંદુક પર પડી ત્યારનો અમારો આનંદ તો તમારે કલ્પી લેવો જોઇએ. પછી તુરત જ ચૂંટેલા માણસોને પેલા દંડા આપવામાં આવ્યા અને જો પોલીસ કશી પણ હરકત કરે તો દંડાનો ઉપયોગ કરવાનું પણ ફરમાન કરવામાં આવ્યું. દરેકને બંદૂક આપવામાં આવી. વધી એટલી મોટરમાં શહેરમાં પહોંચાડવામાં આવી. કારતુસો પણ એમજ મોકલી દેવામાં આવ્યા. અમારૂં ગાડું પણ કારતુસોથી ભરી દેવાયું. એક પણ કારતુસ માણસને આપવામાં આવ્યો નહીં."

"બંદૂક આપવી અને ગોળી ન આપવી એ પણ એક મજાક જ ને! હુમલો થાય પણ તમે જવાબ વાળી ને શકો!" સાંભળનારામાંથી એક આવેશમાં બોલી ઉઠયો.

"તમારા પર હુમલો ક્યાં થયો?" મેડમે પૂછ્યું.

"બેત્રણ જગાએ. ક્લોન્ટાર્ફ નજીક આવ્યા ત્યારે લશ્કરી સિપાહીઓ અને પોલીસ બન્નેનો ભેટો થયો. બંદૂકો અને કારતુસો આંચકી લેવા એમણે પ્રયત્ન કર્યો. અમારી પાસે તો કેવળ લાકડી જ હતી, છતાંય અમે એમને હઠાવી દીધા. લડતા લડતા અમે અમારો રસ્તો કર્યો. લોક તો અમારી પાછળ પાછળ આવવા લાગ્યા. થોડેક દૂર સિપાહીનું નવું ટોળું આવ્યું. અને એમણે ગોળીબાર કર્યો. કોણ મર્યું તે જોવા પણ અમે રોકાઈ ન શક્યા. બંદૂકો અને કારતુસો સહીસલામત પહોંચાડવાના હતા. કેટલાક મૂવા. ઘણા ઘવાયા, કોઈ કહે છે કે પાંચ મરી ગયા. કોઇ વધારે કહે છે. કોઈ કહે છે સ્ત્રીઓ પણ મૂઈ."

એગ્ના અને બીજી છોકરીઓ પણ ડબ્લીનમાં જવા ઉતાવળી થઈ હતી. ત્યાં તો એક મોટર ત્યાં આવી. ફ્રિએનાનો એક અફસર જો રોબીન્સન અંદરથી ઉતર્યો.

"મોટરમાં વીસ બંદુકો છે અને મેડમના તંબુમાં મૂકવાની છે. સંભાળી લ્યો."

તક મળ્યાના આનંદમાં બધા મોટર ભણી દોડયા. જો રોબીન્સન બાજુએ ઉભો રહી આજુબાજુ જોતો રહ્યો. બબ્બે કરીને બધી બંદૂકો મેડમના તંબુમાં મૂકી દેવાઈ. બંદુકની લેવડદેવડના આનંદમાં ડબ્લીન ભૂલી જવાયું. અફસર ગયો. આપણે તો અહીં બંદુક સાચવવા રહેવું જોઈએ જ ને!

ત્યા તો એક પડોશીએ વહેમ ઘાલ્યો. પાસે જ એક પોલીસ સાર્જન્ટ રહેતો હતો એ ચાડી ખાય તો?

નોનો બીધી. પોલીસ આવે તો એ કે બીજી છોકરીઓ શું કરવાની હતી? ડબ્લીનમાં સ્વયંસેવક દળની કચેરીએ જવા એ તૈયાર થઈ.

ફ્રિએનાનો એક સભ્ય લાયમ ત્યાં દફતરમાં હતો. નોનોએ લાયમને બધી વાત કરી. લાયમે બે માણસને બંદુક લાવવા મોકલ્યા. બધી બંદુકોને મોટરમાં મૂકવામાં આવી. નોનોએ સૂચવ્યું: જો બધી છોકરીઓ અંદર બેસી જાય તો કોઈને પણ શંકા નહીં પડે.

બધી છોકરીઓ મોટરમાં ચડી બેઠી. બંદુકની સહીસલામતીના ખ્યાલમાં બધા પોતાને વેઠવી પડતી અગવડ ભૂલી ગયાં.



એજ રાતે બેલફાસ્ટના લોક તો પાછા ફર્યાં. નોનો અને એગ્ના માર્યા ગયેલાની સ્મશાનયાત્રામા સાથે દેવા રહી ગયા. ઇનામમાં મળેલી બે બંદુક બેલફાસ્ટ પહોંચાડવાની પણ જોગવાઈ કરવાની હતી.

બન્ને બહેનો 'મેડમ'ને ઘેર પહોંચી ત્યારે ત્યાં ઉભા રહેવાની જગા નહતી. મેડમ સાથે વાત કરતાં હતાં ત્યાં તો ટેલીફોનની ઘંટડી વાગી અને મેડમ વાતમાં ગૂંથાયાં.

'નોનો, લે તારા બાપુ બોલાવે.'

દોડતી દોડતી નોનો ફોન પાસે ગઈ. બાપુને પોતાનું પરાક્રમ કહી સંભળાવ્યું.

"લે હવે તો તારા ઘણા ઘણા સવાલોના જવાબ મળી ગયાને!...હાં પણ પેલી 'સોટીઓ' કેવીક છે?"

નોનો બાપુનો અર્થ સમજી ગઈ.

"થોડી ઘણી અહીં આણી શકાય તેમ છે?" બાપુએ પૂછ્યું.

"અમારી પાસે બે છે. અમે બેલફાસ્ટ સાથે જ લાવીએ છીએ."

"જો જો રસ્તામાં ગૂમાવતાં નહીં."

"સારૂ."

"લે, એના બાપુ તો બંદુકો બેલફાસ્ટ લાવવાનું કહે છે!"

"લઈ જઈશું. એમાં શું?"

શહીદોની સ્મશાનયાત્રાથી ડબ્લીન ખળભળી ઉઠયું. પાંચ નનામી પાછળ હજારો લોક ચાલતા હતા. હજારો સડકની બન્ને બાજુએ ઉઘાડે માથે ઉભા રહ્યા. બંદુકને ઉલટી પકડીને ચાલતી સ્વયસેવક દળની ટૂકડીએ આખા ડબ્લીનનું ધ્યાન ખેંચ્યુ.

યાત્રામાં ચાલતાં ચાલતાં નોનોને લાગ્યું કે આયર્લેન્ડના ઇતિહાસમાં હવે ક્રાન્તિકારક ફેરફાર થવાની શરૂઆત થશે. દરેકના મનમાં અલસ્ટરવાસીઓ પ્રત્યેની અને રાષ્ટ્રવાદીઓ પ્રત્યેની

સરકારની વર્તણુકના ભેદનું ભાન આ યાત્રા જોઈ દરેકના મનમાં વસી જશે કે હજુએ ઈંગ્લેન્ડ બંદુક અને ગોળાથીજ રાજ ચલાવવા માંગે છે. સ્વરક્ષણ સારૂ રાષ્ટ્રવાદી બંદૂક ઝાલે એ પહેલાં ઈંગ્લેન્ડ એને વીંધી નાંખશે.

ગંભીર ચહેરે, નિશ્ચિત ભાવથી ઉન્નત મસ્તક રાખી યાત્રામાં ચાલનાર સૌને જોઈ તેનોને ખાત્રી થઇ કે સૌના મનમાં ઈંગ્લેન્ડ એ આયર્લૅન્ડનુ દુશ્મન છે એ વાત વસી ગઈ છે.

સરકારને પણ જાગ્રત થએલા પ્રજામતનુ ભાન આવ્યું. બધા જ લશ્કરી સિપાહીઓને બેરકમાંજ રાખવામાં આવ્યા. એ સાંજે ,ડબ્લીનની સડકો પર એક પણ લશ્કરી સિપાહી નજરે નહોતો ચઢતો. આમ છતાંય ગોળીબહાર કરનાર લશ્કરી ટૂકડી પરથી લોકનો રોષ ઓછો કરવા આખી ટૂકડીને છાની રીતે ચુપકીદીથી ડબ્લીન-માથી ખસેડી દેવામા આવી.



# [૧૬]

ઇંગ્લેન્ડે યુદ્ધ જાહેર કર્યું. નોનો જલ્દીથી બેલફાસ્ટ ગઈ. બાપુ સાથે આની ચર્ચા જરૂર કરવી જે જોઇએ. આપણે હવે શું કરવું? રૅડમન્ડ શું કરશે? આપણે કશી જ તૈયારી કરી શકીએ તે પહેલાં જ આપણને ઘસડવામાં આવશે? વખત પડે કામ કરવા લોક તૈયાર થશે? 'ઇંગ્લેન્ડની મૂશ્કેલી એ આયર્લેન્ડની તક' એ સમજતાં લોકને સમય જશે? આ લડાઇનો આયર્લેન્ડ સારુ શો અર્થ?......પણ ગાડી કેટલી ધીરે ધીરે ચાલતી હતી! લોકના દિલમાં શું હતું તેની તેને ખબર ન હતી. સ્વાતંત્ર્યવાદીઓના મનની વાત એ જાણતી, પણ બીજાઓનું શું? એ બધા પણ એ જ મત સ્વીકારશે? થોડાકને સંતોષવા ઇંગ્લેન્ડ 'હોમરૂલ બીલ' પસાર કરી દેશે? એમ થાય તો અલ્સ્ટરવાળા શું કરશે? સામ્રાજ્યની વફાદારી એથી જોખમાશે? એમ થાય તો ઇંગ્લેન્ડને મદદ કરવાની એ લોક ના પાડશે? ઇંગ્લેન્ડના દુશ્મન બને તો અલ્સ્ટરવાસીઓ સાથે હાથ મીલાવવાનો વિચિત્ર સંજોગ તો આયરીશો માટે પેદ નહીં થાયને? સવાલ! સવાલ! જવાબ તો એ જાણતી નથી અંગ્રેજને માટે હોય એના કરતાંય આયરીશને માટે આ કટોકટીની પળ હતી. બાપુ તો ડબ્લીન જશે. કદાચ ત્યાંજ રહેશે. અને કાગળમાં તે કેટલું લખાય?

"તમને લાગે છે બાપુ કે આ વખતે આપણે લડત ઉપાડી શકીશું?"

"ઉપાડવી જ જોઇએ નોનો. અમારી પેઢીએ એક અવસર તો જવા દીધો. બોઅર યુદ્ધ વખતે આયર્લેન્ડમાં કાંઈ પ્રયત્ન જ ન થયો. નસીબ જોગે જ બીજી તક મળી છે. એનો લાભ ઉઠાવી નહીં શકીએ તો કાયમની કાળી ટીલી કપાળે ચોંટશે. બીજી વાર કોઈ અવસર પણ નહીં આવે."

"પણ આપણી તૈયારી નથી."

"કરી લેવી જોઇએ."

"વખત મળશે?"

"આ કાંઈ તરતમાં પતી જાય એવી લડાઈ નથી નોનો. આ યુદ્ધ તો લાંબો કાળ ચાલશે. બોઅર યુદ્ધ પણ વર્ષો ચાલ્યું'તું અને એ બાપડા તો મુઠ્ઠીભર હતા. હવે તો યુરોપના બધાં દેશો પોતાની જંગી તૈયારીઓ અને લાવલશ્કર સાથે જુદ્ધે ચડ્યા છે. યુદ્ધ જરૂર લંબાશે. આપણે તૈયાર થઈ જઇએ ત્યાં લગી તો જરૂર."

"પણ આપણે તૈયાર શી રીતે થઇએ? લોકને તૈયાર થવાની જરૂર અને ઉપયોગિતા સમજાવી કેમ શકીશુ?"

"બહુ રીતો છે નોનો. અને માણસ એટલી રીત આપણે અજમાવીશું. પ્રથમ તો આપણે અનાજને બહાર જતું અટકાવવા એક રાષ્ટ્રીય હિલચાલ શરૂ કરવી પડશે. અંગ્રેજના લશ્કર કરતાં આયર્લૅન્ડના કામદારને રોટીની વધારે જરૂર છે. ઈંગ્લૅન્ડની આ લડાઈ સાથે આપણે કશો જ સંબંધ નથી. લશ્કરની ભરતી થતી આપણે અટકાવવી જોઇએ. જ્યાં ત્યાં જણાવી દેવું જોઇએ કે ઈંગ્લૅન્ડ સિવાય આપણે બીજો કોઈ જ દુશ્મન નથી. ઈંગ્લૅન્ડની

દોસતનો જ્યાં ત્યાં લાભ લઈ લેવો. વિરોધ અને હૂમલાનો સામનો આપણે કરવો પડશે. પણ જો આપણે એક ચિત્તે કામ કરીશું તો જરૂર ફતેહ મેળવીશું." ।

. "તો તો જરાય વખત બગાડવો ન જોઇએ. આપણે શી રીતે શરૂ કરીશું?"

"મેં તો ક્યારનીય શરૂઆત કરી દીધી છે."

"કેવી રીતે?"

"'આયરીશ કામદાર' માટે એક લેખ લખી કાઢ્યો છે. આયર્લેન્ડના ભૂખ્યા કામદાર કિસાનોને પેટ પૂરતા અનાજની જોગવાઈ ન થાય ત્યાં લગી અનાજનો એક દાણો પણ બહાર ન મોકલવા માટે આખા દેશમાં પ્રબંધ કરવા એક રાષ્ટ્રીય સમિતિની સ્થાપનાની સૂચના એમાં કરી છે."

"છે તમારી પાસે? મારે વાંચવો છે."

"લે."

નોનોએ લેખની નકલ પહેલાં તો શાંતિપૂર્વક વાંચવા માંડી; પછી તો સહજ આનંદોદ્ગાર નીકળવા લાગ્યા અને છેવટે લગભગ ચીસ પાડીને નોનો બોલી:

"ખૂબ સરસ બાપુ, તમે એ વાત ભૂલ્યા નહીં એ મને બહુ ગમ્યું."

"કઈ વાત તને આટલી ગમી ગઇ?" નોનોના આનંદે રાજી થતાં બાપુએ પૂછ્યું:

"આ, સાંભળો."

"પરિણામના ખ્યાલે આપણે પીછેહઠ ન કરવી જોઈએ. દેશના ઇતિહાસના કટોકટીના પ્રસંગે હાથ જોડીને ઉભા રહેનાર, અને

રોજ–બ–રોજ માર્ગદર્શન માટે પ્રાર્થના કરનાર નબળા પામરો, દૂર હટી જજો. આયર્લેન્ડના જુવાનો મેદાને પડજો. આજ એક જવાબ છે. આ જ એક વ્યવહારૂ નીતિ છે.

"આમ શરૂ કરીને આયર્લેન્ડ એક એવી પ્રલયશિખા પ્રગટાવી શકશે, જે છેલ્લામાં છેલ્લા સિંહાસનને અને છેલ્લામાં છેલ્લી મૂડીવાદી જંજીરની કડીને બાળી ઝાળીને ખાક કરીને જ ઓલવાશે. યુદ્ધદેવની નનામી પર એ સૌની આહૂતિ દેશે.

"અવસર આવી લાગ્યો છે. ઘડી પોકારી પોકારીને માંગે છે–સ્વયંસેવક દળમાંથી કે બહારથી જે જે સાચા પ્રમાણિક તત્ત્વો હોય તેમણે એકઠા મળી આયર્લેન્ડને, આયર્લેન્ડના અનાજને, આયર્લેન્ડના લોકને રક્ષવા પગભર થવુ."

"ખૂબ સરસ બાપુ. હજુ તો ઇંગ્લેન્ડને લડાઈ જાહેર કરે એક અઠવાડિયુ જ થયુ ત્યાતો તમે તાત્કાલિક કામનો નિર્ણય કરી દીધો. ઇંગ્લેન્ડના યુદ્ધની શેતરંજના પ્યાદા બનવાની તમે ના સુણાવી દીધી, પ્રજાના સ્વમાનને આદેશ દઇ આયરીશ માટે આયર્લેન્ડની પ્રેરણા તમે આપી દીધી."

"બધેજ આવો આવકાર મળે તો બહુ સારૂ. આ કરોકટીમા આપણો ખ્યાલ શું છે એજ આમાં તો બતાવ્યું છે. અંતમાં તો આયર્લેન્ડની મુક્તિ ખાતર ક્રાન્તિકારી કામદાર અને રાષ્ટ્રીવાદી ખભે ખભો મીલાવી લડતા હશે. ભૂલતી નહીં નોનો. અપાર શ્રદ્ધા અને સતત કાર્ય વિના આ શકય નથી. વિરોધીઓના હૂમલા સહન કરવાની શક્તિ આપણે કેળવવી પડશે. એ કાંઈ સહેલ નથી. આ લડત ધીરી, સતત, હૈયુ ભાગી નાખે તેવી થવાની છે અને અંત...અંત..."

"આપણે આપણા ધ્યેયે પહોંચી શકીશું બાપુ." ટટાર થઈ ખભા સીધા કરી નોનો બોલી.

"કોણ જાણે? કોણ જાણે?" બાપુ લગભગ સ્વગત બોલ્યા.



"ઇંગ્લેન્ડે હોમરૂલ બીલ પસાર કરી દીધું." નિરાશ અવાજે નોનો બોલી, "અને રાષ્ટ્રવાદીઓને ગજી કર્યા અને ઓરેન્જવાસીઓને દુભાવ્યા, પણ આ કાયદાનો અમલ યુદ્ધનો અંત આવ્યા પછી થાય એમ ઠગવીને, ઓરેન્જવાસીઓને ગજી કર્યા અને રાષ્ટ્રવાદીઓને દુભાવ્યા."

"સાચવજે નોનો. કાક શબ્દ રમતમાં સપડાઈ ન જતી."

"અને સરકારની આ કપટજાળમાં ફસાઈ જનારી ભોળી માછલીઓ પણ મળી રહેશે."

"ધીરે–ધીરે."

"અને આ ઉદાર કાર્યના બદલામાં રેડમન્ડે સ્વયસેવક દળનો સાથ ઇંગ્લેન્ડને આપવાનું કબુલ્યું ઇંગ્લેન્ડના પ્રધાન આયર્લૅન્ડ તો આપણું રતન છે એમ કહી આપણું અપમાન પણ કરે છે. રેડમન્ડને આમ કરવાનો શો હક હતો?"

"પોતાનો બોલ એ પાળી શકશે?" હસીને બાપુએ પૂછ્યું.

"તમે કેમ હસો છો? હસવા જેવું શું છે આમાં?"

"રેડમન્ડ તો આપણને ઘણું અને ફાતરા અલગ કરવામાં મદદ કરી રહ્યો છે. જે એના સાથીઓ નહિ એ એના વિરોધી છે અને એના વિરોધી એ ઘણે ભાગે આપણા સાથી થશે."

"પછી એ શું કરશે?"

"પોતાનો બોલ પાળવા અને બ્રિટિશ લશ્કરમાં ભરતી કરાવવા ફરવું પડશે અને એની કારકિર્દી ખતમ થશે. આપણે તો યુદ્ધ-વિરોધી અને ભરતી-વિરોધી વાતાવરણ જમાવવું પડશે. રેડમન્ડને સાથ દેનારા ઇગ્લૅન્ડને સાથ દે છે અને આયર્લૅન્ડની ગુલામી ટકાવી રાખે છે; આપણે આયર્લૅન્ડની મુક્તિ માટે લડીએ છીએ એ આપણે પ્રજાને જણાવવુ પડશે."

"તમને તો બધામાંથી કાંક ને કાંક હસવા જેવું મળી રહે છે બાપુ."

"જો બધી વાતો ચોખ્ખી થતી હોય અને પ્રજા આગળ શુદ્ધ સ્વરૂપે આવતી હોય તો આનંદવા જેવી વાત છે. આપણી કેટલી બધી મહેનત એથી ઉગરી જાય છે!"

"હા, યુદ્ધવિરોધની વાત કરી તો મને યાદ આવ્યુ. ગયા રવિવારની સભામાં તમે એમ કેમ કહ્યું કે તમે કહેતા હતા તે તમારા જ વિચાર હતા, કામદાર પક્ષને એ સાથે કાંઈ જ લેવા-દેવા ન હતા?"

"પક્ષના કેટલાક સભ્યોને લાગે છે કે એ અજુગતું છે. કામદાર પક્ષના પ્રચાર વિષે કાંક વિચિત્ર ખ્યાલ છે. એમને લાગે છે કે કામદારોના જીવનની કટોકટીભરેલી પળે પણ મારે યુધ્ધ વિષે મૌન સેવવું."

"જો અહીં બત્તીના થાંભલા ઉપર લગાડીએ. પછી એને વાંચીએ. કોઇ પોલીસ આવી ચઢશે તો વાંચવા બદલ થોડો જ કાંઈ દહી શકવાનો છે? મેં તો થોડા શબ્દોજ વાંચ્યા છે. તારે વાંચવું છે!"

બધાએ હા ભણી અને જલ્દીથી થાંભલા નજીક પહોંચી ગયા. ટોનીએ થાંભલે પત્રિકા ચોંટાડી. બાકીના બધા આજુબાજુથી કોણ આવે છે એની તકેદારી રાખવા લાગ્યા.

"ચાલો પત્યુ. પીછી મેં મૂકી દીધી ગજવામાં અને લારીનો કાગળ ફેંકી દીધો."

બત્તીના અજવાળે એમણે વાંચવા માંડયું:

યુધ્ધ!

એટલે?

"આ યુધ્ધની આ શહેર અને દેશના કામદાર કિસાન વર્ગ પર શી અસર થશે તે જરા વિચારો."

"અનાજ અને રોજની વપરાશની ચીજોના ભાવ વધશે. તમારી રોટીના એક એક ટૂકડામાં તમારે યુધ્ધ માટે ભરણું ભરવું પડશે. જો તમે ગરીબજ હશો તો તો યુધ્ધથી તમારે ભૂખ્યા રહેવું પડશે. હજારોને અડધા ભૂખ્યા રહેવું પડશે. ઠંડીમાં થથરવું પડશે. એમનાં બાળકોનું ટાઢમાં રક્ષણ કરવા સાધન વિના રહેવું પડશે."

"તારા બાપુએ લખ્યું છે આ એમના?" ટોનીએ પૂછયું.

"મને ખબર નથી. તું જાણે છે નોનો?"

"ના."

"જાણતી નથી કે કહેતી નથી?"

"લાગે છે તો તારા બાપુ જેવું. પણ આગળ વાંચીએ."

"કેટલાક આશા સેવે છે: યુધ્ધ પખવાડિયામાં પૂરૂં થશે. બોઅર યુધ્ધ માટે પણ એમની એવીજ ધારણા હતી. પણ તે ત્રણ વર્ષ ચાલ્યું. અને આ યુધ્ધ આગળ બોઅર યુધ્ધ તો કાગળની તોપ જેવું લાગશે. અત્યારે પણ લોર્ડ કીચનર તો કહે છે કે રંગરૂટે ત્રણ વર્ષ રહેવું પડશે."

"અને એને તો ખબર હશેજ."

"ઇગ્લેન્ડની દગાખોર સરકાર સિવાય આપણો કોઇ પરદેશી શત્રુ નથી. પોતાને ખાતર તમને મરવાનું કહેતાં કહેતાં પણ સ્વાતંત્ર્યની તમારી માંગણીનો એ જવાબ નથી દેતી.

"સ્વયંસેવકો ! ગુલામીનું ઝેર તમારી રગેરગમાં એટલું વ્યાપી ગયું છે કે તમારા દેશને દુનિયાના સ્વાધીન દેશોમાં સ્થાન ન લેવા દેનાર ઇગ્લેન્ડની દગાખોર સરકારને વફાદારીના તમે ગીત ગાશો ? એનો વાવટો ફરકાવશો ? એને ખાતર જાન દેશો ?

"બેલફાસ્ટની બહેનો ! તમે તમારા પિતા, પુત્ર, ભાઇ, પતિ, પ્રિયતમ, સર્વને, જે સામ્રાજ્યે ઉઘાડી આંખે ઓરેન્જવાસીઓને તમારી વિરૂધ્ધ હથીઆરથી સજ્જ થવા દીધા પણ તમે હથીઆર આણવાની વાત કરી તો નિઃશસ્ત્ર પ્રજાપર ગોળીબાર કરાવરાવ્યો તે સામ્રાજ્ય ખાતર જાન ગૂમાવવા મોકલશો ?

"બ્રિટન બેલ્જીઅમની સ્વાધીનતાની બાહ્યધરી આપે છે. અલબત્ત જેમ ઇજીપ્તની સ્વાધીનતાની ખાત્રી આપી એને ઓહિયાં કરી નાંખ્યું અને તેના શૂરવીર પુત્રોની કતલ કરી કે તેમને કેદખાનાની યાતના વેઠતા કરી મૂકયા તેમ. જેમ ઇરાનને સ્વાધીનતાનો વિશ્વાસ આપી પોતાના મિત્ર રશિયાને તેના ઉપર હુમલો કરવા અને ઇરાનની સ્વતંત્રતાને લોહીના સાગરમાં ડૂબાડી દેવામા ઉત્તેજના આપી હતી તેમ !

"બ્રિટન બેલ્જીઅમની સ્વાધીનતાનું હામી છે. આયર્લૅન્ડની સ્વાધીનતાનું હામી કોણ છે? સ્વયંસેવકો?

"આયર્લૅન્ડની જુવાની જાગે છે. ક્રાન્તિનું કરાળ સ્વરૂપ સામે ઉભું છે. નબળાઓ જેનાથી બીધા છે, શૂરવીરોએ જેના સારૂ જીવનધનની આહૂતિ દીધી છે તેને મારૂ, તૈયાર રહો."

સંતોષના શ્વાસ ચારે ગળામાંથી હવા પર ફેંકાયા.

"હવે ઇગ્લૅન્ડને ખબર પડશે." ટોની બોલ્યો.

"રેડમન્ડ શું કરશે?" એગ્નાએ પૂછ્યું.

"આપણો રાહ તો અંકાઈ ગયો." સીને કહ્યું.

"પણ આપણે તૈયારી કરવી જોઇએ." નોનો બોલી ઉઠી.



"ખબર પડી ગઇ. પેલી પત્રિકા બાપુએજ લખી હતી. આજના 'કામદાર'માં છે. હવે તો બાપુ ડબ્લીન રહેવાના છે એટલે એમના લેખોથીજ એમના મતની ખબર પડશે." નોનોએ એગ્નાને કહ્યું.

"આપણે પણ ડબ્લીનમાં હઇએ તો! કેવું મઝાનું!" એગ્ના બોલી. નોનોએ નિસાસો નાંખ્યો. "હા બનવા જેવું બધું ત્યાંજ બને છે."



"એગ્ના! એગ્ના" નોનો કાગળ વાચતા વાંચતાં જ બોલી ઉઠી. "જો આમાં રેડમન્ડને સ્વયંસેવક દળ સાથે થએલા ઝઘડાની વાત છે. ખબર છે ને રેડમન્ડે દળના સાથનું ઇગ્લૅન્ડને વચન આપ્યું હતું તે!"

"બાપુએ એ સભાની વાત લખી છે મારા કાગળમાં." બા બોલી.

"પોતાનાજ જીલ્લામાં હોવા છતાંય રેડમન્ડને ગાળો પડી અને કોઇએ પણ નામ ન નોંધાવ્યું."

"ઇમોનના કાગળમાં છે કે એ સભા પછી નગરચોકમાં એક સભા મળી ત્યાં કોઇએ 'દ્રોહી રેડમન્ડ' એવી બૂમ પાડી. અને પછી તો મારામારી થઈ. પછી મેન્શન હાઉસમાં એસ્કવીથ અને રેડમન્ડે રંગરૂટોની ભરતી માટે–"

અધવચ્ચેથીજ મા બોલી:

"એની વાત પણ છે મારા કાગળમાં. કહે છે કે જાહેર સભા હતી પણ જેની પાસે પ્રવેશપત્ર ન હોય એ દાખલજ ન થઈ શકે. છૂપી પોલીસવાળા જડતી લે. પણ 'શહેરી લશ્કરે' તો એસ્કવીથને જણાવી દીધું કે અંગ્રેજને સાથ દેવાની જરાય મરજી નથી. એમણે મોટું સરઘસ કાઢ્યું. વક્તાની મોટર આજુબાજુ બંદૂકવાળા સ્વયંસેવકોની કતાર રાખી અને ગામમાં બધે ફર્યું. મેન્શન હાઉસની નજીકજ એમણે પણ સભા કરી અને જેમ એક પછી એક વક્તાએ રેડમન્ડ અને એસ્કવીથની આ કામગીરીની ઝાટકણી કાઢવા માંડી તેમ લોકનો ઉત્સાહ વધવા લાગ્યો. અને સૌથી પછી બાપુએ જ્યારે સ્વતંત્ર આયર્લૅન્ડની ઘોષણા કરી ત્યારે તો લોકના આનંદનો પાર નહતો. ટેકો દેવા તો જાણે હાથનું જંગલનું જંગલ ઉગી નીકળ્યું."

"આહ! આપણે ત્યાં હોત તો! અહીં તો કશુંય જોવાનું નથી મળતું."

"ઇમોન કહે છે કે સભા પછી દળની કાર્યવાહીએ ઠરાવ્યું કે હવે રેડમન્ડ અને એના સાથીઓ સાથે એમને નહીં બને; અને જેમનું ધ્યેય આયર્લૅન્ડની સેવા હોય એ બધા સ્વયંસેવકોને રેડમન્ડને સાથ ન દેવાનો આદેશ દીધો."

"રેડમન્ડ અહીં બેલફાસ્ટ આવે અને યુનિયન જેક ફરકાવે તો શું થાય?" એગ્નાએ પૂછ્યું.

"ખબર છે કોક યુનિયન જેક ફરકાવ્યો સેલ્ટીક પાર્કમાં તે શું થયું તે? મોટુ હુલ્લડ મચી રહ્યું.""



નોનોના હૃદયમા રોષની આગ ભડભડ બળતી હતી. કાલે રેડમન્ડ બેલફાસ્ટમાં આવવાનો હતો અને રંગરૂટોની ભરતી વિષે પ્રચાર કરવાનો હતો. રસ્તાઓ એનુ સ્વાગત કરવા શણગારાતા'તા; ધુમ્મસ હતું; છતાય યુનિયન જેક અને મિત્ર ગન્યોના વાવટા છૂપાવ્યા છૂપતા નહીં જ્યાં તેનુ ભાષણ ગોઠવાયુ હતું તે જગાં આવતાં નોનોએ અંતરથી પ્રાર્થના કરવા માંડી "હે ઇશ્વિર, કાલે વરસાદ વરસાવ, જરૂર જરૂર જરૂર વરસાદ પડો."

સવારે નોનો જાગી ત્યારે વરસાદ પડતો હતો. વરસાદમાજ એ બહાર ગઈ. જ્યારે જ્યારે એની નજરે યુનિયન જેક ચડતો ત્યારે જાણે કોઈએ છરી હુલાવી દીધી હોય એવી કારમી વેદના એના મનમાં થતી.

"બાપુને બધુ લખી જણાવુ." કહી નોનોએ બાપુને કાગળ લખવા માડ્યો.

રવિવાર ૨ જી ઓક્ટોબર '૧૪

પૂજ્ય બાપુ,

હમણાં તમે ડબ્લીન છો એજ ઠીક છે. અહીં હોત તો તમે માનતજ નહીં કે તમે ફૉલ્સ રોડ પર રહો છે! તમને તો લાગત કે કોઈ જાદુગર તમારૂં ઘર ઉપાડીને શાન્ખીલ રોડ પર લઈ ગયો છે. આટલા યુનિયન જેક તો સર એડવર્ડ કાર્સનનાં માનમાં પણુ ટીંગાયા ન'તા. મોટા મોટા યુનિયન જેક અને છેવાડે નાનકડા લીલા વાવટા એમની શેખી અને આપણી અધોગતિનુ વર્ણન કયા શબ્દે કરૂં?

આખા રસ્તે ઇંગ્લેન્ડના વાવટા ફરકે છે. નસીબની વાત છે કે એકે આયરીશ ઝંડો લગાડ્યો નથી. જો હોત તો મને લાગે છે કે આવી દોસ્તી કરાવી આપવા બદલ બિચારો શરમનો માર્યો ઉંચું પણ ન જોતો હોત! મને તો પેલું ગીત યાદ આવતું હતું:

'ઇંગ્લેન્ડનો વાવટો ધૂળમાં મળો!' પણ રસ્તા પર તો એકલો કાદવજ હતો. આખીએ સવાર વરસાદજ પડયા કર્યો.

મારી એક બહેનપણીને મેં રેડમન્ડના આવવાની અને વરસાદની વાત કરી. એ કહે કે રેડમન્ડની સંભાળ લેવાનું ઇશ્વરને સોંપી દીધુ તો ઇશ્વર તો બરાબર શેતાની કરી લેશે. અને એણે શેતાની કરી પણ ખરી! આખો દિવસ વરસાદ જંપ્યો જ નહીં!

અને એમણે તો બીજી કાંઈ ગોઠવણ કરેલીજ નહીં! કેવું મજાનું? અને સભાનો કાર્યક્રમ માંડી વાળવો પડયો. બધાજ રેડમન્ડને દ્રોહી અને દગાબાજ કહે છે. પણ બહાર આવવાની હિમ્મત બહુ થોડામાં છે."

"લે વાંચ, એગ્ના, બાપુએ મુદ્રાલેખ તરીકે શું લખવા માડયું. તે." આયરીશ વર્કર બતાવતાં નોનોએ કહ્યુઃ અમે કોઈ રાજા કે કૈસરને જાણતા નથી. અમે તો આયર્લૅન્ડના સેવકો છીએ."

"બરાબર છે એમને તો એવોજ જવાબ દેવો જોઇએ." નોનો આતુરતાથી પાનાં ફેરવતી હતી. અચાનકજ એની નજર બેલફાસ્ટના પત્ર પર પડી. "એગ્ના!" નોનો બૂમ પાડી ઉઠી. "બાપુએ તો તારો કાગળજ છાપી માર્યો. બસ 'પૂજ્ય બાપુ' વિ. છેકી નાંખ્યું. એમને કાગળ ગમ્યો હશે એગ્ના?"

નોનોની આંખમાં સંતોષની ખૂમારી જણાઈ.

❧

દરમિયાન રાખવા માટે બંધાએલી. હવે ફ્રિઆનાના હાથમાં આવી અને ત્યાંજ આયર્લૅન્ડની સ્વાધીનતા માટે લડવાની તાલીમ અપાય છે. કેટલો ફેરફાર થયો ?"

"હા, ફેરફાર તો ખરો. તું પણ કવાયત કરે છે ?"

"હા પણ મને ઝાઝું ફાવતું નથી. ગઈ એંબ્યુલૅન્સ એઇડવાડિયેજ પરીક્ષા થઇ હતી અને મને તો પચાસમાંથી સાડત્રીસ જ ગુણ મળ્યા."

"કાંઈ ખોટા નહીં."

"મીસ કર્નીને તો ઓગણપચાસ મળ્યા."

"હં. તાત્કાલિક ઇલાજનું કોણ શિખવે છે ?"

"હું. મેં પહેલા ખાનગી શિખી લીધુ અને હવે બધાને શિખવું છું. એમાં તો ઝાઝું કહેવાપણું નથી."

"હં. પહેલાં ઘા કરતાં શિખો છો અને પછી એનો ઇલાજ કરતાં, કેમ એમજ ને ?"

"બાપુ આ વખતમા તો ડબ્લીનમાં રહેવું જોઇએ."

"એમ કેમ નોનો ?"

"અહીં તો બહુ કપરૂં કામ છે. ચારે બાજુ દુશ્મનો છે. હીબર્નીઅન્સ અને ઓરેન્જવાસીઓ બન્ને આપણા દુશ્મન અને તક મળે તૂટી પડે. ડબ્લીનમાં છે એવી કશી પણ સુરખી અહીં ન મળે."

"સુરખી ? એટલે શુ ?"

"જુઓ ડબ્લીનમાં તો તમે ગમે તે ખૂણે દેખાવો કરી શકો અને હજારોની સંખ્યામાં લોક તમને સાથ દે. એમના પ્રોત્સાહનથી અને સહાનુભૂતિથી કાર્યકર્તાઓમાં જીવન આવે. આશા બંધાય. અહીં

તો એવી કશી વાત જ ન મળે. અમારા જીલ્લામાં ગોંધાઈ રહેવાનું; અને ત્યાં પણ તમને દુશ્મનાવટ જ મળે. ત્યાં તો તમારા બળની સંખ્યા તમને જડેજ નહીં. અહીં તો અમારા કાર્યકર્તાઓને આખું ગામ જાણતું હોય. સહાનુભૂતિની જરાય અપેક્ષાજ નહીં. મન દૃઢ રાખીને દુશ્મનાવટભર્યા વાતાવરણમાં અમારે કામ કરવાનું. એક પળ અમારાથી એ ભૂલાય નહીં."

"હું જાણું છુ નોનો, અહીં પાગવાર મૂશ્કેલીઓ છે."

"બાપુ તમે જાણો છો ? કોક વાર રસ્તે ચાલતી હોઉં છું અને અચાનક જડબામાં સખત સણકો લાગે છે. ત્યારેજ ભાન આવે છે કે દાત કચડતી જ હું ચાલતી હોઉં છું."

સમજ અને સહાનુભૂતિમાં બાપુએ ડોકું ધૂણાવ્યું.

"બાપુ," નોનોએ મજાક કરવા માંડી, "આમ ને આમ ચાલશે તો તો હું કદ્રુપી બની જઈશ."

"નોનો, હુ બધું જાણુ છુ."

"કોક વાર તો અજબ ભૂત મગજપર સવાર થાય છે. ઓરડીમાં જઈ પૈસા ગણું છુ. અઠવાડિયામાં ખાસ વાપરવા જ પડે એટલા અલગ રાખી બહાર નીકળી પડું છું. એકાદેકને સાથે લઇ લઉં છુ. કોણ જાણે કેમ પણ એગ્ના, મોઇરા, આઇડીનને મારા ભૂતની ખબર પડી જાય છે અને એમને તો નવરાશજ હોય છે. ચાલતા ચાલતાં એકેએક આઇસક્રીમવાળાની દુકાનમાં જઇએ, મીઠાઈ ખાઇએ, ફળ ખાઇએ અને સીનેમા જોઈ થાકયાપાકયા અગીઆર વાગે ઘેર આવીએ અને પછી પસ્તાવો થાય."

ખુરશીને ટેકાને બાપુ હસતા હતા.

"આવું ભારેખમ માથું હરદમ ટકાવી રાખતાં આ ન્હાનકડા ખભાને બોજો તો લાગે ને કોક વાર !" મશ્કરી કરતા બાપુએ કહ્યું.

"ચ્હાપીને કોઈ સભામાં જવાનું છે ?"

"ના. આજે તો હું ઘેર જ રહેવાનો છું."

"તો તો મારી સાથે ફ્રિઆનાની રાવટીઓમાં ચાલો. આજે અમારી સભા છે."

"મારા જેવા ખરેલા પાનને તમારી મોજ બગાડી દેવા શું કામ લઈ જાય છે ?"

"ના, ના, અમે તમને ખરેલું પાન નથી માનતા. તમે ત્યાં આવશો તો તો અમને અભિમાન લેવાનું કારણ મળશે."

"જુવાનીઆઓને ઘરડા માણસની સોબત ઝાઝો વખત નહીં ગમે."

"તે થોડી જ વાર રહેજો. એમને તમારે માટે કેટલી લાગણી છે તે તમે જાણો છો ? એક છોકરી મને કહે છે: 'નોનો, તારા બાપુની આંખમાં કેવી ચમક છે ? જાણે દરેકને કહેતી હોય ને કે દરેકને એવા જ બાપુ મળે તો કેવું સારૂં!"

કરતાં આગળ છે. યુનિયન જેક જોઈ જોઇને હું એટલી ત્રાસી ગઈ કે એના જવાબમાં કશું કરવું જોઇએ એમ મને લાગ્યું અને એટલેજ મેં આ બિલ્લો બનાવ્યો. અને એનાએ એકવાર પહેર્યો ત્યાં તો આજુબાજુ ટોળું જામી ગયું. બધાએ બીલ્લો જોયો. કેમ બનાવવો એ શીખી લીધું. હવે તો બેલફાસ્ટમાં તમે બધેજ સ્વાતંત્ર્ય દળનો બીલ્લો જોશો; યુનિયન જેક અને મિત્ર રાજ્યોના ધ્વજ અને એવું બધુ જોયા બાદ આયર્લેન્ડના બીલ્લા પર નજર પડે છે ત્યારે મનમાં કેટલો આનંદ થાય છે! સાચેજ મારૂં તો હૈયું કૂદવા લાગે છે!"



નોનો પર બાપુનો તાર હતો. તરતજ નોનોને ડબ્લીન બોલાવી હતી. બહેનપણીઓમાં અને જુવાન ફિઆના દળમાં તો તર્ક વિતર્ક થવા લાગ્યા. એક એકને ડબ્લીન જવાના કોડ હતા. નોનોએ તૈયારી કરી લીધી અને બપોરની ગાડીએ ઉપડી. ટ્રેઈન ઉપડી અને એક ભયંકર વિચાર એના મનમાં આવ્યો: "રાતનીજ ગાડીથી પાછા ફરવાનું થાય તો...કેવી કમનસીબી!"

બાપુ સ્ટેશને આવ્યા હતા. પણ ડબ્લીન બોલાવવાનું કારણ તો એમણે નજ કહ્યું. "ધીરે ધીરે બધું જણાશે," કહેતા તે નોનોને લીબર્ટી હોલપર લઈ આવ્યા.

'મેડમ' બાપુની કચેરીમાં બેઠેલાં હતાં. "કેમ નોનો કેવી કામગીરી મળી છે તને?"

"હજુ બિચારીને કશી ખબર જ નથી. મને થયું કે અહીં આવીને જ કહું." બાપુએ ખૂલાસો કર્યો.

"ઠીક નોનો તારે મારે ત્યાં રહેવાનું છે. એટલે આપણે પછી મળીશું." કહીને મેડમ બહાર ગયાં.

બાપુએ પોતાની બેઠક લીધી. પોતાની નજીક જ એક ખુરશી ખેંચી નોનોને તેમાં બેસાડી.

"જો ખૂબ ગંભીર અને ખાનગી કામ છે. તારે એક સંદેશો લઈ અમેરિકા જવાનું છે. ભયંકર સંદેશો છે. એ જાહેર થઈ જાય તો પાંચ માણસ ફાંસીને માંચડે લટકી જાય. અને જો તું કદાચ આયર્લૅન્ડ પાછી આવે તો એ પાંચમાં તું પણ ખરી. એટલો ભયંકર છે કે એ સંદેશાનો એક શબ્દ પણ અમે કાગળપર નથી લખ્યો. એની નોંધ પણ તારાથી નહીં રખાય. અમને તો મારી કુશાગ્ર યાદદાસ્તમાં શ્રદ્ધા છે. કહે કરીશ ને ?"

"એ કામને હું લાયક છું ?"

"અમને એમ લાગે છે."

"જો મારી પાસે કશો જ લખેલો સંદેશો ન હોય તો શી રીતે જાહેર થાય ?"

"ઘણીએ રીતે. તારી પાછળ માણસો મૂકે. ન્યુયોર્કમાં પણ તારી પાછળ તકેદારી રાખે."

"અને એ જાહેર થાય તો કયાં પાંચના જાન જોખમમાં આવે ?"

"ટોમ કલાર્ક, સીન મેકડરમોટ, મેડમ, હું અને તું."

" શાબાશ."

"બરાબર પતી જશે નહીં ? તમને શું લાગે છે. બાપુ ? દરેક વર્ષે અમેરિકા જાય છે એવી હજારો છોકરીઓમાંની હું પણ એક હઈશ. કોઈ પણ બીજીવાર મારા સામુ નહીં જુએ."

"અમારી પણ એજ ધારણા છે. જો હવે થોડી શિખામણ દઇ દઉં. કદિ કોઇને-કોઈ કહેતાં કોઇને પણ-તું શું કરવાની છે તે કહેતી નહીં. કામ પતી જાય પછી તારી પોતાની બુદ્ધિમાં વિશ્વાસ રાખજે. તારા સિવાય બીજું કોઈજ નહીં જાણતું હોય તો તને પણ મનમા આરામ રહેશે. તું અમેરિકા ગઈ છે એની ખબર પણ તારો સંદેશો તું પહોંચાડી ન દે ત્યાં લગી બહુ થોડા માણસનેજ આપજે. અને જો બીજી વાત ખૂબ અગત્યની છે. હું ન લખું અને અહીં પાછા ફરવાનું ન કહું ત્યાં લગી પાછા આવવાનો પ્રયત્ન ન કરતી. કોઈ કાંઈ પણ કારણ આપે તેથે તું ત્યાંથી ખસતી નહીં. નોનો, જો અહીં કશું જણાઈ જશે તો અમને તરતજ ખબર મળશે અને તું તો ત્યાંજ સહીસલામત છે. ઘેર પાછા આવવાનું ખુલ્લુંખુલ્લું ન લખું ત્યાં લગી તારે ત્યાંજ રહેવાનું. તારા કાગળોમાં પણ ખૂબ સાવચેત રહેજે. મારા તો બધાજ કાગળો ઉઘડે છે તે તું જાણે છે."

" લે હવે હું સંદેશો અને જેને પહોંચાડવાનો છે તેનું નામ લખી નાંખું. બીજા કોઇને પણ નહીં આપવાનો, સમજી ?"

નોનોએ હા પાડી. બાપુ સંદેશો લખતા ગયા તેમ નોનો એ વાંચતી ગઇ.

" લે હવે ગોખી નાંખ." લખાણ પૂરૂં થયું એટલે બાપુએ કહ્યું. નોનો એક ચિત્તે વાંચતી હતી ત્યારે બાપુ મૂંગા મૂંગા જોયા કરતા હતા.

" જુઓ સાંભળી જાઓ." સંદેશો પાછો આપતાં નોનો બોલી.

" હં. બરાબર છે. જો હવે સંભવ છે કે તને સંદેશાને લગતા સવાલ પૂછવામાં આવે."

લગભગ એક કલાક બાપદિકરીએ પૂછી શકાય તેવા સવાલ અને તેના જવાબ ગોઠવવામાં ગાળ્યો.

" લે હવે બોલી જા જોઉં."

અને નોનો બોલી ગઈ. સંદેશાના કાગળને બાળતાં બાળતાં બાપુ હસી ઉઠયા. નોનોએ પણ હસવાનો યત્ન કર્યો પણ એનાથી હસાયું નહીં. પછી તો બાપુએ એવા સંતોષપૂર્વક નોનોના સામું જોયું કે નોનોનું સ્વાભિમાન પણ જાગ્યું. અંતે નોનો હસી પડી.

" જાગો જાગો મી. ફેનોલી. વારંવાર કાંઈ છોકરીઓ અમેરિકાથી તમને જગાડવા નથી આવતી." બાપુને ઢંઢોળતાં નોનો બોલી.

" તું આવી ગઈ ? મને ખબર તો આપવી હતી ? "

" તમે તો મને એટલી રાહ જોવરાવી કે મારી તો ધીરજ ખૂટી અને તમને કશાજ ખબર ન દેવાનો મેં નિશ્ચય કર્યો. પાછા આવવામાં કેટલો આનંદ છે. ઉતાવળ કરો. મારે કેટલું બધું કહેવાનું છે ! હું તો ફુલી સમાતી નથી."

" લે હવે તારી વાત કર." નાસ્તો કરવા બેસતાં બાપુએ કહ્યું.

" મેં તમને કહ્યું 'તું બાપુ જ્હોન બેનનને મેં તાર કર્યો હતો તે ? નોનોને કદાચ ન ઓળખે માટે મેં 'ફેનોલી'ની સહી કરી અને વહાણપર મને લેવાને એની સાથે જીમ લારકીનને જોયો ત્યારે મને ખૂબ નવાઇ લાગી."

" ઓહ ત્યારે તું એને મળી ? "

" હા," હસતાં નોનો બોલી " પણ મને જોઇને તો એ નિરાશ થઇ ગયો. એને તો એમ કે તમે આવતા હશો—અને તે પણ કેદખાનામાંથી ભાગીને ! "

" ઓહો ! "

" હં. પછી તો બે દિવસ લગી સંદેશા......"

અધવચેથી અટકાવી બાપુ બોલ્યાઃ " એ બધું પછી. બાકીનું જે કહેવાનું હોય તે કહે."

" લારકીનને મારા આવવાનું કારણ મેં ન કહ્યું. તમેજ ના પાડી હતી ને ! એ ખૂબ ખીજાયો. મારે એને કહી દેવું પડયું કે

મને કશુંજ કોઇને પણ ન કહેવાના હુકમ મળ્યા છે. અને ઘેર જવાનો પણ હુકમ ન આવે ત્યાં લગી મારે ત્યાં જ રહેવાનું છે."

"ખૂબ આજ્ઞાંકિત છે તુ."

"હુ તો ખૂબ કટાળી ગઇ. તમારા કાગળ આવે પણ પાછા આવવાની વાતનો ઇશારો સરખો પણ ન મળે. છેવટે એક કાગળમાં આવ્યુઃ "તારી બાને તુ બહુ યાદ આવે છે' 'તારી બા કહે છે કે ગમે તેવી ખરાબ હાલત હોય પણ તુ દૂર રહે એ ઠીક નથી.' અને પછી છેવટે તમે લખ્યુઃ "બા તો તુ આવીશ નહીં ત્યાં લગી નહીં જ માને, માટે જલ્દીથી તૈયાર થઇને આવી જા."

"ચાલ મઝા કરી આવી તુ. ચાલ હવે લીબર્ટી હોલ પર જઇએ. થોડાક મિત્રોને ત્યાં આવવાનું મેં કહેવરાવી દીધુ છે."



નોનો લીબર્ટી હોલ પર પહોંચી ત્યારે ખૂબ મોડું થયુ હતું. શહેરી દળની કચેરી પાસેથી પસાર થતાં એણે બાપુનો અવાજ સાભળ્યો અને તે ઓરડામાં દાખલ થઈ. કારતુસોની પેટીઓ જમીન પર વેરાએલી પડી હતી. કાલ્જેલા અંગારા અને બળેલા લાકડાના ટૂકડા પણ સઘડી પાસે પડયા હતા. દળના કેટલાક માણસો એકઠા થયા હતા. કેટલાક હવામા હાથ વીંઝતા હતા. કેટલાક હાથ પર ફુંકો મારતા હતા અને કેટલાક મનમાં ને મનમાં બબડયા કરતા'તા. અફસર બાપુ સાથે વાત કરતો હતો.

"સાહેબ, મેકગોવને કહ્યુ કે હોર્થવાળા કારતુસોમાંથી પાંચ હજાર પટા કોક સહીસલામત જગાએ મૂકી દેવાના છે. આ સઘડીનો કદિ ઉપયોગ થતો નથી એટલે અમે અહીંથી ઇંટો ખસેડી દઇ ત્યાં કારતુસો ગોઠવી દીધા. મારા ને એના સિવાય બીજા કોઇને

ખબર નહતી. આજે જરા ઠંડી વિશેષ હતી. એટલે આ બધાને લાગ્યું કે અહીં દેવતા ચેતાવ્યો હોય તો સારું. તપાશે પણ સારે અને કામનું કામ પણ થશે. થોડાંક લાકડાં લાવી એમણે આગ ચેતાવી. હું પણ આવ્યો. કારતુસનો બધોજ ખ્યાલ હું ભૂલી ગયો હતો. પણ ત્યાં તો પૂંઠા બળવાની ગંધ આવી. તરતજ મને કારતુસ યાદ આવ્યા અને મેં ચીસ પાડી. જો આગ લાગી ગઈ હોત તો તો મકાન તારાજ થઈ જાત. પણ આ બધા સઘડી પાસે દોડી ગયા અને હાથ નાખી સઘડી ભીંતમાંથી ખેંચી કાઢી. ઈંટો ખસેડી દીધી. કારતુસ ઠંડા પાડવા ઓરડામાં છૂટા કરી નાંખ્યા. થોડાક મોડા પડયા હોત તો ભારે થઈ જાત."

દળના સૈનિકો શાન્ત ઉભા હતા. બધા બાપુના ચહેરા સામું ટીકી રહ્યા હતા.

"બધુંજ બચી ગયું?" બાપુએ ગંભીર નજરે બધું જોતાં કહ્યું.

"બધું જ સાહેબ."

"ચાલો ઠીક થયું. નહીં તો કેટલાક સૈનિકો તો જરૂર જ સવારે કવાયતમાં મોડા પડત." બાપુ સસ્મિત બોલ્યા. બધાજ હસી પડયા. દાઝયા હતા એમણે હાથ પર ફૂંકો મારવી શરૂ કરી.

# [૧૮]

નંબર ૭માં દાખલ થતાં નેનો બોલીઃ

"મેં ન્હોતું કહ્યું હું પાછી આવીશ? આ આવી. સસ્તામાં એક બસ ટ્રેઈન નીકળી અને હું અહીં આવી."

"એ તો ઠીક પણ અહીં કરવાની શું છે? ટ્રેઈન કયારે ઉપડે છે પાછી?"

"સાડા સાતે. પણ હું પાછી નથી જવાની."

"એમ? ત્યારે તો મોઘું પડી જશે." બાપુ હસતા હતા.

"એમ ને! ખબર છે લાયમનો એક દોસ્ત છે એ મારી ટીકીટ પર સહી લઈ આવશે. એટલે કાલ સુધી રહેવાની છૂટ મળશે. અહીં જોવા જેવું બધું હું જોવાની છું."

"તો તો તું મને નહીં મળે."

"પણ તમે મને મળશો ને! બીજે જોવાનું છે એના કરતાં તો અહીં ઘણું બધું છે."

શહેરી સૈનિક દળનો એક સૈનિક બંદુક સાથે દાખલ થયો અને સલામ કરી, બંદુક બાપુને આપી ઉભો રહ્યો.

" સાહેબ, આ ચાલશે ?"

બાપુએ બંદુક જોઇ. ખભા પર ઉપાડી જોઈ. પડખાભેર ઉલટાવીને દેખી. અને સંગીન ઉઠાવી પાછું મૂળ જગાએ મૂક્યું.

" સરસ. આ કેમ કરીને કર્યું ?"

" આ ફ્રેન્ચ બનાવટનાં સંગીન છે. ગયે અઠવાડિયે પાડેલી ધાડમાથી મળ્યાં હતાં."

" હું તો ધારતો હતો કે કે બંધબેસતાં નહીં આવે."

" સરદાર સાહેબ, એ કાંઈ બંધ બેસતાં આવતાં નહીં. પણ અમે અહીંઆ કાનસ મારી. સહેજ સફાઇથી મૂકી દીધુ તો બરાબર બેસી ગયું. બરાબર દેખાતું ન હતું માટે ચાર આંમળ કાનસ મારી દીધી. અને પછી અહીં આપની પાસે લાવ્યો."

" જર્મન બંદુક અને ફ્રેન્ચ સંગીન! આપણે પણ અજબ માણસો છીએ. યુરોપના બધા જ રાજદ્વારીઓને આપણે મહાત કર્યા! જર્મન અને ફ્રેન્ચ હથિયારોનું આવું એકીકરણ તો એકજ ધ્યેય માટે થઇ શકે." બાપુએ સંતોષ વ્યક્ત કર્યો.

સૈનિકને બંદૂક પાછી આપી. સૈનિકનો હરખ માતો નહતો: " ત્યારે આ મુજબ જ બાકીનાં સંગીન બેસાડી દઈએ, સરદાર ?"

" હા."

સૈનિક સલામ કરીને ગયો.

" સારૂં કામ બતાવી દીધું. હવે આખોએ વખત કાનસથ સંગીન કાપ કાપ કર્યા કરશે." નોનો બોલી.

" બહાદરીઆ છે, નોનો."

" અરે અદ્દભૂત છે."

"નોનો, એમના જેવા વફાદાર અને સાચા માણસો મળવા મુશ્કેલ છે. નિશ્ચય, હિમ્મત, સાહસ, ખુમારી......"

"ટૂંકામાં અદ્ભૂત." નોનો હસી પડી.

"એમ જ. કોઈ પણ આથી સારા માણસોની અપેક્ષા રાખી ન શકે. નોનો, આ હસી કાઢવા જેવી વાત નથી. આ ગંભીર વાત છે. જવાબદારીનો પણ ખ્યાલ રાખવાનો છે."

"હું એ ભૂલી નથી બાપુ, પણ મને જરા હસવા તો દો. ડબ્લીનમાં મળતો આનંદ આત્માને બહુ આરામ આપે છે! ગંભીર તો રહેવું જ પડે છે ને બેલફાસ્ટમાં!"

"હું તો આ બધાંનો અર્થ તું વિસારી ન દે એટલું જ કહેતો હતો.'

એ જ વખતે એક શામળો, સેજ ખૂંધો પણ ચપળ દેખાતો અફસર અંદર આવ્યો. બાપુને સલામ કરી એ બોલ્યોઃ

"સરદાર, મારે થોડી રજા જોઈએ છે. કેટલીક સોટીઓ (બંદૂકો) મળી શકે તો તપાસ કરવા જવું છે."

"ફત્તેહ કરો." બાપુ બોલ્યા. અફસર બારણા આગળ પહોંચ્યો ત્યાં બાપુએ ફરીથી કહ્યું: "જો જો, આ વખતે પણ નેતરની જ ન લાવતા."

અફસર સખેદ થોડું હસ્યો અને તરતજ બારણા બહાર ચાલ્યો ગયો.

"શી મજાક છે આ?" નોનોએ પૂછ્યું.

બાપુ ખડખડાટ હસી પડયાઃ "તેં પેલા નવા રક્ષક દળની વાત જાણી છે?"

"હા."

"ગામમાં એ લોક બંદૂકો લઇને કુચ કરે છે. આપણા સૈનિકોને એમની અદેખાઈ આવી. એમને થયું કે એ બંદૂકો અમારી (આપણા સૈનિકોની) પાસે હોવી જોઇએ. એટલે કેટલાકે રક્ષણ દળના સૈનિકોનો પીછો લીધો-બંદુકો ક્યાં મૂકી રાખે છે એ જોવા. કેટલેક ઠેકાણે ધાડ પાડી, પણ બંદુકો ન મળી. છેવટે બંદૂકો રાખવાની જગાની ભાળ મળી. આપણા દળે એના ઉપર ધાડ પાડવાની પરવાનગી માંગી. ચર્ચા બાદ દળ તરફથીજ ધાડની યોજના કરવાનું નક્કી કર્યું. હુકમ વિના કોઇએ ધાડ પાડવી નહીં એમ પણ ઠરાવ્યું. શનિવારે રાત્રે દળના સૈનિકોને ભેગા કર્યા અને બે ટૂકડીઓ પાડી બંધ હુકમ આપી મોકલી દીધા. અમુક જગાએ બધા માણસોને ભેગા કર્યા પછી જ હુકમ જોવાના હતા. બધું બરાબર પાર ઉતર્યું. જગા પર પહોંચી એમણે પહેરેગીરને કેદ કર્યો અને બંદુકો રાખવાની જગાએ પહોંચ્યા. બધી બંદૂકો પડી હતી. દરેકે ઉપાડવા માંડી. પણ બંદુકો તો નેતરની બનાવેલી હતી. નાળી ને જામગરી બધું માયા જેવુંજ! પણ આબાદ બનાવટ હતી. તમે હાથમાં લ્યો નહીં ત્યાં લગી તમને ખબરજ ન પડે! થોડીક અહીં લઈ આવ્યા. ધાડનું પરિણામ જાણ્યું ત્યારે દળના સૈનિકોની હાલત જોવા જેવી હતી. 'નેતર' એટલા જ શબ્દો કોઈ સૈનિકને કહી જો ને! અને પછી એમનાં મોં જોઈ લે. જાણે કોઇએ ફાંસો નાંખ્યો હોય!"

"હવે છાપાનું શું કરશો? આ પ્રતિબંધ તમે સહન નથી જ કરવાના એટલું તો હું માનું છું, પણ હવે કરશો શું?"

"થોડીક યોજના કરી છે, નોનો."

"મને ખાત્રી હતી."

"જે છાપું બંધ જ કરવામા આવશે એ છાપવા વારંવાર છાપખાનાંઓને કહેવું એ અન્યાયકારી છે. વેસ્ટની મરજી છે પોતાને ત્યાં છાપવાનુ ચાલુ રાખવાની; પણ લશ્કરી સીપાહીઓએ કેટલીએ વાર એનું છાપખાનું તોડી નાંખ્યું. એનો ધંધો એમ લૂંટાવી દેવો એ ઠીક નથી."

નોનોએ હા ભણી.

"એટલે હું એક છાપખાનું ખરીદવાના વિચારમા છુ. અહીં લીબર્ટી હોલમા જ ગોઠવી દઈશુ અને દિવસ રાત હથિયાર સહિત પહેરો રાખીશું. અહીં ધાડ પાડતા પહેલાં અને સીધી લડાઈ નોતરતાં પહેલા એ લોક બે વાર વિચાર કરશે."

"એ ખરૂ. પણ હવે તો લશ્કરને અમુક વસ્તુ નથી ગમતી માટે તમારા છાપામાં કોરી જગા તો નહીં મૂકવામાં આવે ને?"

"એ તો બેવડો લાભ છે!" સસ્મિત બાપુએ કહ્યું.

"ક્યારથી શરૂ થશે છાપુ?"

"થોડાક અઠવાડિયા લાગશે."

"હું તો ખૂબ ઇંતેજાર છુ. એને માટે."

ૐ

ગયું પછી પણ કહે "ચાલોને પોલીસને થોડીક કસરત કરાવીએ; અને એ લોક તો ચાલ્યા. આખા શહેરની આજુબાજુ ચક્કર લગાવ્યા. પ્રમેટ હોલમાં એમને નાસ્તો મળ્યો. બારીઓ ઉઘાડી સૈનિકોએ બહાર ઠંડીમાં ધ્રુજતા પોલીસોને ગરમાગરમ ચહાના કપ બતાવી એમની ઠેકડી કરી. છેક છ વાગે લીબર્ટી હોલ પાછા આવ્યા. હજુએ પેલા કંગાલ ટાઢે થીજી ગએલા પોલીસોની એમને યાદ આવે છે અને બધા ખડખડાટ હસી દે છે."

"ભારે નવાઈની વાત!" નોનો હસતાં હસતાં બોલી "બિચારાઓને કશી ગમ જ ન પડી!"

"એ તો અમારી યોજના છે."

"આમ બહાર જતા બધા હથિયારબંધ હોય છે?"

"કોઇક વાર"

"બધું એક ઠેકાણે તો સંઘરી નથી રાખતા ને?"

"હોય? એવી મૂર્ખાઇ થતી હશે? એક જ વાર બધું પોલીસને હાથ આપી દેવાનું હશે? દરેક સૈનિકને માથે પોતાની બંદૂક અને કારતુસ સાચવવાની જવાબદારી છે."

"દરેકને?"

"એકએકને. અને સૌ કોઈ પોતાના જાનના જોખમે પણ એનુ રક્ષણ કરવા તૈયાર છે. સૈનિક દળની બંદૂકો છીનવી લેવી એ બચ્ચાના ખેલ નથી."

"અદ્દભૂત છે" નોનો હસતી હસતી કોટડી બહાર ગઈ.



નવું છાપું 'વર્કર્સ રીપબ્લીક' આજે બહાર પડવાનું હતું, એમ બાપુએ લખ્યું હતું. નોનો તો ક્યારની એના છાપું લઈને ઘેર

આવે એની પ્રતીક્ષા કરતી હતી. નવા છાપામાં બાપુ શું લખશે? જુના છાપામાં તો, સરકારે બંધ કરાવ્યું તે પહેલાં, કામદારોની લડત અને આયર્લૅન્ડની લડત જુદાં નથી એમ જણાવ્યું હતું. 'આયરીશ પ્રજા અને આયર્લૅન્ડ વચ્ચે એમણે ભેદ નહોતો પાડયો. આયરીશ પ્રજા સિવાયના આયર્લૅન્ડમાં મને રસ નથી. એનો મારે માટે અર્થ નથી.' એવું યાદ કરી કરીને નોનોએ બાપુના સિદ્ધાંતોનો ખ્યાલ કર્યો: 'અન્યાય સામે હંમેશાં લડો. અને એ અન્યાય દૂર કરવા માટે થતી ક્રાન્તિ સાર્થક છે એમ સાબીત કરો.' કેટલીક વાર એમણે કહ્યું હતું: 'અસંતોષ તો આશિર્વાદ છે. અન્યાય સામેનો તિરસ્કાર અને અસંતોષ એ દૈવી શક્તિનો આવિર્ભાવ છે. આત્માવિહાણા ગૂલામને આઝાદ માનવી બનાવનારી એ અદ્‌ભૂત શક્તિ છે.'

જુના પત્રમાં બળવાખોરને બળવો કરવાનુ આમંત્રણ હતું. શત્રુ સામે બાથ ભીડવાનું પ્રોત્સાહન હતું. હિમતભરી હમદર્દી હતી. નોનોને એ દિવસ યાદ આવ્યો કે જ્યારે લીબર્ટી હોલમાં એ 'આયરીશ વર્કર'ની જુની ફાઇલો ન વાંચી શકાએલા લેખો માટે ઉચલાવતી હતી. દમન હેઠળ ન છાપી શકાએલ લેખોના વિરોધમાં કોરી રખાએલી જગામાં કઇ આગ સળગતી હશે એ નોનોથી ન જાણી શકાયુ. નોનોના મનમા આ ખેદ રહ્યો હતો.

"અંગ્રેજ સરકારને જગરૂટની ભરતી વિરુદ્ધની હિલચાલ જે તેમને મન કાયદેસરની સ્થાપિત સરકારની વિરુદ્ધની હિલચાલ છે તેના નિયંત્રણ માટે સાધારણ કાનુની અદાલતોથી સંતોષ ન થયો. એટલે એમણે એ અદાલતોની હકુમત રદ કરતો અને લશ્કરી અદાલતોની સ્થાપના કરતો એક કાયદો પાર્લામેન્ટમા પસાર કર્યો આ લશ્કરી અદાલતને ફાંસીની પણ સજા કરવાના હકક મળ્યા અગ્રલેખમા આ વિષે ઇશારો હતો અને સત્તાવાળાઓને ચેતવણી આપી હતી નાગરિક સ્વાતંત્ર્યનો ઢોંગ એમણે દૂર કર્યો તો તેના પહેલા પરિણામ રૂપે આયર્લૅન્ડમા ક્રાન્તિકારક ચળવળ પુનર્જીવિત થશે એવી એમા ચેતવણી હતી આ અગ્રલેખને લીધે જ છાપુ બંધ થયુ પણ અડતાલીસ કલાકમા તો અગ્રલેખ છાપેલું એકજ પાનાનું અખબાર પ્રગટ થયુ અને ડબ્લીનની શેરીએ શેરીએ વેચાયુ "

"એકાદેક પણ તમારી પાસે છે? મને વાચવા આપો "

કાગળોના ઢગલામાથી બાપુએ એક નકલ કાઢી અને નોનોને આપી

"યાદગીરી તરીકે રાખી મૂકજે "

નવુ છાપુ હાથ લાગે તે પહેલા એ અગ્રલેખ વાચી જવાની નોનોને ઇચ્છા થઈ બાપુનો રોષ એ સમજી શકી અને જ્યા રોષે ખુલ્લા પડકારનુ સ્વરૂપ લીધુ તેણે જોયું ત્યારે એને ઉંચા અવાજે વાંચવાની ફરજ પડી

'સ્વાધીનતા અને બ્રિટિશ સામ્રાજ્ય બન્ને આયર્લૅન્ડની ધરતી પર એક સાથે નહી રહી શકે એવા નિર્ણયે પહોચેલા આયર્લૅન્ડના ઉમદામા ઉમદા તત્ત્વને ક્રાન્તિની બાજુએ ઢળેલુ તે દિવસે આપણે જોઇશુ

"બંધારણના બુરખાએ અને નાગરિક સ્વાતંત્ર્યની ચશમપોશીએ આજે રાષ્ટ્રહિતની કેટલીએ હિલચાલને પાંગળી બનાવી મૂકી છે; અને જેમ રોજી મેળવવા માટે વખાણાએલા ખુલ્લા કરારે કામદારની નજર આગળ એની ગુલામીને ઢાંકી દીધી છે તેવી જ રીતે બંધારણવાદના ઝેરની અસર હેઠળ આયર્લૅન્ડના કેટલાય રાષ્ટ્રહિતનાં કામ ગૂંગળાઇ ગયાં છે. એકજ વાર! એકજ વાર સરકાર આ બુરખો હટાવી દે! એક જ વાર! એક જ વાર સરકાર નાગરિક સ્વાતંત્ર્યની ક્રૂર મશ્કરીનું આ પાખંડ દૂર કરી દે. અને આખા આયર્લૅન્ડમાં આ કાળમાં કદિ દેખાયું નથી એવુ આયરીશ સ્વાધીનતાના ક્રાન્તિકારક જુસ્સાનુ મોજું એને જોવા મળશે.

"ક્રાન્તિ? બળવો? હા. આ અતિ નિંદ્ય યુદ્ધમાં આયર્લૅન્ડની ભાગીદારી વિરુદ્ધ પોતાનો અવાજ સંભળાવતાં, મૃત્યુને વરેલા પહેલા આયરીશ સ્ત્રી કે પુરુષની સમાધિમાંથી આયરીશ ક્રાન્તિનો આત્મા જરૂર જાગશે.

"સ્વાધીનતા ખાતર જાન ગુમાવનારની સમાધિમાં જ આઝાદીનાં બી જન્મે છે.

"પવન એને દૂર દૂર લઈ જાય છે અને હજારો નવી જગાએ એની કુંપળો ફુટે છે.

"અમારી નીતિ સ્પષ્ટ છે. અમારી રીત જગજાહેર છે. અમારી આઝાદી લૂંટવાનો તમે યત્ન કરશો તો અમે તમારા સામ્રાજ્યવાદી કતલખાનામાં હવાલ થતી અમારી જુવાનીને બચાવવા તમારી 'ભરતી'ની હલચલના ભૂકકા કરી દઇશું. તમારી સામ્રાજ્યની મુરાદ ઉખેડીને ફેંકી દઇશું. અમારા પર પ્રહાર કરશો, અમને કેદ કરશો કે અમારાં ખૂન કરશો તો આયર્લૅન્ડમાં એક એવી ઝલક આવશે જે તમારી

આશા અને અભિલાષાઓને જમીનદોસ્ત કરી મૂકશે, અને એક એવા બળને જન્મ દેશે જે તમારી મૃત્યુઘડી નજીક લાવશે.

"અમારો તમને પડકાર છે! તમારાથી થાય તે કરો!"

"છાપું બંધ જ થાય ને!" નોનો મનમાં બબડી. બીજા કોઈ પણ પત્રની આટલી હિમ્મત નહોતી. કોઈપણ પત્ર ક્રાન્તિનો ધ્વજ આમ ખુલ્લી રીતે ફરકાવતું નહતું. દુશ્મનને આવો ખુલ્લો પડકાર દેવાની પણ કોઈની તાકાદ ન હતી.

એટલામાં એના આવી.

"છાપું લાવી?" બારણું ખોલતાં જ નોનોએ પૂછ્યું.

"હા. હા."

છાપું જોતી નોનો દીવા નીચે ઉભી.

"એજ! એજ!" આ લેખનો છેલ્લો ફકરો જોઈને નોનો બોલી.

"છેવટે તો કોઈ પણ દેશની આઝાદીનું માપ તે દેશના નીચલા થરની પ્રજાની આઝાદીથી જ નીકળી શકશે. એ વર્ગની, જીવન સંગ્રામની તરક્કી, આખાએ દેશની સંસ્કારિતામાં વધારો કરે છે. જ્યારેજ્યારે એ વર્ગને દુઃખની ખાઈમાં ગબડવું પડે છે ત્યારે આખાએ દેશની નીતિ અને સંસ્કાર પણ તળીએ બેસે છે. ભલે ને એની મશ્કરી થાય! ભલે ને એની ઉપેક્ષા થાય! ભલે ને એની નિંદા થાય! પણ પેલો અંતરથી સમસમતો ગોદીનો કામદાર એ દરેકને ચેતવણી દે છે કે આ અપૂર્ણ, એકતરફી સંસ્કૃતિ વિનાશ પામવાની છે. ગુલામની જાગૃત અસ્મિતા આગળ ગુલામીનો નાશ જ થવાનો છે.

"એ ગુલામની જાગૃતિ સાધવી. એ જાગૃતિનાં બીજ ફળેફુલે અને

ક્રાન્તિમાં પાંગરે એ માટે છૂટે હાથે વેરવાં, એ ક્રાન્તિનો અર્થ સ-મજાવવો, અને અંતમાં એ ક્રાન્તિની સફળતા નિશ્ચિત કરવી, એ "વર્કર્સ રીપબ્લીક 'નો આદર્શ છે. 'રીપબ્લીક 'ના એક એક શબ્દ પાછળ એ મહત્ત્વાકાંક્ષાના ધબકારા છે."

"આને તો એમનાથી નહીં જ દબાવી દેવાય ! દબાવા તો આવે ! સામે છે સૈનિક દળની બંદુકો." નોનો આનંદમાં હતી.



# [૧૯]

વુલ્ફ ટોનની જયન્તિ હતી. બેલફાસ્ટની પ્રજાનાએ મેકઆ-ર્ટના કિલ્લા પર કુચ કરવાનો, ભાષણ અને સભાનો ક્રમ ગોઠવ્યો હતો.

'૯૮મા હેન્રી જોય મેકકેકનને જે જગાએ ફાંસીએ લટકાવવામાં આવ્યો હતો તે જગા કુચના માર્ગમાં જ હતી. જે વખતે બેલફાસ્ટ આઝાદીની લડતનું કેન્દ્ર હતું તે વખતના ઐતિહાસિક યાદગીરીવાળાં મકાનો પણ રસ્તામાં આવતાં. વુલ્ફ ટોન હેન્રીને જે જગાએ 'સંયુક્ત આયર્લેંડવાસી'ની પ્રતિજ્ઞા લેવરાવી હતી તે ગુફામાં પણ કુચ કરતા જવાનું હતું. ૯૮ના બળવા પછી કેટલાક આ ગુફામાં છુપાએલા પણ ખરા. ગુફાની આસપાસનાં ઉંચા ચઢાણ ચઢીને હેન્રીની બહેન મેરી એમને ખોરાક અને ખબર પહોંચાડતી.

સભામાં અર્નેસ્ટ બ્લીથે ભાષણ આપ્યું. મેકઆર્ટના કિલ્લા આગળ કુચ પહોંચી ત્યારે એણે ભૂતકાળની યાદ દેવરાવી. 'સંયુક્ત આયર્લૅન્ડવાસી'ના ધ્યેયનો પરિચય કરાવ્યો. આજે એજ ઉદ્દેશ સારૂ વેઠવી પડતી યાતનાઓનો ચિતાર આપ્યો. વુલ્ફ ટોનના સિદ્ધાંતો સાથેની એકદિલી જાહેર કરવા આજે આખા આયર્લૅન્ડમાં આ દિન ઉજવાય છે એની સભાને યાદ અપાવી. અને અંતે એ સિદ્ધાંતોને

મંજુર રાખીને આયર્લૅન્ડની લડત માટે અમે હરહમ્મેશ લડીશું અને આયર્લૅન્ડને આઝાદી નહીં મળે ત્યાં લગી જંપીશું નહીં એવી પ્રતિજ્ઞા લેવરાવી.

'ફિઆના'એ જમણો હાથ ઉંચો કરી પ્રતિજ્ઞાનો એક એક શબ્દ ઉચ્ચારી પ્રતિજ્ઞા લીધી.

ઉત્તરના ત્રણ સૈનિકો ભરતી વિરૂદ્ધની હિલચાલ ચલાવવાના ગુન્હા બદલ કેદખાને ગયા હતા. ડેનીસ મેકકુલક, હર્બર્ટ પીમ, અને અર્નેસ્ટ બ્લીથને તેમના 'રાજદ્રોહ'ના કામ બદલ જીલ્લો છોડી જવાના હુકમ લશ્કરી અદાલત તરફથી મળ્યા. એમણે એ હુકમનો અનાદર કર્યો અને બદલામાં એમને ત્રણ મહિનાની સજા મળી. આયર્લૅન્ડની બીજી જેલોમાં પણ આવા કેદીઓ હતા. બીજાં જેલખાનાંમાંથી મળતા કાગળોથી જ નોનોને સંતોષ માનવાનો હતો, પણ બેલફાસ્ટમાં તો એ મુલાકાત લઇ શકતી.

આજે એ અર્નેસ્ટ બ્લીથની મુલાકાતે જવાની હતી. લોખંડી ખીલાવાળા એ તોતીંગ દરવાજા બહાર નોનો ઉભી રહી. કદિ પણ આવા દરવાજાની પાછળ પૂરાવાની પોતાની હિંમત ચાલશે કે કેમ એ નોનો વિચારતી હતી.

"કેમ શું કામ છે?" નાનકડી જાળી ઉઘાડતાં દરવાને પૂછ્યું.

"અર્નેસ્ટ બ્લીથની મુલાકાત લેવી છે." નોનોએ જવાબ આપ્યો.

"અંદર આવો."

નોનો દાખલ થઇ. દરવાજાના કચુડાટથી અને ભારે લાંબી કુંચીઓના ખખડાટથી નોનો મૂંઝાઈ.

"કોની મુલાકાત લેવાની છે?" દફતરમાં કાગળ ઉડાવી ખડિયામાં કલમ બોળતાં દરવાને પૂછ્યું.

"અર્નેસ્ટ બ્લીધની."

"તમારું નામ અને ઠેકાણું ?"

નોનોએ એ લખાવ્યાં અને દરવાને ખૂબ પ્રયત્નપૂર્વક એ લખ્યાં

"સગાં છો ?"

"ના. ખાલી ઓળખાણ."

ટેલીફોનથી દરવાને મુલાકાતની ખબર આપી અને કાગળ પરથી નોનો પર અને નોનો પરથી કાગળ પર નજર ફેરવતાં મેજ પાસે ઉભો રહ્યો. ખુબ બોલવું પડ્યું હોય એમ નોનોને લાગ્યું. છેવટે કાઇ પગલાંનો અવાજ આવ્યો. દરવાન કાગળ લઇ એ બાજુએ ગયો. થોડી વારમાં એ પાછો આવ્યો. આવતાં આવતાં એ 'ફિઆના'નું એક ગીત સીટીમાં બજાવતો હતો.

નોનોને આથી નવાઈ લાગી. કેદખાનાનો દરવાન આવુ 'રાજદ્રોહી' ગીત ગાય! અને એ પણ એ વખતે કે જ્યારે એ ગીતના આદેશને અમલમાં મૂકનાર કેદી પર પહેરો ભરતો હોય! એના ધ્યાન પર આ વસ્તુ લાવવામાં આવે તો? એને પણ નવાઈ લાગે ખરી?

બીજો એક 'વૉર્ડર' બારણા આગળ આવ્યો.
'અર્નેસ્ટ બ્લીધની મુલાકાતે કોણ આવ્યું છે?'

દરવાને નોનો તરફ આગળી ચીંધી કહ્યુ : 'અંદર જાઓ.' 'વૉર્ડર' નોનોને લઇ કેદખાનામાં ગયો. કોટડીઓની એક લાંબી કતાર આગળ ઉભા રહી એક કોટડી ઉઘાડી નોનોને એમા બેસવા કહ્યુ : "અહી બેસો. હમણાં આવશે." નોનોએ આજુબાજુ નજર નાંખી. કોટડી ન્હાવણીઆ કરતાં જરાય મોટી ન હતી. ઝીણા તારની મજબૂત ગૂંથેલી જાળી બારણા સામે જ હતી. બારી આગળ જઈ નોનોએ નજર નાંખી તો સામી બાજુએ પણ એવી જ જાળીઓની

હારમાળા નજરે પડી. સામેની બારીએ અર્નેસ્ટ આવીને ઉભો. વોર્ડર અર્નેસ્ટની પાછળ પાછળ આંટા દેવા લાગ્યો. વાત શરૂ થઇ. તે સાંભળતો કે ધ્યાન દેતો ન હોવા છતાં વોર્ડરની હાજરીથી એમની વાતમાં દેખીતો વિક્ષેપ પડતો. થોડાક આછકલા સમાચાર, ઓળખીતાઓના ખબર, અને કેદખાનાના જીવનની થોડીક વિગત વિષે વાત થઈ. અચાનક જ અર્નેસ્ટે પૂછયુ : "સાંભળ્યું છે કે અમારા જ ગૂન્હા માટે આર્થર હુને પણ અહીંજ મોકલવાના છે ?"

"આટઆટલાં વર્ષો થયાં જે કામ તે કરી રહ્યો છે તે માટે જ સજા થઇ એટલે એને પણ આશ્ચર્ય થયુ હશે!" નોનોએ હસીને કહ્યું.

આર્થર હુ કટ્ટર કેથોલીકવિરોધી હતો. દર રવિવારે એ કસ્ટમ હાઉસના પગથીઆ ઉપર જાહેર સભા ભરતો અને કેથોલીક વિરૂદ્ધ ઝેરીલા અને કેટલીક વાર અશિષ્ટ હુમલા પણ કરતો. ભાષણ વખતે એ તસ્બીઓ કાઢતો, કુમારી મેરીની નાનકડી મૂર્તિઓ કાઢતો અને પોતાના ડંખીલા ભાષણથી લોકને હસાવતો અને તેમની સહાનુભૂતિ મેળવતો.

રંગરૂટની ભરતી માટે કાઢેલી પત્રિકાઓમા એકમાં 'કૅથોલીક બેલ્જીયમને યાદ કરો' એવો પોકાર હતો. કૅથોલીક આયરીશ પ્રજાની લાગણી ઉશ્કેરવા માટે આ પોકાર યોગ્યજ હતો એમ સત્તાધીશોનું માનવું હતું. અને એટલેજ આખા દેશમાં છૂટે હાથે આ પત્રિકા એમણે વેરી હતી. પણ ઇશાન ખૂણે વસતા ઓરેન્જવાસીઓને અને તેમના કૅથોલીક માટેના તિરસ્કારને આ લોક વિસરી ગયા. પત્રિકા વહેંચાઈ અને આર્થર હુએ વફાદાર ઓરેન્જવાસીઓને ભરતી થવાની ના ફરમાવી—કૅથોલીક બેલ્જીયમને બચાવવા પ્રોટેસ્ટન્ટ ઓરેન્જવાસી જાય! પણ આ તો 'રાજદ્રોહ' થયો અને ભરતીનું કામ

કરનાર સત્તાવાળાઓએ પોતાની નિષ્પક્ષપાતતાનો પૂરાવો આપવા આર્થરને ભરતીનો વિરોધ કરવા બદલ ત્રણ માસની સજા ફરમાવી.

'વૉર્ડર' આ બન્નેને આર્થરની વાત કરતાં સાંભળી રહ્યો. કોણ જાણે કેમ એને લાગતું હતું કે આર્થરને જોઈએ એટલી સજા થઇ ન હતી!



ઓડોનાવન રોસાની સ્મશાનયાત્રામાં જોડાવા એકઠા થતા સૈનિક દળને નોનો અને બાપુ લીબર્ટી હૉલની બારીએથી જોઈ રહ્યા.

"એમને ગણવેશમાં જોવા મને ખૂબ ગમે છે બાપુ. એમનો ઘેરો લીલો રંગ સ્વયંસેવકોના ગણવેશના લીલા રંગ કરતાં કેવો મઝાનો લાગે છે! અને એમની વાંકી મૂકવાની ટોપી! જાણે એમને માટેજ ન બનાવી હોય? બીજી બધી લશ્કરી ટોપીઓ નકામની ચાત; નહીં બાપુ?" નોનોએ બાપુ તરફ ઢળતાં પૂછ્યું.

બાપુ સહેજ હસ્યાઃ "એ પસંદગીમાં મેં પણ કાંક કર્યું છે."

"ફક્કડ લાગે છે નહીં?" નોનો બોલી ઉઠીઃ "મોટામાં મોટાથી કે ઘરડામાં ઘરડાથી માંડીને જુવાન કે ન્હાનકડા સૈનિકમાં પણ કાંક એવી સ્થિરતા લાગે છે કે એ લશ્કરી જુવાનો છે એમ કોઈને કળાયજ નહીં. અને દરેકમાં વીરતા છે એમ પણ પૂરૂં જણાઇ આવે છે. સ્વયંસેવકોમાં તમને એ નહીં મળે."

" મારી પાસે ગણવેશ જ નથી."

" પણ કેમ નથી ? ગણવેશમાં તો તમે શોભશો. આમ એવા ટટાર છો અને ખભા પણ એટલા પહોળા છે કે ગણવેશમાં તમે દીપી ઉઠો."

" વાહ ! વાહ !"

" ના, એમ નહીં. પણ બાપુ તમારે ગણવેશ પહેરવો જોઈએ. તમારો આ વાદળી ડગલો અને કાળી ટોપી શહેરી સૈનિકદળના સેનાપતિને છાજતા નથી."

" છાજે કે ન છાજે પણ ચલાવવા જ પડશે."

" ત્યારે તો વખત આવે તમે ગણવેશ પહેરવાના હશો. એમ જ ને ?"

" બરાબર. તું સરઘસમાં જાય છે નોને ?"

"ના, ના, હું બાપુ. સરઘસમાં જોડાવા કરતાં ઉભા ઉભા સરઘસ જોવામાં મને મઝા પડે છે. આખા દેશમાંથી આવેલા સૈનિકોને ટટાર ઊંકે ચાલતા મારે જોવા છે. આયર્લૅન્ડનું લશ્કર ! હું તો વહેલી જઈને ડાકઘર આગળ જગા રોકી લઈશ. બાપુ ! જુઓ

તેજ પ્રજાને હોવી જોઈએ. અને જે પ્રજાએ સ્વાધીન થવાનો અને હરએક ભોગે સ્વાધીનતા જાળવવાનો નિશ્ચય કર્યો છે તે પ્રજાની આઝાદી ઝૂંટવી લેવાની બીજી કોઇ પ્રજાની તાકાદ નથી. આઝાદી એ જીવન કરતાં પણ કિમ્મતી છે. શહેરીદળની ખાસ ફરજ છે કે પરદેશી આક્રમણની સાથોસાથ દેશમાં જ ચાલતા સામાજિક આક્રમણ સ્હામે ઝૂઝવું આ કાજેની તાલીમનો એક જ અર્થ હોઇ શકેઃ આયર્લૅન્ડની અસ્મિતામાં શ્રદ્ધા પ્રગટ કરવા સાથે આયર્લૅન્ડના શ્રમજીવી વર્ગમા આયર્લૅન્ડની આઝાદી મેળવવાની શક્તિ કેળવવી.

આ પછી હુકમ છૂટયા અને શહેરી સૈનિક દળ ચાલી નીકળ્યું. નોનો પણ ઝડપભેર જઇ પોતાના સ્થાનકે ઉભી રહી. સરઘસને આગળ વધતાં નોનો જોઈ રહી. જોતાં જોતાં જ એને એક બીજી સ્મશાનયાત્રા યાદ આવી. ત્રણ વર્ષ ઉપર આ જ સડક ઉપરથી એ સ્મશાનયાત્રા પણ નીકળી હતી. પણ એમાં અને આમાં કેટલો ફેર! એમાં વ્યવસ્થા ન'તી. ઉત્સાહ ન'તો. ઉમંગ ન'તો. થાક, ખેદ, હતાશા એમનાં ચહેરા પર હતાં. તાલીમનો અભાવ દેખીતો તરવરતો.

આજની સ્મશાનયાત્રા એથી જૂદી હતી. આયર્લૅન્ડના તાલીમબદ્ધ સિપાહીઓ, તેમનામાં પ્રેરણા રેડનાર અને તેમની શ્રદ્ધા અતૂટ રાખનાર વીરની પાછળ ખુમારી સાથે ચાલતા. એમણે પોતાની હાજરીથી જ એના સિદ્ધાંત સાથે પોતાની સહમતિ જણાવી ને મૃત્યુની અંતિમ પળ લગી એના આદેશ પાળવાની પોતાની તૈયારી બતાવી.

પ્રેક્ષકોમાં પણ દેખીતો પલટો હતો. આયર્લૅન્ડનું સૈન્ય કે સશસ્ત્ર લશ્કર એ હવે આશ્ચર્ય અને વિમાસણનો સવાલ નહતો. એ તો હવે સ્વીકારેલી હકિકત હતી.

પેલો થોમસ મેકડોનાઘ, એ અગ્રેસર છે. અને બીજા અગ્રસરો

ડાલી, અને પેલા ઓ'રાહેલીઃ એ વાત પૂરવાર કરતી હતી કે આ સૈન્યના સૈનિકો એ જાણીતા અને આદર પામતા દેશપ્રેમીઓ હતા. એમનાં નામ અને કામ ઘરગથ્થુ બન્યાં હતાં. ટૂંકા ગાળામાં જ કેટલું પરિવર્તન!

સરઘસ ચાલી ગયું એટલે નોનો પાછી લીબર્ટી હોલ પર આવી અને સૂના સૂના લાગતા પગથીઆ પર બેઠી. થોડાક જ કલાક પહેલાં બાપુએ એ જગાએ જે કહ્યું હતું તે યાદ કરવાનો એણે પ્રયત્ન કર્યો પણ નિષ્ફળ ગઈ. છૂટકતૂટક યાદ આવતા શબ્દો શ્રોતાઓના મનમાં સળવળાટ કરી મૂકે એવા ધગધગતા અને અસીમ શ્રદ્ધાની છાપ વહતા શબ્દો આગળ કેવા ફિક્કા અને નિસ્તેજ લાગતા હતા!

વખત ગાળવા એણે ઓ'ડોનાવન રોસાના સ્મરણમાં નીકળેલી પુસ્તિકાનાં પાનાં ઉથલાવવા માંડ્યાં અને અચાનક જ એક લેખ આગળ અટકી. લેખનું મથાળું હતુંઃ "શા માટે શહેરી સૈનિક દળ ઓ'ડોનાવનને સ્મરણાંજલિ આપે છે?" પાનું ઉથલાવી એણે લેખકનું નામ જોયુંઃ બાપુ! તરત જ એણે વાંચવાનું શરૂ કર્યું અને થોડીક જ વારમાં એ શબ્દોના વેગમાં તણાઈ.

મનમાં ને મનમાં એ બોલીઃ આટલું તો મ્હોંયે જ કરવું જોઇએ. અને એણે મોટે વાંચવા માંડ્યું.

"આલમની બીજી વસ્તુઓને પોતાની શ્યામ છાયામાં ઢાંકતાં પહેલાં ગૂલામી આત્માને સાવરે છે. હું ફરીથી કહું છું કે કોઈ દેશની આઝાદી લુપ્ત થાય અને ગૂલામીની કાળી લીટી તેના કપાળે ચોટે તે પહેલાં એનો આત્મા હણાયો હોવો જોઇએ, એની આત્મ-શક્તિ ઓસરી ગઈ હોવી જોઇએ. આક્રમણ કરનારે એના આત્માને ગૂંગળાવીને, ઝેર દઇને કે બીજી તરકીબથી પાંગળો નિઃસત્વ બનાવી

દીધો હોવો જોઇએ! દેશનો પ્રાણ જ્યારે સત્વહીણો, પામર, બાપડો બિચારો બની જાય ત્યારે જ એ પોતાના દેહની ગૂલામીની બેડીઓ તોડવાની ના પાડે. ત્યારે જ એ મૂંગે મ્હોંયે ગૂલામીની છાયા સ્વીકારે. દેશનો આત્મા આમ મૃતઃપ્રાય બને ત્યારે જ એના દેહનાં કોઈ અંગને દુશ્મના પાશમાં પકડાવાનું મન થાય છે.

"આત્મા હણાય એટલે જ દેશના અવાજમાંથી સ્વાધીનતાની ખૂમારી અલોપ થાય છે અને ત્યારે જ એની જીભે તડજોડની, મૈત્રીની, સમાધાનની અને એવી બીજી સત્વહીણી, સ્વમાનવિહોણી વાતોના અક્ષર આવે છે. અજીત આત્મા પોતાની અસ્મિતા જાહેર કરે છે. દેહના હિત કરતાં પોતાની પવિત્રતા મહામૂલી છે એમ એક અવાજે એ પૂકારે છે. હારેલો, નમાવેલો આત્મા, આત્માની અનંત ગૂલામીના બદલામા દેહને બચાવવાની કાકલુદીભરી પ્રાર્થનાઓ કરે છે.

"આયર્લેન્ડમાં સૈકાઓ થયાં આત્માની પવિત્રતા અને દેહના હિત વચ્ચે યુદ્ધ લડાઈ ગયુ. આયર્લેન્ડના આત્માએ વિપ્લવનો પોકાર કર્યો. વિજેતાની હકુમતનો સ્વીકાર એ હજારો આયર્લેન્ડવાસીઓના લોહીની આહૂતિ કરતા વધારે ખતરનાક છે. અરે, વિજેતાની કદમ-બોસી એ જ એના રાજ્ય સામેના વિપ્લવ કરતાં વધુ લોહીની નદીઓ વહેવડાવશે. અંતરના આદેશની કોઇ અનન્ય ક્ષણે આયર્લેન્ડે એ પોકાર ઝીલ્યો અને ઓ'ડોનાવન રોસા જેવા વીર તો એ આદેશની, આઝાદીના એ પોકારની સજીવ મૂર્તિ બની બેઠા."

વાંચવામા તલ્લીન થએલી નોનો બાપુને ધારે ચોકી પડી.

"હાડે સ્વપ્નાં જુઓ છે? દુનિયાના ક્યે ખૂણે ભરાઈ બેઠી છે નોનો?"

સફાળી ઉભી થઈ નોનોએ પુસ્તિકા આગળ ધરી.

"એ તો તમારો લેખ છે બાપુ. ખૂબ સરસ છે." બાપુ હસી પડ્યા. "તું મારી પડખે હોય તો મારે બીજા કોઇ પ્રશંસકની જરૂર નહીં પડે."

નાની છોકરી જેમ બાપુની આંગળી ઝાલી નોનો લીબર્ટી હોલમાં પેઠી.



લીબર્ટી હોલમાં બીજી વાર નોનોને આવવાનું થયું ત્યારે શિયાળો ચાલતો હતો. વચલા દાદરેથી એ પડખેની નીસરણી ચઢી બાપુની કચેરીમાં ડોકાવા ગઈ ત્યાં તો એક હાથમાં રીવોલ્વર ધરી બીજા હાથે એને રોકતો એક પહેરગીર બોલી ઉઠ્યો.

"શું કામ છે?"

" બોબડી બાઈ તમને મળવા માંગે છે, સાહેબ.' બાપુ ખુરશીને ટેકો દઇ બેઠા અને હસ્યા.

" કેમ આ વખતે પણ કોઇએ પર્યટણ કાઢ્યું છે કે શું?"

" ના." બોલતાં નોનોને પોતાની ઉડાઉગીરી સાલી: " થોડા દિવસની મેં રજા લીધી અને અહીં આવી: ખોટું કર્યું બાપુ?" પટામણા અવાજે નોનો બોલી.

" પણ હુ તો માનતો'તો કે તું સંત પેટ્રીકના દિન લગી નહીં આવે."

" પણ મારાથી ગઢ જોવાઈ જ નહીં ને! અને એ દિવસે તો હું આવવાની જ છુ. આવુ ને?"

" તને ગમે તે સાચું. હુ શુ કહું?" આંખો મીંચીને બાપુ બોલ્યા.

" હું આવી તેથી તમને ખોટું લાગ્યું બાપુ? તમારા કામમાં મેં દખલ કરી?" નોનો રડવા જેવી થઇ ગઈ.

બાપુ નોનોને જવાબ દે એ પહેલાં તો બારણે ટકોરા વાગ્યા અને શહેરી સૈનિક દળનો એક સિપાહી બીજા એક માણસને લઇને દાખલ થયો.

" મડળના કામે આવ્યા છે." સલામ કરી એણે કહ્યું.

" શું છે?" બાપુએ અજાણ્યાને પૂછ્યું. પેલાએ વાત શરૂ કરી એટલે નોનો ત્યાંથી થોડે દૂર ગઈ.

" ઠીક છે." સિપાહીને ડોકું ધૂણાવી બાપુ બોલ્યા.

સિપાહી સલામ કરી બહાર ગયો. નોનોએ એક છાપું ઉપાડી પેલાની વાત પૂરી થાય તેની રાહ જોતાં જોતાં વાંચવા માંડ્યું.

"બધી લશ્કરી દબાદબ છે. હમણાં હમણાં આ શરૂ થયું કેમ?" નોનોએ સ્વગત ટીકા કરી.

ફરી પાછા બારણે ટકોરા વાગ્યા. અને એ જ રીત મુજબ કામ ચાલ્યું. નોનોને છાપામાથી અણગમતું જ્ઞાન લેવું પડયું.

બાપદીકરી એકલા પડયા ત્યારે નોનોએ પૂછયુ : "આ બધુ શુ છે બાપુ ?"

"દળ સમિતિના હૂકમ."

"જાણે એટલાથી બધુ સમજાઇ જશે!" સ્હેજ કાલી થતાં નોનો બોલી. "પણ એવા હૂકમ કેમ નીકળ્યા ?"

નામરજી છતાં બાપુએ બોલવા માંડયુ:

"મારી સહિસલામતી માટે એમણે એ યોગ્ય ધાર્યું છે. દળનુ ચાલશે ત્યા લગી તો મારી ધરપકડ નહીં થવા દે."

"ઓહ એમ!" નોનો બોલી. બીજો મુલાકાતી દાખલ થવાથી નોનો વધારે બોલતા અટકી. છાપાં પાછળ દટાઈ જતાં મનમાં ને મનમાં એણે તર્ક ગોઠવવા માંડયા. થોડા દિવસ પહેલા કોઈ અકલ્પ્ય રીતે બાપુ ગૂમ થઇ ગયા હતા તેને તો આની સાથે કાંઇ લેવા દેવા નહીં હોય ને? શહેરી દળના સંદેશવાહક તરીકે પર્સી રૈનોલ્ડઝ જ્યારે બેલફાસ્ટ બાપુના ખબરઅંતર પૂછવા આવ્યુ, ત્યારે પોતાને કેટલો ઉચાટ થયો હતો તે નોનોને યાદ આવ્યો. બાપુના રહેઠાણ કે બાપુના ગૂમ થવા વિષે પોતાને જ કશા ખબર ન હતા ત્યાં બીજાને શુ સમાચાર આપે? તે વખતે શુ બન્યુ હતુ એની પણ નોનોને ખબર નહતી. બાપુના નિયમિત કાગળમા આનો કશો પણ ઉલ્લેખ નહતો. કેવળ એટલું જ લખ્યુ હતુ કે હું પાછા આવી ગયા છુ. કોઇ અકળ રીતે નોનો સમજી ગઈ કે આ વિષે એણે સવાલ ન પૂછવો જોઇએ.

"તમે તો ખૂબ ઉદ્યમી માણસ થઈ ગયા છો બાપુ." ફરીથી બન્ને એકલા પડયા ત્યારે નોનોએ કહ્યું: "ભલું આટલું બધું કામ તમે કરી શકો છો!"

"ના, ના, એટલો બધો કામમાં નથી."

"ના! ના!" મજાકમાં નોનો બોલી. "એટલા બધા નહીં. મંડળનું કામ કરો છો. લગભગ દરેક અઠવાડિયે હડતાલના કે પગારમાં વધારાના સમાચાર મળે છે. છાપું કાઢો છો. અગ્રલેખ લખો છો. પહેલા પાનાનું બધુ લખાણુ લખો છે. શહેરી સૈનિકદળ માટેનું બધું લખાણુ લખો છો. ગમે તે છાપુ ઉઘાડો અને ફલાણા ભાઈ ફલાણી જગાએ ભાષણ કરવાના છે એવા સમાચાર આંખે ચઢવાના. અને પછી નીચે અચૂક સમાચાર હોય: જેમ્સ કોનોલી પણ બોલશે. અને થોડોક વખત તો તમે સૈનિકદળને તાલીમ આપવામાં ગાળતા હશો ને? અને પાછુ કામદાર મહામંડળમાં તો પ્રતિનિધિ ખરા જ. આ બધુ શી રીતે એક સાથે કરો છો?"

"તું કહે છે તેવી રીતે તો કામગરો ખરો." હસતાં હસત બાપુ બોલ્યા.

"અને અંગ્રેજી અને સ્કોટીશ છાપાંઓ માટે લેખો લખો છો એ તો હું ભૂલી જ ગઈ."

"તું તારે ગણાવ્યા કર ને."

"ના, ના, પણ બાપુ આટલા કામમાં તમને ઉંઘવાનો કે ખાવાનો વખત કેમ મળી રહે છે?"

"કોઈક તરકીબથી એ બન્ને કામ સરસ રીતે કરી લઉં છું, નોનો."

"એક પણ પળ તમારી પોતાની શી રીતે રહેતી હશે! મને જોઇને આનંદવાને બદલે તમને હું તમારો વખત બગાડું છું એમ જ લાગતું હશે!"

"ના ના એમ તો નહીં, નોનો."

"હં. આટલું બધું જોરપૂર્વક નકારો નહીં. હું મારી જાતે જ જતી રહું." મશ્કરીમાં ઠપકો દેતી નોનો બોલી, અને બાપુને ખભે વળગી પડી.

૯૯

નોનોએ પહેરેગીરને પૂછયું: "આ બધુ ક્યારથી શરૂ થયુ?"

"થોડાક દિવસ થયાં."

"બાપુ કહેતા'તા કે એમની ધરપકડ અટકાવવા આમ યોજના થઈ છે."

"ખરી વાત."

"પણ એવુ કાંઇ થયુ હતું?"

"હા."

"શું થયું હતું? તમારી પાસેથી વાત મેળવવી તો દાંત ઉખેડી નાંખવા જેવી વાત છે."

"શેની વાત?"

નોનોના કાને કશો અવાજ અથડાયો. પાછળ ફરીને એણે જોયું તો સૈનિક દળનો એક અફસર એની પાસે જ ઉભો ઉભો મરકતો હતો.

"હું તો આ બાપુની કોટડી પાસે જે ખડેપગ પહેરો ભરાય છે તેના હૂકમ કેમ નીકળ્યા તે વિષે પૂછતી હતી."

"અને એ ખબર તમારે સૈનિકદળના સિપાહી પાસેથી મેળવવા છે?"

"ના ના." સલામ કરતાં નોનો બોલી. "સિપાહી પાસેથી નહીં, અફસર પાસેથી."

બધા હસી પડયા. પહેરેગીર જગાએ ગયો. નોનો બોલી:

"પહેરેગીરે મને ઓળખી જ નહીં અને મને રોકી. અને અંદ બાપુ પાસે હતી ત્યારે દરેક મુલાકાતીની સાથે એ અંદર આવતો એટલે જ આ બધું શું છે એમ મેં પૂછ્યું. બાપુ કહે કે એ તે એમની ધરપકડ અટકાવવા સારૂ યોજાયું છે. પણ મને લાગે છે કે એમાં કાંક છૂપી બીના છે. એમને તો મેં ઝાઝું પૂછ્યું નહીં. પણ આખી વાત શોધી કાઢવાનું મેં મનથી નક્કી કર્યું. એમાં કાંક છે નહીં?"

અફસરના મોં પરથી હાસ્ય જતું રહ્યું હતું. ખૂબ ગંભીર ચહેરે એણે કહ્યું.

"એક 'મિત્ર' પાસેથી અમને સમાચાર મળ્યા કે એમનો ઈરાદો 'સેનાપતિ'ને ઉપાડી લેવાનો છે અને એ પણ એ એકલા હોય ત્યારે, એટલે કશી રકઝક થાય જ નહીં."

"ધરપકડ?"

"પહેલાં તો અમે એમ માન્યું. 'સેનાપતિ' સાથે અમે ઝઘડો પણ કર્યો. હથિયારબંધ અંગરક્ષક રાખવાની ના જ પાડયા કરે. કહે કે એથી તો દરેક સૈનિકને માથે ખૂબ જ ભયંકર જવાબદારી આવી પડશે. કોઈપણ સૈનિક એમ તાબે નહીં થાય એ તો એ જાણે છે.

અને એકેએક સૈનિક એમને માટે પ્રાણ પાથરવા તૈયાર છે. પણ એમની તો નાની ના. પછી અમે એમને એક ખાસ સીટી રાખવા આગ્રહ કર્યો, અને કશું વહેમભરેલું લાગે તો સીટી વગાડવાનું વચન આપવા કહ્યું. એટલે હસીને કહે છે કે એ તો બીજી રીતે હથિયારબંધ અંગરક્ષા થઈ. પણ પછી તો અમે એમને સમજાવ્યા. આખું દળ એમને કાંક થશે તો ગાંડું બનીને શુંનું શું કરી બેસશે એવો ભય બતાવ્યો ત્યારે જ કાંક ઠેકાણે આવ્યા અને સીટી રાખવાનું કબુલ કર્યું."

"તમે માનો છો કે એમને પકડવાનો અહીં જ એ લોક પ્રયત્ન કરે?"

"ના. પણ એ જ 'મિત્રે' ખબર મોકલ્યા કે કોઈ એમની નજીક ન જાય એ જોતા રહેજો."

"ઓહ. એટલે તમે માનો છો કે........" નોનોને આગળ બોલતાં અટકાવીને જ અફસર બોલ્યો; "જરાય ચિન્તા ન કરો. કોઈનાથી એમની નજીક જવાશે નહીં."

પણ નોનો તો ચિન્તાથી અવાક બની ગઈ.

"ફિકર ન કરો. અમારામાંથી કોઇને કોઈ તો હમેશ એમની પાસે હોય છે જ. કેટલાક સૈનિકો તો સીધા એમના કામ પરથી આવે છે અને આખી રાત અહીં રહી બપોરે ઘર ભેગા થાય છે."

"કામદાર મંડળને માટે તો ખૂબ અચંબાભરી વાતો છે." કહેવા ખાતર જ નોનોએ કહ્યું.

"એ માટે પણ કેટલી તકરાર થએલી." અફસર બોલ્યો. પછીથી નોનોને ખ્યાલ આવ્યો કે એના વિચારનું વહેણ બદલવા જ એણે આ વાત કરી હતી.

"શી તકરાર ?"

"કોણે એ વાત કાઢી એ તો મને ખબર નથી: પણ કોકે સેનાપતિને આ કચેરી ખાલી કરવા કહ્યું. કહે કે કામદાર મંડળની કચેરી કાંઈ લશ્કરી કામ માટે નથી."

"એમ કહ્યું ?"

"હા. પણ સેનાપતિએ તો ચોખ્ખું સંભળાવી દીધું. લીબર્ટી હોલ એમના કબ્જામાં હશે ત્યાં લગી દળ પણ ત્યાંજ રહેશે."

"પછી શું થયું ?"

"એમને સંતોષ ન થયો અને સામાન્ય સભામાં એમને મંત્રી-પદેથી દૂર કરવાનો ઠરાવ લાવવાનું નક્કી કર્યું. એમને લાગ્યું કે એમાં એ લોક સફળ થશે અને સેનાપતિ અને દળ બન્નેથી છેડો છૂટશે."

"ઓહ." નોનોએ ઉંડો શ્વાસ લીધો.

"પણ એમાં એ લોક ફાવ્યા નહીં. દળને ખબર પડી અને બધા જમા થઈ ગયા. હોલ ભરાઇ ગયો એટલે અમે બધાએ હથિયારબંધ એમની સભામાં પહોંચ્યા. એકે શબ્દ અમે તો બોલ્યાજ નહીં અને અમને પણ કોઇએ એક શબ્દ ન કહ્યો. ભીંતિ ટેકો દઇને અમે ઉભા રહ્યા."

"પછી શું થયું ?"

"કશુંજ નહીં. કોઇએ ઠરાવ મૂકયોજ નહીં. સભા ખતમ થઇ એટલે અમે બહાર નીકળ્યા. બસ ત્યાર પછી કોઇ કશું બોલતું જ નથી."

"લશ્કરવાદનું કેવું ભયંકર પ્રદર્શન કર્યું !" હસીને નોનો બોલી.

"આજના તમારા દળ આગળના ભાષણમાં હું હાજર રહું તો તમને કાંઈ વાંધો છે બાપુ?"

"ના. મને કાંઈ વાંધો નથી. પણ..." બાપુની આંખમાં ચમકારો આવી ગયો; "પણ આજે તો 'દુકાંધાદારી' વાત કહેવાની છે. સડકો પર લડવાની."

"ઓહ!"

"ઓહ!" ચાળા પાડતાં બાપુ બોલ્યા: "લે ચાલ. કદાચ તને કાંઈ જાણવા જોગ મળી રહેશે."

નોનો બાપુ સાથે હોલમાં ગઈ અને એક ઓળખીતા સાથે બેઠી.

"આજ તો અહીં કાંઈ નવું નવું લાગે છે. ઘણા બધા અજાણ્યા ચહેરા દેખાય છે. જુઓ પેલા ભાઈના વરસાદી નીચે તો સ્વયંસેવકનો ગણવેશ દેખાય છે."

ભાષણ શરૂ થયું ન હતું, એટલે ઓળખીતાએ જવાબ આપવામાં હરકત ન જોઈ.

"સેનાપતિ અહીંથી જતા રહ્યા હતા ત્યારનું એમ જ ચાલે છે. સ્વયંસેવકોમાં મારા કેટલાક દોસ્ત છે એમનું કહેવું છે કે ત્યારથી એમની કવાયદમાં પણ ફેરફાર થયો છે. એ અજાણ્યા દેખાય છે એ સ્વયંસેવકોના અફસરો છે. અમારી સાથે એ પણ અહીં શિખવા આવે છે."

"એમ." નોનો હોઠ દબાવી બોલી.

ભાષણ શરૂ થયું. ધ્યાનપૂર્વક નોનો સાંભળી રહી. અમુક જગા કબ્જે કર્યાથી શરૂ કરીને દિવાલ તોડવા લગી, દિવાલ કેમ તોડવી, ગોળીબાર સામેની જોગવાઈ, ઘવાએલા માટે પાણીની સગવડ અને

"શી તકરાર?"

"કોણે એ વાત કાઢી એ તો મને ખબર નથી: પણ કોકે સેનાપતિને આ કચેરી ખાલી કરવા કહ્યું. કહે કે કામદાર મંડળની કચેરી કાંઈ લશ્કરી કામ માટે નથી."

"એમ કહ્યું?"

"હા. પણ સેનાપતિએ તો ચોખ્ખું સંભળાવી દીધું. લીબર્ટી હોલ એમના કબ્જામાં હશે ત્યાં લગી દળ પણ ત્યાંજ રહેશે."

"પછી શું થયું?"

"એમને સંતોષ ન થયો અને સામાન્ય સભામાં એમને મંત્રીપદેથી દૂર કરવાનો ઠરાવ લાવવાનું નક્કી કર્યું. એમને લાગ્યું કે એમાં એ લોક સફળ થશે અને સેનાપતિ અને દળ બન્નેથી છેડો છૂટશે."

"ઓહ." નોનોએ ઉંડો શ્વાસ લીધો.

"પણ એમાં એ લોક ફાવ્યા નહીં. દળને ખબર પડી અને બધા જમા થઈ ગયા. હોલ ભરાઇ ગયો એટલે અમે બધાએ હથિયારબંધ એમની સભામાં પહોંચ્યા. એકે શબ્દ અમે તો બોલ્યા જ નહીં અને અમને પણ કોઇએ એક શબ્દ ન કહ્યો. ભીંતે ટેકો દઇને અમે ઉભા રહ્યા."

"આજના તમારા દળ આગળના ભાષણમાં હું હાજર રહું તો તમને કાંઈ વાંધો છે બાપુ ?"

"ના. મને કાંઈ વાંધો નથી. પણ..." બાપુની આંખમાં ચમકારો આવી ગયો; "પણ આજે તો 'ધાંધાદારી' વાત કહેવાની છે. સડકો પર લડવાની."

"ઓહ!"

"ઓહ!" ચાળા પાડતાં બાપુ બોલ્યા: "લે ચાલ. કદાચ તને કાંઈ જાણવા જોગ મળી રહેશે."

નોનો બાપુ સાથે હોલમાં ગઈ અને એક ઓળખીતા સાથે બેઠી.

"આજ તો અહીં કાંઈ નવુ નવું લાગે છે. ઘણા બધા અજાણ્યા ચહેરા દેખાય છે. જુઓ પેલા ભાઈના વરસાદી નીચે તો સ્વયંસેવકનો ગણવેશ દેખાય છે."

ભાષણ શરૂ થયુ ન હતુ, એટલે ઓળખીતાએ જવાબ આપવામાં હરકત ન જોઈ.

"સેનાપતિ અહીથી જતા રહ્યા હતા ત્યારનું એમ જ ચાલે છે. સ્વયંસેવકોમાં મારા કેટલાક દોસ્ત છે એમનુ કહેવુ છે કે ત્યાંથી એમની કવાયદમા પણ ફેરફાર થયો છે. એ અજાણ્યા દેખાય છે એ સ્વયંસેવકોના અફસરો છે. અમારી સાથે એ પણ અહીં શિખવા આવે છે."

"એમ." નોનો હોઠ દબાવી બોલી.

ભાષણ શરૂ થયું. ધ્યાનપૂર્વક નોનો સાંભળી રહી. અમુક જગા કબ્જે કર્યાથી શરૂ કરીને દિવાલ તોડવા લગી, દિવાલ કેમ તોડવી, ગોળીબાર સામેની જોગવાઇ, ઘવાએલા માટે પાણીની સગવડ અને

પાછા ફરવાનો વખત આવે તો કેવી રીતે પાછા ફરવું, તે બધું અતિશય કાળજી દઇને એણે સાંભળ્યું. કાળા પાટિયા પર બાપુ જે આકૃતિઓ દોરતા હતા તે પરથી એણે નજર ઉઠાવીજ નહીં. છેવટે બાપુ બોલ્યા, " હવે જેને સવાલ પૂછવા હોય તે પૂછે."

નોનો પોતાની ખુરશીએ અઢેલીને બેઠી. સવાલ સાંભળતી ગઇ તેમ ગૌરવની સુરખી એને ચહેરે આવતી ગઈ. એક પણ સવાલમાં મૃત્યુની શકયતા વિષે ઇશારો પણ ન હતો. હરેકના સવાલમાં કાર્ય સહેલામાં સહેલી રીતે અને સફળતાપૂર્વક પાર પાડવાની તમન્ના જ ગૂંજતી.

સવાલ પૂરા થયા એટલે માર્ઇકેલ માલીને કહ્યું : "શહેરી સૈનિક દળના સૈનિકોજ હવે રહે." નોનો મનમાં સંકોચાતી હતી. રહેવું કે નહીં એવી ગડભાજ મનમાં થયા કરતી હતી. અને બાપુની આંખ સાથે આંખ મળી એટલે ઇશારો કરી પૂછયું. સસ્મિત બાપુએ રહેવાની પરવાનગી આપી. કાંક હૂકમ છૂટયો અને સૈનિકોએ ખુરશીઓ પાછળ ખસેડવા માંડી. નોનોએ પોતાની ખુરશી ખસેડીને મંચ આગળ મૂકી દીધી. બીજો હૂકમ છૂટયો અને બધા સાવધ થઇને ઉભા.

થોડીક ક્ષણ માટે બાપુ મૂંગા સૌની સામે ઉભા. વાતાવરણ તંગ બન્યું, અને બાપુએ બોલવાનું શરૂ કર્યુ :

" સિપાહી સિપાહીની રમત તો આપણે બહુ રમ્યા. હવે ઘડીઓ ભરાઈ ગઈ લાગે છે. સાચા સિપાહી બનવાની ઘડી આવી લાગી છે. ટૂંક સમયમાં જ હવે આપણે આપણી સ્વાધીનતા સારૂ લડવાનું શરૂ કરીશું. કોઇપણ કારણસર, અગમ્ય કે બીજા કોઈપણ કારણસર આપણી સાથે પૂરે માર્ગે મકસદ લગી પહોંચવાને અસમર્થ હોય એ હમણાં જ પોતાની બંદુક પાછી આપી નીકળી જાય.

અત્યારે એમને માટે અવસર છે. અત્યારથી નીકળી જવું એ એને માટે, આપણો વિશ્વાસ મેળવી પછી અણીની ઘડીએ પોતાની ફરજ બજાવવામાંથી ચૂકે તે કરતાં વધુ માનભર્યું છે. નીકળી જવાની ઇચ્છા હોય એ બહાર નીકળી જાઓ. અમારા અંતરમાં એમને માટે જરાય કડવી લાગણી નથી. અમારા મોંમાં એમને માટે કડવા શબ્દો નથી."

નોનો પોતાની જગાએ ઉભી થઇ ગઇ. પહેલા થોડા શબ્દોના અર્થે એને વિચાર કરતી કરી મૂકી. સૈનિકો પર પણ એજ અસર થઈ હતી. માથાં ઉંચકીને, ખુમારીભર્યાં ચહેરે સૌ પોતપોતાની જગાએ કાયમ ઉભા રહ્યા. કોઈપણ ન હટ્યો. બાપુ ઉભા ઉભા સૌને જોતા હતા. ભયંકર લાગે એવી શાન્તિમાં એમણે દરેક હારમાં ફરવું શરૂ કર્યું. દરેકના ચહેરા પર નજર નાંખીને એ આગળ ચાલતા. બધે ફરીને બાપુ પોતાની જગાએ આવી ગયા. એમના બન્ને હાથ એમણે પીઠ પાછળ સખત બીડાવ્યા.

"દોસ્તો," એમના શબ્દોમાં ગૌરવ અને લાગણી ભારોભાર હતી, "મેં કદીપણ તમારા પર અણવિશ્વાસ આણ્યો ન હતો. દોસ્તો, તમારા માટે મને અભિમાન છે."



"બાપુ," હાથ પકડતાં નોનોએ પૂછ્યું, "ત્યારે બધું નક્કી છે?"

"હા, નોનો."

"બાપુ!" નોનોના શબ્દ ત્યાંજ અટકી ગયા. એનાથી આગળ બોલાયું જ નહીં. બાપુનો હાથ મજબૂત પકડી એ એમના સામું ટીકી રહી.

" મારી સાથે રહીશ નોનો ? "

" આખાએ આયર્લૅન્ડમાં સાથે જ શરૂ થશે ? "

" આખાએ આયર્લૅન્ડમાં. "

" બાપુ હું તમારી સાથે નહીં રહું. "

" કેમ વારૂ ? "

" મારે ઉત્તરમા રહેવું જોઇએ. મેં એમની સાથે કામ કર્યું છે. છોકરીઓને મેં તાલીમ આપી છે. લડતમાં તો મારે એમની સાથે જ રહેવું જોઇએ. નહીં બાપુ ? " વકિલાત કરતી હોય એમ નોનો બાપુ ભણી જોઈ રહી.

" એમ ? "

" અલબત્ત, રહેવું જ જોઇએ બાપુ. તમારી સાથે રહેવાનું મન તો થાય છે. પણ એમનો છેહ ન થાય. આખોએ વખત મને તમારા ખ્યાલ આવશે. તમે શું કરતા હશો એના વિચારો કર્યા કરીશ. હું તમારી સાથે નહીં રહી શકું. સાચું ને બાપુ ? મારે તો મારા મિત્રો સાથે જ રહેવું જોઇએ ખરૂંને ? "

" નોનો, તને ખરૂં લાગે તે જ કરવું. અંગત લાગણીઓ ને અંગત સંબંધોને દાટી દેવા જોઇએ. "

" તમે જ મને તમારી સાથે રહેવાનું ફરમાવો એવું હું તો ઇચ્છતી'તી. " નિરાશ અવાજે નોનો બોલી.

" ડાહી દિકરી ! "

# [૨૦]

'આજે શું થશે બાપુ?'

"શું થશે? એટલે?"

"તમને એ ખ્યાલ નથી લાગતો. હમણાં હમણાં હું જ્યારે જ્યારે અહીં આવી છુ ત્યારે કશુંક અગત્યનું કે રસભર્યું અહીં બન્યું છે. જાણે કોક ભલી પરી મને અહીં ક્યારે આવવુ તેની ખબર આપી જાય છે!"

"તારી ભલી પરી તને કાંક વિગત કહેતી હોત અને શું બનવાનુ છે તે પણ કહેતી હોત તો વધારે સારૂં થાત."

"બાપુ પરીઓને તે કાંઈ સવાલ પૂછાય છે?" નોનો આગળ વધે તે પહેલાં તો ઓરડાનો દરવાજો જોસભેર ખૂલ્યો અને એક છાપખાનાનો કામદાર અંદર આવ્યો.

"આપનું નીચે કામ છે." એ બોલ્યો.

બાપુ એની સાથે બહાર ગયા અને લગભગ તરત જ પાછા ફર્યા. ખૂણામાંથી એક બંદૂક ઉપાડી એમાં કારતુસ ભર્યા. થોડા કારતુસ ખીસામાં નાંખ્યા.

"આ શું બાપુ? શું છે? મારે કશું કરવાનું છે?" ઉતાવળે નોનોએ સવાલ પૂછ્યા.

"તું અહીં જ રહે. કદાચ મને તારી જરૂર પડશે."

શું ચાલતું હશે એ વિષે તરહ તરહના ખ્યાલ બાંધતી નોનો ત્યાં જ બેસી રહી. ન સમજાય એવી મૂંઝવણ એના મનમાં થતી. ત્યાં તો બહાર પગલાંનો અવાજ આવ્યો. વંટોળ માફક મેડમ માર્કીએવીકઝ દાખલ થયાં.

"મી. કૉનોલી ક્યાં છે? ક્યાં ગયા?" સત્તાભર્યા અવાજે એમણે પૂછ્યું: "'ગેલીક પ્રેસ' પર ધાડ આવી છે. ચારે બાજુ લશ્કરી ટૂકડી ઘેરી બેઠી છે."

"નીચે કાંઈક થયું છે. થોડીક વાર પહેલાં જ એ નીચે ગયા. સાથે બંદૂક પણ લેતા ગયા છે. મને અહીં જ રહેવાનું કહેતા ગયા. કહે કે તારી જરૂર પડશે." નોનો ઉતાવળે બોલી ગઈ.

મેડમ બહાર દોડી ગયાં. થોડી ક્ષણ પછી નોનોએ મેડમ અને બાપુને ઓરડામાં આવતા સાંભળ્યા. મેડમ ઉત્સાહભેર વાત કરતા હતાં. બાપુ ખડખડાટ હસતા હતા.

"તારી ભલી પરી ખરી હો નોનો. જાણે લડી લેવું પડે એમજ લાગતું હતુ. એમની પણ એવી જ ઇચ્છા લાગતી હતી." બાપુ બોલતા ગયા અને મેજના ખાનામાંથી કેટલાક પરિપત્ર કાઢતા ગયા.

"હું સહી કરતો જઉં એમ તું એમાં આટલા શબ્દો ભરી નાખ: 'તુરત જ' અને 'બધી સામગ્રી સાથે.' મારે બસો ને પચાસ પરિપત્રની જરૂર છે"

નોનોએ શહેરી સૈનિક દળના હુકમપત્રોમાં જુદી જુદી જગાએ જુદા જુદા શબ્દો ભરવા માંડયા: 'તુરત જ' 'લીબર્ટી હૉલ.' 'બધી

સામગ્રી સાથે. મેડમે એને મદદ કરવા માંડી. અચાનક જ ઉંચું જોઈ મેડમે કહ્યું: "પણ મી. કોનોલી, મારી પાસે તો મારી પીસ્તોલ પણ નથી."

"કાંઈ ફિકર નહીં. તમને બંદૂક આપવામાં આવશે."

"હમણાં જ આપી દો એટલે મારૂં મન હળવું થાય."

ખાનામાંથી એક મોટી 'મોઝર' કાઢી બાપુએ મેડમને આપી. મેડમે એને તપાસી, બાજુએ મૂકી અને વળી પાછાં કામે વળગ્યાં. તેવામાં જ એક માણસ દોડતો અંદર આવ્યો. સલામ ભરી એણે કહ્યું: "એ લોક બરાકમાંથી બહાર નીકળ્યા."

નોનોને નવાઈ લાગી: "એને કેમ ખબર પડી?"

"અહીંથી તે પોલીસ બરાકો લગી આપણા નિરીક્ષકોની હાર લાગેલી છે. જરાકે સળવળાટ થાય એટલે તુરત જ ખબર પડે."

"ઓહ" નોનો બોલી અને એના મનશ્ચક્ષુ આગળ સૈનિક-દળની હાર, સંકેતની આપલે અને થોડીક જ ક્ષણમાં હોલ પર આવી પહોંચેલા સમાચારના બનાવો આવી ગયા.

છેલ્લા પરિપત્ર પર સહી કરતાં બાપુ બોલ્યા:

"હવે આપણે તૈયાર છીએ. એમને જે કરવું હોય તે કરે. લે હવે જલ્દી કર, નોનો. જો, તારૂં કામ પતે કે તરત જ નીચે મારી પાસે આ બધાં લઇને આવી પહોંચ."

ખુબ ઝડપથી કામ પતાવીને નોનો બધા પરિપત્રો લઇ નીચે ગઇ. નીચે મંડળ તરફથી ચાલતો સહકારી ભંડાર હતો. હોલમાં અને છાપખાનામાં થઇને ત્યાં જવાતું. પણ ત્યાં શી શી ગોઠવણ હશે એની નોનોને જાણ નહતી અને એમાં જરાય માથું મારવાની

એની ઈચ્છા પણ ન હતી. ભંડારમાં બાપુ મેજ પાછળ બન્ને હાથમાં બંદૂક પકડીને ઉભા હતા. છાપખાનામાં પડતા બારણે એમણે પીઠ કરી હતી. મેડમ એમની પાસે જ 'મોઝર' હાથમાં રાખીને ઉભાં હતાં. મીસ મોલોની મેજની બહારની બાજુએ પોતાની નાનકડી પીસ્તોલની નાળી સાફ કરતાં હતાં. દરવાજા આગળ સૈનિક દળના ત્રણ સિપાહીઓ આંટા મારતા હતા. નોનોએ પરિપત્રો બાપુના હાથમાં મૂકયા. બાપુએ એક સિપાહીને બોલાવીને પરિપત્રો આપ્યા: "તરત જ પહોંચાડી દ્યો." સિપાહી સલામ કરીને દોડતો ચાલ્યો ગયો. બહારથી એક નિરીક્ષકે આવી સમાચાર આપ્યા: "એક ક્ષણમા અહીં આવી લાગશે. પૂલની આ પાર આવી ગયા."

"બહુ સારૂં." બાપુ બોલ્યા અને સિપાહી સલામ કરી જતો રહ્યો.

"શું થયું છે?" નોનોએ મીસ મોલોનીને પૂછ્યું.

"પોલીસનો એક માણસ આવ્યો. કહે કે મારે કાગળીઆંની જડતી લેવી છે. છાપખાનાના એક માણસ મારફતે મેં મી. કોનોલીને સંદેશો કહેવરાવ્યો. અને જડતીનું કામ અટકાવવાનું શરૂ કર્યું. એ જ વખતે તમારા બાપુ આવી લાગ્યા. પોલીસના હાથમાં કેટલાક કાગળીઆ હતા. મી. કોનોલી એની પાસે ગયા. પીસ્તોલ તાકી કહેઃ 'મૂકી દે નહીં' તો જાનથી જઈશ.' પેલાએ કાગળ મૂકી દીધા. પછી તમારા પિતાએ એને પૂછયું "શું જોઈતું'તું?" પોલીસ કહે કે અહીં 'ગેલ' 'ગેલીક એથલેટ' 'એનેસ્ટી' કે 'સ્પાર્ક'ના જે પણ અંક મળે તે જપ્ત કરવાનો અમને હુકમ છે. પછી બાપુએ એની પાસે એનો હુકમ માંગ્યો."

નોનો હસી પડી. એને એટલી ખબર હતી કે *ડોરાના ફરમાન

* લડાઈના વખતે દેશના સંરક્ષણનો જાહેર કરેલો કાયદો-Defence of The realm Act.

મુજબ તો સંશય પરથી પણ ગમે તે ઘર કે જગાની જડતી લઇ શકાય.

"પણ એની ધારી અસર થઇ." મીસ મોલેની પણ નોનોના સ્મિતમાં સાથ પૂરાવતાં બોલી.

"પોલીસ બિચારો કહે કે 'મારી પાસે હૂકમ તો નથી.' અને મી. કોનોલીએ કહ્યું: 'હૂકમ લઇને પછી જડતી લેવા આવજો.' અને બાપડો જતો રહ્યો."

બાપુએ પાછા આવી પરિપત્રો ભરવા માંડયા ત્યારે આમ બની ગયું એમ નોનોએ મનમાં ઘડ વાળી.

એક ઇન્સ્પેકટર, સાદા કપડાંમાં ચાર પોલીસો અને ગણવેશમાં બે પોલીસો એટલા દુકાનમાં દાખલ થયા. ઇન્સ્પેકટરે આગળ વધી કહ્યું: 'હું ઇન્સ્પેકટર એબ્રોન છું.'

"શું કામ છે?" બાપુએ પૂછ્યું.

"અમે અહીં જપ્ત છાપાં માટે જડતી લેવા આવ્યા છીએ."

"તમારો હૂકમ?"

"આ રહ્યો."

ઇન્સ્પેકટરે હૂકમ વાંચ્યો.

"જુઓ, આ દરવાજા લગી ભંડાર છે." દરવાજો બતાવતાં બાપુ બોલ્યા. "અહીંથી આગળ લીબર્ટી હોલ છે અને ત્યાં તમે નહીં જઇ શકો. તમારી જડતીનું કામ શરૂ કરો."

"લીબર્ટી 'હોલમાં દાખલ થવાની અમારી ઇચ્છાએ નથી."

"મને તમારા કહેવામાં જરા પણ શંકા નથી."

વ્યંગમાં બાપુ બોલ્યા.

ઇન્સ્પેક્ટરે હૂકમ આપ્યો અને એક પોલીસે છાપાં રહેતા હતા તે થોડો ફેંદવા માંડયો. બારણા આગળ ઉભેલા બાપુ આગળ એ એક ક્ષણ ખમચાયો. શુ તે બાપુનું ખૂન કરવા માંગતો હતો ? શ્વાસ રૂંધી નોનો જોઈ રહી. જાણે પેલાનો વિચાર પારદર્શક હોય એમ એ જોઇ રહી. પણ ત્યાં તો ઇન્સ્પેકટરે બીજો હૂકમ છોડયો અને એ પોતાની જડતીના કામમાં મશગૂલ થયો. નોનોનો શ્વાસ હેઠે બેઠો.

"અહીં તો કાંઈ પણ નથી" એણે કહ્યું અને પોલીસ ચાલી નીકળ્યા.

"અમે જાણતા'તા અહીં કશુ નથી એ." મીસ મોલોનીએ નોનોને કહેવા માડયુ. "પહેલીવાર પેલો પોલીસ ગયો એટલે અમે 'ગેલ' ને જપ્ત કરવા જેવું કશુ લખાણ આવ્યું છે તે જોવા બધે શોધ્યુ. પણ અહીં તો હતું જ નહીં'!"

મેડમ અને બાપુ છાપખાનામાં થઇને હોલમાં ગયા. પણ નોનો-એ તો સડક પર થઇનેજ હોલમાં જવાનુ પસંદ કર્યું. ચારે બાજુથી, ખૂબ જ ઉતાવળમાં, ખભે બગલથેલા ભરાવીને, હાથમાં બંદૂકો પકડીને શહેરી સૈનિક દળના સૈનિકો હૂકમ મુજબ આવતા હતા. કેટલાકના મોં પર કોલસાની ભૂકી લાગી હતી. કેટલાકને ચહેરે સીમેન્ટ છંટાએલો હતો. વહાણુ પરથી, ગોદીમાથી, કારખા-નાંઓમાથી, બંધાતાં મકાનો પરથી, ગાડાં, લારીઓ મોટરો છોડીને,

બધા દોડતા હાંફતા આવતા હતા. હુકમનો તાત્કાલિક જ અમલ થતો હતો. કેવું પ્રેરણાદાયી દૃશ્ય! નોનોએ વિચાર્યું.

"હું વખતસર છું?" એક જુવાન છોકરાએ પૂછ્યું. એનો શ્વાસ માતો ન હતો.

"વખતસર લાગો છો" સસ્મિત નોનોએ જવાબ દીધો.

ચારે ગમથી લોક ઉમટતા હતા. કલાક કરતાંયે ઓછા વખતમાં દોઢસો સૈનિકો તો આવી ગયા.

મુખ્ય દરવાજે પહેરો ગોઠવાયો હતો. મોટી નીસરણી પર પણ પહેરો હતો. નોનો ત્યાંથી શસ્ત્રાગાર બાજુએ ગઈ. ઉત્સાહના પૂરમાં એ પણ તણાઇ. સૈનિકો ટોળે વળી પોતાને હુકમ કેવી રીતે મળ્યો અને પોતે કેમ પાળ્યો તેની ઉમંગભેર વાતો કરતા હતા. મુકાદમોની નારાજીની વાતો કરતાં એ હસતા હતા. એક સિપાહી તો કહે કે: પાઉંરોટીનો ખટારો હાંકતો હતો ત્યાં હુકમ મળ્યો.–'તુરત જ' 'બધી સામગ્રી સાથે'. તુરત જ એ ખટારામાંથી કૂદી પડયો અને દોડતો પોતાની બંદૂક લેવા ગયો.

પાછળ હોંકારો થયો. નોનોએ પાછા ફરીને જોયું. એક નાનકડું ટોળું ભીને કપડે અને પુલકિત ચહેરે દાખલ થયું. લોકના ખભા થાબડવાનો અને ખડખડાટ હાસ્યનો અવાજ સંભળાયો. એમણે એમની વાત કહી. નહેર ઉપર આવેલી એક ગોદીમાં એ કામ કરતા હતા. સાં તો દરવાજે હુકમવાળો આવી પહોંચ્યો. અને એણે સીટી મારી 'ચાલો જલ્દી,' કહ્યું અને રાચ મૂકી બધા ઉભા થયા. મુકાદમ આ જોઇને ગભરાયો અને હડતાળ હશે માની બારણું દઈ દીધું. પણ આ લોક તો દિવાલ ચઢી ગયા અને નહેરમાંથી તરીને આ પાર આવ્યા. ભીના હતા, નીતરતા હતા, તોયે મસ્તીમાં હતા!

અને હજુય સૈનિકો આવતા હતા.

નોનોના મનને ચેન ન હતું. એણે ટોલમાંજ આંટા મારવા માંડયા. મંડળના કાર્યવાહકો નિશ્ચિંત મને રાબેતા મુજબના કામ-કાજમાં મન પરોવતા હતા. નોનોને નવાઇ લાગી. "આ તો રોજનું થયું." આવો જ જવાબ જાણે દરેકે દરેકની મો કળા પરથી નોનોને મળતો.

દિવસ એમ ને એમ લંબાતો ગયો. લીબર્ટી હોલની આસપાસ લોકના ટોળા ઉમટવા લાગ્યાં. સૈનિકો અને સ્વયંસેવકો બાતમી મેળવવા આવવા લાગ્યા. પછી તો સ્ત્રીઓની દર્દી-આરવારની ટૂકડી આવી. શસ્ત્રાગારમાથી આવતા ગીતના અવાજથી નોનો તે તરફ ખેંચાઈ. ફરી એકવાર બગલથેલા, બંદૂકો દિવાલને ટેકો દઇ પડયા હતા. સૈનિકો ઉભા ઉભા કે આંટા મારતા મારતાં ગાતા હતા.

> "બદૂક અને કારતુસ બન્ને અમારી પાસે છે.
> એનો ઉપયોગ પણ અમને આવડે છે.
>
> "સેક્સન મામો મળી જાય તો જહન્નમમા.
> પહોંચાડતા અમે જાણીએ છીએ.
>
> "માતૃભૂમિને આઝાદ કરવાની છે. આઝાદીના
> જંગમા શહીદ થએલાનું વેર લેવાનું છે.
>
> "અમારી લડત ચાલુ છે."

યુદ્ધની આતુરતાપૂર્વક રાહ જોતા આ સૈનિકોને જોઈ નોનોનું હૈયું આનંદથી ભરાઇ ગયુ. બાપુ આવ્યા હતા.

"તમને નં. બ્બા બોલાવે છે." એક સૈનિકે નોનોને સંદેશો આપ્યો. નોનો તરતજ બાપુ પાસે ગઈ.

" નોનો, સરે હાઉસમા મારા ઓરડામાં મારી બંદૂક અને બગલ-થેલી પડયાં છે તે લઇ આવવાનાં છે. કોઇ કિઆનાવાળા જુવાનને કહેજે–આટલામાં કોઇનું કોઈ તો જરૂર હશે જ–કે પીઠ પર બગલ-થેલી ભરાવી ઉપર મારો ભારે ઓવરકોટ પહેરી અને બંદૂક ખભે લગાવી જાણે મારા હુકમ પ્રમાણે શહેરી સૈનિક દળમાં ભરતી થવા જતો હોય એમ ચાલી નીકળે. વાર ન કરતી. આજની રાત અહીં હોલમાં જ રહેવાનું છે."

રસ્તામાં જ નોનોને કિઆનાનો એક જુવાન મળી ગયો. બાપુના કહ્યા મુજબ બધુ લઇને હોલથી થોડે છેટે હતા ત્યાંજ ટટ–ટટ–ટટ–ના ભયંકર અવાજ અમને કાને પડયા. જુવાન મિત્રને ત્યાંજ ઉભી રાખી નોનો આગળ વધી. હોલના પ્રવેશદ્વાર આગળ બે છૂપી પોલીસના માણસો ઉભા હતા.

" કોનુ કામ છે ?" નોનોએ પૂછ્યુ.

" કાઉન્ટેસ માર્કીએવીકઝનુ."

" જરા થોભો." કહી નોનો બારણુ બંધ કરીને દોડતી અંદર ગઈ.

" મેડમ તમને મળવા બે છૂપી પોલીસના માણસો બહાર ઉભા છે."

" મને ?"

સૈનિક તો આ સવાલજવાબ સાંભળી એમની પીસ્તોલો જોવા લાગ્યા.

" બેજ છે ?" મેડમે પૂછ્યુ.

" મને તો બેજ લાગ્યા."

હોલમાંથી બારણા પાસે આવતાં મેડમે હોલના દીવા એકદમ ઝાંખા કરી નાંખ્યા. નોનોએ બારણું ઉઘાડયું.

"શું કામ છે ભાઈ?"

"આપના ઉપર હૂકમ બજાવવાનો છે."

"શેનો હૂકમ?"

"ડીશ'ના ફરમાન મુજબ કેરીમાં દાખલ થવાની આપને મનાઇ કરવામા આવે છે."

"એટલે આવતી કાલે રાતે ટ્રાવીમાં બોલવાની મનાઈ કરવામાં આવે છે?"

"એની મને ખબર નથી."

"અને જો હું તમારા હૂકમનો ભંગ કરી કેરી જઉં તો શું થાય?" 'મોઝર' પીસ્તોલને હાથથી પંપાળતાં મેડમે પૂછ્યું.

"મેડમ, આપના ઉપર હાથ ઉપાડવા કોણ તૈયાર છે? તમે પણ કાંઈ થોડા જ અમારામાંથી કોઈના પર નિશાનબાજી કરવાના છો? ખરૂં ને મેડમ?"

"હા. હું તો કરું." ખડખડાટ હસતાં મેડમ બોલ્યાં. "હું તો નિશાન તાકવા અને નિશાન બનવા હમ્મેશા તયાર છું."

"મેડમ, એ તો ખાલી કહેવાનું. અમારામાં કોઇને હમણાં મરવાની ઇચ્છા નથી. થોડુંક વધારે જીવી લઇએ."

હોલના છેવાડેથી અવાજ આવ્યો:

"થોડુંક વધારે જીવી લેવું હોય તો અહીં આવવાનું માંડી વાળો. અમને કાંઈ તમારી સાથે પ્રેમ નથી."

"અમે હવે જઇએ છીએ. તમે ફેરી નહીં જાઓ ને મેડમ?"

"આવજો" ખૂબ સભ્યતાથી મેડમે જવાબ દીધો. બારણું બંધ કરતાં એમણે ફરીથી કહ્યું: "યાદ રાખજો, નિશાન તાકવા અને નિશાન બનવા હું હમ્મેશાં તૈયાર છું."

નોનો તરફ ફરીને મેડમ બોલ્યાં: "શું કરીશું હવે? મને તો ફેરી જઈ એમના હુકમનો ભંગ કરવાનું બહુ મન છે. પણ શું કરૂં? મી. કોનોલીએ મને ખાસ ફરમાન કર્યું છે. ચાલો, આપણે 'સેનાપતિ'ને જઇને પૂછીએ."

બધા આગળ વધ્યા. થોડાંક ડગલાં આગળ ગયાં ત્યાં નોનો બોલી ઉઠી:

"આમ કરીએ, મેડમ. મને એક ખ્યાલ આવ્યો છે. તમે તમારૂં ભાષણ લખી કાઢો. થઈ શકે એટલું કડક રાજદ્રોહી બનાવો. અને કોઇને એ ભાષણ વાંચવા મોકલો. ભાષણ પણ થશે અને તમારી ધરપકડ પણ નહીં થાય."

"એમ થાય, પણ મોકલીએ કોને? મી. કોનોલીને પૂછીએ. એમને જ નક્કી કરવા દો."

લીબર્ટી હૉલના દાદર પર જ બાપુની મુલાકાત થઈ.

"મી. કોનોલી હમણાં જ મારા ઉપર મનાઇહુકમ બજાવવામાં આવ્યો. ફેરીમાં દાખલ થવાની મને મનાઈ કરવામાં આવી. હવે મારે શું કરવું? હું જઉં કે હુકમ માન્ય રાખું?"

"નોનો, પેલી બંદૂક અને બગલથેલી લાવી?"

"હા બાપુ." ફિઆનાવાળા જુવાન પાસેથી લઇ નોનોએ બંદૂક અને બગલથેલી બાપુને આપ્યાં.

"ઊંહૂં તમારે કેરી જવાનું નથી. એવો પ્રયત્ન કરશો ત્યાજ કોક નજીકના સ્ટેશનેથી પકડી તમને છ માસની સજા કરવામા આવશે. અત્યારે એ અમે ચલાવી લઇએ એમ નથી તમારા જેવાની ભેટ આપવાનુ અમને ન પાલવે જો સત્તાવાળાઓ એમનુ આજનુ કામ ચાનુ રાખે તો કાલે કે કદાચ આજ ગતેજ ખરેખરી વાત બને કોણ જાણે?...પણ તમે અહીં જ રહો "

"મારૂ ભાસણુ લખીને કોઇની સાથે મોકલાવુ?"

"એ તમેજ નક્કી કરો વિચાર તો સારો છે "

"પણ મોકલુ કોને?"

"શોધી કાઢો ચળવળને અંગે જેણે નોકરી ગૂમાવી હોય એવા જ કોકને શોધજો નહી તો બિચાગને ભારે પડી જશે અને તમે ભાષણુ તૈયાર કરો આજે તમને ચોકીમાથી છૂટી "

"પણ. ..."

"ના ના, એનુ કાઇ હશે તો તો હુ તરતજ સ દેશો મોકલાવીશ"

મેડમ હોલમાથી બહાર ગયા

"તારે પણ અહી રહેવાની જરૂર નથી, નોનો. મેડમનો સ દે તને પણ મળી રહેશે "

"મારે જવાનું છે?" નિરાશ થઇને નોનોએ પૂછ્યુ

"ના ના, કાંઈ તને જતા રહવાનો હુકમ નથી કરતો "

, /

❧

બીજું તો કાંઈ પણ ન બન્યું. નોનો હવે ઘેર જતી હતી. થોડો વખત હતો તો બાપુને મળી લેવા એ લીબર્ટી હૉલમાં આવી હતી. પણ એમનાથી એક બીજા વચ્ચે કશી વાતચીત થઈ શકી જ નહીં. બન્નેના છૂમને ટેરવે આવી જતી વાત કરવાને બન્ને નારાજ હતા. પણ એ વિચાર મનમાંથી તો કાઢી શકાતા ન હતા. નોનોનું ગળું પકડાઇ ગએલું લાગતું. ચહેરા પર સ્વસ્થતા રાખતાં પણ નોનોને પ્રયત્ન કરવો પડતો.

"બાપુ, હું બેલફાસ્ટ જાઉં છું. કદાચ આપણે ફરીથી ન પણ મળીએ." નોનોથી વધારે વાર મૂંગા રહેવાયું નહીં.

"કદાચ એમ પણ બને, નોનો."

બાપુએ માથું ઉંચું કર્યા સિવાય જ કહ્યું.

"બાપુ!" નોનોએ હોઠને દાંત વચ્ચે કચકચાવ્યો.

"નોનો, બા અને તમારા સૌના અહીં આવવા માટે હું ગોઠવણ કરીશ અને આવવાનું છે એ પણ જણાવીશ."

"હા. બાપુ...બાપુ મને લાગે છે એગ્ના તો મારી સાથે આવશે."

"તને એમ લાગે છે?"

"હા. અહીં આવવું હોય તો કોઇ રોકવાનું નથી. પણ ત્યાં ઉત્તરમાં જ રહે તો ઠીક રહેશે."

"ઓ બાપુ" નોનોની આંખમાં આંસુ આવ્યાં. ઝડપથી ઉઠીને બારી પાસે જઈ નોનો ઉભી. કશાય ઉદ્દેશ વિના એણે બારી બહાર જોયું.

બાપુ એમની ખુરશી પરથી ઉઠ્યાઃ ' આમ આવ, નોનો.' એમણે કહ્યું. આંસુ લૂછવા એક પળ નોનો રોકાી, અને પછી બાપુ પાસે ગઇ ! પોતાના ગજવામાંથી બાપુએ એક છબી કાઢી અને સામે મેજ પર મૂકી. નોનોની સ્વયંસેવિકાના ગણવેશની એ તસ્વીર હતી.

" આ જોયુ નોનો ? " એક હાથ નોનોને ખભે મૂકી બાપુએ છબી નીચેનું લખાણ વંચાવ્યું :

" તમારો સૈનિક દિકરો " મશ્કરીમાં નોનોએ છબી મોકલતાં એ પ્રમાણે છબી નીચે લખ્યું હતું.

નોનોએ લખાણ જોયું. છબી જોઈ અને પછી બાપુ સામે જોયું. બધુંએ સમજી ગઈ હોય એમ મુઠી હલાવી ધ્રૂજતા હોઠે હસવાનો પ્રયત્ન કર્યો. અને પછી બાપુના ખભામાં મ્હોં સંતાડી દીધું. બન્ને મૂંગાં ઉભાં રહ્યાં. બાપુનો હાથ નોનોને ખભે ફરતો હતો.

નોનો આઘી ખસી ગઇ. પ્રયત્નપૂર્વક હસી અને બોલીઃ " સારૂં, ત્યારે બાપુ."

" સૈનિક સાચી ! " બાપુ પણ સામે હસ્યા. નોનોએ એની પેટી ઉપાડી અને બારણા લગી પહોંચી. ત્યાંતો પેટી ત્યાં જ મૂકી દઈ દોડતી બાપુને વળગી પડી. એનું હૈયું પણ જાણે ધબકતું હતું : બાપુ, બાપુ.

# [૨૧]

નોનો ઘેર પહોંચી ત્યારે ચાર વાગી ગયા હતા. આમ તો શનિવારે બપોરે એક વાગ્યા પહેલા તો તે ઘેર આવી જતી. પણ આજે ડબ્લીન મોકલવા માટે તે સીગારેટ અને તમાકુ ઉઘરાવવાના કામમા પડી હતી ઇંગ્લેન્ડ અને સ્કોટલેન્ડમા કામ કરનાર જુવાનોને માથે લશ્કરી નોકરીના કાનુન મુજબ બ્રિટિશ લશ્કરમાં જોડાવાનું ફરજિયાત હતુ. પણ આ જુવાનોએ આયરીશ લશ્કરમાં જોડાવુ પસંદ

કર્યું હતુ, અને તેજ કામમાં જોડાયા પછી પોતાના આછાપાતળા સાધનો મુજબ ડબ્લીનની આસપાસના ડુંગરોમા રહીને પડકારની રાહ જોતા હતા. આ જુવાનો માટે તે સીગારેટ અને તમાકુ ઉઘરાવતી હતી.

"બાર વાગ્યાનો હુ તમારી રાહ જોઇ બેઠો છું." નોનો ઘરમાં દાખલ થઈ અને બાર્ની મૅલૉઝએ કહ્યુ.

"મને તો જરાંક ખ્યાલ જ ન હતો..." નોનો બોલી. નોનો હસી, પણ મેલોઝ વચ્ચેજ બોલી ઉઠયો.

"એક કામ આવી પડયુ છે, નોનો, એટલેજ હું અહીં આવ્યો છુ. તમારા બાપુનો કાગળ છે. વાંચો."

નોનોએ કાગળ ઉઘાડયો અને વાંચ્યો.

"નોનો,

આવનાર શુ કામ કરવાનુ છે તે તને કહેશે. મને તારી શક્તિમાં વિશ્વાસ છેજ.

જેમ્સ કાનોલીના
આશીષ"

"શું કામ છે?" નોનોએ પૂછયુ.

"લાયમને આજે ઇંગ્લેન્ડ હદપાર કરવાના છે. આપણે એને પાછો લાવવાનો છે. માઉન્ટજોય જેલમાથી સંદેશો આવ્યો. આપણે તેને કયા અને કયારે લઈ જવાના છીએ તેની ખબર મોકલાવવાનુ કહ્યુ છે."

"એની સજા તો આજ લગીની હતી ખરૂં?"

"હા, એટલે તો લાગે છે કે આજેજ એને હદપાર કરશે. હું આવ્યો ત્યા લગી સંદેશો આવ્યો ન હતો. પણ એ લોકોએ મને તમને તૈયાર કરવા મોકલ્યો. એમને સંદેશો મળશે એવો જ અહીં કાસદ આવી લાગશે."

"એ કામ કરવાનું છે કેવી રીતે? તમારી પાસે બધી યોજના અને વિગતો છે ને?"

"હા." કટી ખાર્નીએ ખીસામાથી કાગળીઆ કાઢયા. "પણ તારા બાપુ કહેતા હતા કે આ કાંઇ યોજના કે હુકમ નથી. આ તો

કેવળ તમને મદદરૂપ થઈ પડે માટેજ મોકલ્યાં છે. આપણને હુકમ તો લાયમને પાછો લાવવાનો જ છે. પશ્ચિમ બાજુની આખી દોરી એને હાથ છે. અને લાયમ ઇંગ્લેન્ડમાં ન જ રહેવો જોઇએ. તમારા બાપુએ આટલું કહ્યું છે. વિચાર એવો છે કે આપણે લાયમ જ્યાં હોય ત્યાં એની મુલાકાતે જવું અને મારે કપડાં બદલી લઈ એની જગાએ રહેવું. લાયમ મુલાકાતી તરીકે તમારી સાથે બહાર નીકળે પછી તો તમારે જોઈ લેવાનું રહ્યું. તમારે તો પવન માફક આયર્લેન્ડ પાછા આવી જવાનું છે.

"કામ તો કમાલનું છે. આ કગાળોમાં શું છે?"

"જુઓ આ તમારા બાપુના હસ્તાક્ષરમાં છે. એમણે કહ્યું છે કે આપણે જ્યા જવાનુ હોય ત્યાં સીધા ન જતાં, આગળ જવું, પાછા આવવું એવી રીત અખત્યાર કરવી. અહીં એમણે કેટલાંક ગામનાં નામ લખ્યાં છે. કહે કે અહીં તમે થોભજો. એમને ખબર છે કે લાયમને ઇંગ્લેન્ડની દક્ષિણે મોકલવાનો છે. આ યાદી બનાવતી વખતે પણ એમનો એજ ખ્યાલ હતો. અને આ," બીજો કાગળ બતાવતાં બાર્ની બોલ્યો. "ઇમોન સીન્ટની યાદી છે. પણ એમાં બીજાં ગામો સૂચવ્યાં છે."

નોનોએ બન્ને યાદીઓ લઇ સરખાવવા માંડી.

"અને તમારા બાપુએ ખાસ કહેવરાવ્યું છે કે આ યાદીઓ પ્રમાણે જ તમારે મુસાફરી કરવી એવું નથી. આનો ઉદ્દેશ તો કેવળ તમને મદદ કરવાનો છે."

"અને આ નામ શેના છે?" બીજા કાગળમાં લખેલાં નામો બતાવતાં નોનોએ પૂછ્યું.

"સીન મેકડરમોટે એ લખ્યાં છે. ઇંગ્લેન્ડ અને સ્કોટલેન્ડમાં આપણે માટેનાં સહિસલામત જગાનાં સરનામાં છે.

તમને જરૂર હશે ત્યારે આશ્રય કે મદદ બધું ત્યાંથી મળી રહેશે. પણ તમારા બાપુ તો કહેતા હતા કે આ આશ્રયસ્થાનો વિષે વિચાર કર્યા કરતાં જલ્દીથી ઇંગ્લેન્ડ બહાર નીકળી જવાની તૈયારીના વિચાર કરો એ વધારે સારું થઈ પડશે."

"બાર્ની! જો આટલું કામ આપણે કરી શકયા તો..." આવેશમાં નોનો વાકય પૂરું ન કરી શકી.



મીસ મોથોની નિરાશ કરે તેવા સમાચાર લાવ્યાં. લાયમને ક્યાં લઈ જવાના છે અને કયારે લઇ જવાના છે એનો ઇશારો સુદ્ધાં મળ્યો ન હતો.

"પણ તમારે અને બાર્નીએ આજ રાતે જ મુસાફરીએ ઉપડવાનું. તમે લોક બર્મીંગહામ જાઓ અને ત્યાંનું જે સરનામું તમને મળ્યું છે તેની સાથે સંબંધ બાંધો. પછીથી ત્યાં તમને ખરી ખબર મોકલવામાં આવશે."



તેજ રાતે બાર્ની અને નોનો ઉપડયાં; પહેલાં તો સીધાં ગ્લાસ્ગો ગયાં. ઝેપલીનના હુમલાને લીધે રાત તો એડીનબરોમાંજ ગાળવી પડી. મંગળવારે એ લોક બર્મીંગહામ પહોંચ્યાં. કશોય સંદેશો આવ્યો ન હતો. બુધ, ગુરુ, શુક્ર, શનિ, પણ કોઈ સંદેશો નહીં. નોનોને ચિંતા થતી હતી. આખું અઠવાડિયું ગયું પણ કાંઈ સમાચાર નહીં! રવિવારે ખબર મળ્યા. લાયમ તેજ સવારે લીક પહોંચી જશે.

ચિંતા અને કાળજી ગયાં. મોટર ભાડે કરી એ લોક થોડા જ કલાકમાં લીક પહોંચી ગયાં. ગામમાં દાખલ થયા પછી દસ મીનીટ

કરતાં ય ઓછા વખતમાં લાયમ નોનોની સાથે થઈ ગયો. બીજે દિવસે એ લોક ગ્લાસ્ગો પહોંચ્યાં. અહીં લાયમે પાદરીનો વેશ લીધો. બીજે દિવસે સવારે સાત વાગે નોનોએ ઘરનું બારણું બંધ કર્યું ત્યારે એનો શ્વાસ હેઠો બેઠો. લાયમ ઘરમાં હતો. એજ રાતે ડેનીસ મેકકુલક અને એનો મિત્ર મોટરમાં ડબ્લીન જતા હતા. લાયમને પણ એમની સાથે જ જવાનું હતું.

લાયમને વળાવીને નોનો ઘેર આવી ત્યારે એનું મન પ્રફુલ્લિત હતું. સોંપાએલી કામગીરીની સફળતાના ભાને એ આનંદમાં હતી.



બાએ કાગળ વાચતા ઉંચું જોયું: "નોનો, તારે માટે સંદેશો છે. તારા બાપુ લખે છે: નોનો માટે મને અભિમાન છે."



ગુડ ફ્રાઇડે! ભલા આવો ગુડ ફ્રાઇડે પહેલાં કોઈ વાર આવ્યો હતો? ઘરમાં હતાં એટલાં બધાં કપડાં પેટીઓમાં ભરી લેવાયાં. ફક્ત એમના અને નોનોના કપડાં અને સામાન મેજ પર ખડકાએલાં પડયાં હતાં. નાનકડાં ભાંડુ વારે ઘડીએ અંદર આવતાં, બહાર જતાં અને વખત વિષે પૂછપરછ કરતા. રસોડાને ખૂણે ઉતાવળમાં ખાવાનું ખવાતું. અને ઘર છોડયા પહેલાં કાગળો અને પત્રોનો બાળવાનો ઢગ પડયો હતો. બળતી ઝાળમાં ધીરે ધીરે પતાકડીઓ હોમવાના કામમાંથી નોનોએ ઉંચું જોયું. બા ખિન્ન વદને બારણામાં ઉભી હતી. ચિન્તા અને ગ્લાનિની રેખાઓ એના ચહેરે છવાઈ હતી. એમની નજર મળી અને થોડી વાર તો બન્ને એક બીજા સામું ટીકી રહ્યાં; પણ બાએ નજર હઠાવી મ્હોંફાડ જોરથી બીડી બાએ ગરદન હલાવી.

" એમ ખોટા ખ્યાલ ન કર, બા, રજા પર અને આનંદ માટે બહાર જતા હોઈએ ત્યારે આમ ખિન્ન ન દેખાવું જોઈએ " નેનોએ બાને કહ્યું.

" રજા ! આનંદના દિવસ ! " બા બોલી. એનો અવાજ ત્યાંજ તૂટ્યો અંદર આવી એ એક પેટી પર બેસી ગઈ. નેનો પણ પડખે બેસી ગઈ અને બાના ખભે હાથ મૂકી બોલી :

" તને શું થાય છે તે હું જાણું છું બા, પણ ઘરમાંથી તું બહાર નીકળે ત્યારે તને કોઈ પણ રોતું જુએ એ ઠીક નહીં હમણાં ગાડી આવશે. બધાય સ્ટેશને જઈશું અને થોડીક વારમાં તું બાપુને મળીશ "

' અને પછી નેનો ? "

" પછી કોને ખબર ? "

"પાંચ વર્ષ થાય છે અને બધુંએ વેરણછેરણ કરી દેવા માટે કાંક બને છે."

"ગાંડી માવડી. આવા ખોટા ખ્યાલ શું કરે છે?" નોનો બોલી; પણ એના હૈયામાં જાણે કોઇ સખ્ત ફટકો લગાવી ગયું હોય એમ થયું.

"આ મોટર આવી!" અંદર આવતાં રોરી બોલ્યો.

"ટોપી. ડગલા. ચલો જલ્દી કરો. બા તારી ટોપી? આ રહી. પેટી લીધી? ચલો આઘા ખસો." બધી ગોઠવણ કરતાં નોનો બોલી. "છેલ્લી પેટી આવી ગઈ. ચલ બા. ચાલો બધા, બેસી જાઓ." બાને વિચાર કરવાની એક ઘડી પણ ન મળે એમ નોનોની ઇચ્છા હતી. "હું સમાઇશ કે ટ્રામમાં આવું?"

અને એ બધાં ઉપડયાં.

મધરાત થઇ ગઈ હતી.



"લે હવે તો તને સંતોષ થયો ને?" એગ્નાએ પૂછયું.

"હા." એગ્નાનું જોઇને નોનોએ પણ ખુરશીમાં લંબાવ્યું.

"બધુ પતી ગયું. કોઇ આવે તો એને વહેમ સરખો પણ નહીં થાય. તને થાક લાગ્યો છે, એગ્ના?"

"થાક?" એગ્નાએ એક સખત બગાસું ખાધું." તને નથી લાગ્યો?"

"મને તો લાગે છે કે આખી રાતની અખંડ નિદ્રા એ દુનિયાની સાગમાં મારી ચીજ છે. ઘવાએલાઓની પાટાપીંડીમાં, બોખવા ઊંડ-

વામાં અને આ બધું બાળી દેવામાં કોણ જાણે કેટલા કલાકની ઉંઘ આખા અઠવાડિયામાં મળી હશે ?"

"એ બધુંએ ચાલત, જો દિવસે પાછું કામે જવાનું ન હોત તો. અને જાણે પગારની ખૂબ જ પડી હોય એમ મજૂરી કરવાની. બધી છોકરીઓ સાથે હસામસ્કરી કરવી ! જાણે કશું થવાનું જ નથી ! અને પાછું ઘેર આવવું અને વધારે કામ કરવું. આહ." બગાસું ન આવ્યું હોત તો ભાપણુ હજુએ લાંબુ 'ચાલત.

"લે ચાલ, સાડા ત્રણ થયા અને સાતે તો ઉઠવાનું છે. હું પાછલુ બારણું દઇ દે. હું આગળથી બંધ કરી દઉં. પણ લેને આપણે એક જ પથારીમાં સુઈ જઇએ. બે પથારી કોણ પાથરે !"



ટાઇરોનના વ્યવસ્થાપકનો ભેટો સ્ટેશન પર જ થઈ ગયો.

"તમારા બધા માટે રહેવાની ગોઠવણ કરી દીધી છે. તમે જરા નાસ્તો કરી લ્યો. પછી તમને બધાને ગ્રીલ હોલ પર લઈ જઉં." એણે નોનોને કહ્યું.

"અમે તો કાંઈ નાસ્તો કરી શકવાનાં નથી. અમે તો બધા ખૂબ આવેશમાં છીએ. તમે અમારી સાથે આવો છો કે જઇને પાછા આવો છો ?" નોનોએ પૂછ્યું.

"તમારો સરસામાન લઈ જવાની અને તમને હોટલ પર પહોંચાડવાની વ્યવસ્થા મેં કરી દીધી છે. મારે તો બેલફાસ્ટથી આવનારા સૈનિકો માટે અહીં રાહ જોવાની છે. હું હોટલ પર મળીશ."

નાસ્તો કરતાં જરાય વાર ન થઈ. સામાન લઇને બધા હોલ પર પહોંચ્યા ન પહોંચ્યા ત્યાં એક માણસ દોડતો એમની પાસે આવી પહોંચ્યો.

"પેલા માંદાની સારવારની ટૂકડીવાળા ક્યાં છે?"

"કેમ?" નોનોએ હસીને પૂછ્યું: "અમારે માટે કામ તૈયાર જ રાખ્યું છે કે શું?"

"હા." નોનોનો હાથ પકડીને લઇ જતાં એ બોલ્યો.

"ટીમ મેક્ગાયરે પોતાને હાથે ગોળી ખાધી છે."

"કેવી રીતે?"

"રિવોલ્વર સાફ કરતાં...

ટીમ ખૂબ સ્વસ્થતાથી પોતાનો હાથ પકડીને બેસી રહ્યો હતો. જાણે ખૂબ વિચારમાં હોય એમ વહેતા લોહીને ટગર ટગર એ જોતો હતો. નોનોએ ઘા તપાસ્યો. મોટો ઉઝરડો હતો. પાટો બાંધતાં નોનોને લાગ્યું કે શાંત ઓરડામાંની બધી આંખો એના ઉપર જ મંડાએલી હતી.

"લ્યો. પતી ગયું." પાટો પૂરો બાંધતા નોનો બોલી.

"આહ." દબાવી રાખેલો શ્વાસ છેવટે બહાર આવ્યો.

"તમારે અમારી સાથે આવવાનું છે." એક ઉંચા પહોળા માણસે કહ્યું.

"તમને કેમ ખબર પડી?" હસતાં નોનોએ પૂછ્યું.

"ઇશ્વરના સોગન, અમારી સાથે જ તમારે આવવાનું છે." ભાર દેતાં એણે કહ્યુ: "તમને તમારૂં કામ આવડે છે અને અમારી સાથે તમે હો ત્યાં લગી અમને કશો જ વાંધો નથી, ખરૂં ને?"

"હા." આખા ઓરડામાંથી એક જ અવાજ આવ્યો.

"જુઓ." સીધુ મ્હોં રાખી નોનોએ બોલવા માંડયુ: "સર-સામાન સાથે મેં મારી બંદૂક અને રિવોલ્વર મોકલ્યાં છે. ઘા પર પાટા બાંધ્યા પહેલાં ઘા કરવાની મારી ઉમીદ નહીં હોય એમ કેમ માની લીધુ?"

"અરે અમારી સાથે એ બન્ને કામ થઇ શકશે."

બધા હસ્યા નોનો પણ એમના આનંદમાં ભળી.

"તમે બધા એકઠા કયારે થવાના છો?"

'કાલે સવારે બેલફાસ્ટની ટૂકડી અમારી સાથે રહેવાની છે. એમની રાહ જ જોઇએ છીએ"

"બેલફાસ્ટથી કેટલાક તો અમારી સાથે જ આવ્યા."

"કાલે બાર વાગે કવાયત શરૂ થશે." ખૂણામાંથી એક જુવાન બોલ્યો.

"મીસ કોનોલી અહીં છે?" દરવાજેથી એક માણસે પૂછયું.

"હા. મારૂં કામ છે?" નોનોએ સામું પૂછયુ.

"અહીં આવો. તમને એક સંદેશો આપવાનો છે. બન્ને બહાર ગયાં.

"સેનાપતિએ મને સંદેશો દેવા મોકલ્યો છે."

"કયા સેનાપતિ?"

"ઉત્તરના લશ્કરના સેનાપતિએ. એમને હૂકમ મળ્યો છે કે સૈનિકોએ એકઠા થવાનું નથી."

નોનોના હોશકોશ ઉડી ગયા.

"શું ? લડાઈ નહીં થાય ?"

"અહીં નહીં થાય."

"અહીં નહીં એટલે ? બીજે ઠેકાણે થશે ?"

"સેનાપતિને લાગે છે કે ડબ્લીનમાં યુદ્ધ થશે."

નોનો ડઘાઇ ગઈ. એના ધ્યાનમાં કશુંય ઉતર્યું નહીં.

"મને તો સમજણ પડતી નથી. ડબ્લીનમાં યુદ્ધ થશે અને અહીં નહી !"

સ્થાનિક વ્યવસ્થાપક નજીક જ ઉભો હતો. નોનોએ એની પાસે જઈ પૂછ્યું, "આ માણસ માટે તમને ખાત્રી છે ? અહીંના સેનાપતિનો જ એ માણસ છે?"

મૂગા મૂંગા પેલાએ ડોકી હલાવી.

"કાંક થયું છે. જરૂર કાંક બન્યું છે. બધી યોજના ઉંધી પડી. હવે ? મારે શું કરવું ?"

"સેનાપતિએ સૂચવ્યું છે કે તમારે બેલફાસ્ટ પાછા જવું." કાસદે કહ્યું.

"ડબ્લીનમાં યુદ્ધ ચાલતું હોય ત્યારે બેલફાસ્ટ પાછી જઉં ? સેનાપતિને અમારા વિષે કાંક વિચિત્ર ખ્યાલ લાગે છે !" નોનો ઉશ્કેરાઇ ગઇ.

"એમણે તો આખરીએ વાત તમારી મુન્સફી પર છોડી છે. બેલફાસ્ટ કે ડબ્લીન, તેનો તમે જ નિર્ણય કરી લેજો."

નોનો આવેશમાં આવીને બોલી: "બધુ ઉધું થઇ ગયું. હું તો ડબ્લીન જઉં છું. એગ્ના, કેથલીન, બધાં અહીં આવો. મારી સાથે હોટેલ પર ચાલો. મારે તમારૂં કામ છે."

એક સ્વયંસેવકે આગળ આવી પૂછ્યું: "શું થયું છે મીસ કોનોલી ?"

"બધુ ઉંધુ થઈ ગયું. હું ડબ્લીન જઉં છું."

"ઇશ્વરને ખાતર તમે ડબ્લીન જવાનું માંડી વાળો, મીસ કોનોલી." નોનોની સાથે હોટલ પર પાછા જતાં સ્થાનિક વ્યવસ્થાપકે નોનોને વિનતિ કરી.

"ડબ્લીન જવાનું માંડી વાળું?" કરૂણ વ્યંગમાં નોનો બોલી. "સાર બેલફાસ્ટ જાઉં?"

"ના. ના. યોજનામાં કાક અડચણ આવી છે એ સાચી વાત. પણ તમે અહીં રહો, બધુ સમેસુતર પાર પડશે. અમે બધા તો તમારા પર આધાર રાખીએ છીએ. અહીં બીજુ તબીબી ખાતામા કોણ છે ?"

"ના મારાથી ન રહેવાય. તમે સમજતા નથી. તમારા સેનાપતિએ તો મને અહીથી જતા રહેવાનો હુકમ આપ્યો. અને હું બેલફાસ્ટ જતી નથી એટલે ડબ્લીન જ જઇશ."

"તમારૂં કહેવું સાચું છે, પણ તમે અહીં રહ્યા હોત તો ઠીક થાત."

"ડબ્લીનની બીજી ગાડી ક્યારે ઉપડે છે ?"

"રાતે બાર વાગે."

" બીજી છોકરીઓને વાત કરી લઉં ત્યાં લગી અહીં રોકાશો ? " એમને બેલફાસ્ટ જવાની ઇચ્છા હોય તો એની વ્યવસ્થા કરવી પડશે."

" હા, હું રાહ જોઉં છું. "

ઓરડામાં નોનો પેઠી એટલે તો સવાલની ઝડી પડી.

" શું છે નોનો ? શું થયું છે ? "

" આમ પાસે આવો એટલે કહું. સેનાપતિએ કહેવરાવ્યું છે કે અહીં કાંઈ લડાઈ થવાની નથી. પણ ડબ્લીનમાં થવાનો સંભવ છે. એટલે તમે કાંતો બેલફાસ્ટ પાછા જાઓ અથવા તો ડબ્લીન પણ જઇ શકો છો. બોલો તમારે શું કરવું છે ? "

એગ્ના નોનો સામું જોઈ રહી. અને બીજી છોકરીઓનો નિર્ણય જાણવા ચૂપ રહી.

" ડબ્લીનમાં લડાઇ થશે ? "

" સેનાપતિને એમ લાગે છે. "

" હું તો ડબ્લીન જઇશ. "

" હું પણ. "

" હું ય સાથેજ આવું છું. "

બધાનો નિશ્ચય થયો. બધાએ ડબ્લીન જ પસંદ કર્યું.

નોનો હસી. " બાપુ અહીં હોત તો કહેત : ડાહી છોકરીઓ. " પોતાની પેટીઓ ઉપાડી બધાં હૉટલ બહાર નીકળ્યાં.

નોનોએ વ્યવસ્થાપકને બધાનો નિર્ણય જણાવ્યો. મૂંગે મ્હોએ મૂંડી હલાવી એ સૌને સ્ટેશન પર વળાવી આવ્યો.

ડબ્લીનની ગાડીની રાહ જોતા હતા ત્યાં બેલફાસ્ટથી બીજી ટૂકડી આવી લાગી. એ લોક આનંદ અને ગેલમાં હતા. નોનોને લાગ્યું કે એમને કશા જ સમાચાર મળ્યા નહીં હોય. એની પાસે થઈને જતા હતા ત્યારે એકાદ બે ઓળખીતા મિનિકાને નોનોએ સમાચાર આપ્યા. એ બીજું કશું કહે તે પહેલાં તો ડબ્લીનની ટ્રેન ઉપડી. બીજી બધી વાત મૂકી નોનો ચાલુ ગાડીએ બેસી ગઈ.



ડબ્લીન પહોચ્યા ત્યારે પાંચ વાગી ગયા હતા.

"ચાલો જલ્દી કરો. લીબર્ટી હોલ તો આ રહ્યો."

"લીબર્ટી હોલ, કેમ નોનો?"

"ખબર નથી? બાપુ તો દિવસ ને રાત ત્યાજ રહે છે. ધાડ પાડવાનો યત્ન થયો ત્યારથી લીબર્ટી હોલ તો કિલ્લો બની ગયો છે."

હોલની નજદીક આવ્યા ત્યારે નોનોની નજર બારી પાસે ઉભા ઉભા હથિયારબંધ પહેરો ભરતા સંત્રી પર ગઇ. દોડીને નોનો બારણા પાસે ગઈ અને દરવાજો ખખડાવ્યો. બારણુ તો ઉઘડયુ, પણ સંત્રીએ બંદુકની અણીએ પ્રવેશ અટકાવ્યો.

"હું નોના કોનોલી, સેનાપતિની દીકરી." દેખીતી રીતે જ સંત્રી પોતાને ઓળખતો ન્હોતો એમ નોનોને ખાત્રી ગઈ. "આ છોકરીઓ બાવજત ખાતાની છે. અમે બધા ઉત્તરમાંથી આવીએ છીએ અને આજ ઘડીએ સેનાપતિને મળવા માંગીએ છીએ."

"તમારી ઓળખાણ ન મળે ત્યાં લગી તમારે થોભવું પડશે," કહી સંત્રીએ બાર દઈ દીધાં. ફરીથી બારણાં ઉઘડયા ત્યારે સંત્રીનો અમલદાર ત્યાં હતો.

અમલદારે સત્રીને એમને જવા દેવા હુકમ આપ્યો. નોનો અને તેની મંડળી અંદર દાખલ થઈ.

"સેનાપતિની મુલાકાત ખૂબજ જરૂરી છે?" અમલદારે મસ્તાથી પૂછ્યુ. રાતે ત્રણ વાગ્યા લગી તો એ ઉંઘી પણ નહોતા શક્યા."

"ખૂબજ જરૂરી છે." નોનોએ જવાબ દીધો: એ કામે તો અમે આખી રાત મુસાફરી કરી છે. બીજાં બધાં અહીં રહેશે. હું બાપુને મળી આવુ છુ."

બધા દાદર ચઢ્યા. ગ્વેશમાં ઉભેલા સત્રીઓની હારમાંથી પસાર થઇ એ લોક એક બંધ બારણા આગળ આવી પહોંચ્યા.

"લ્યો આ આવી પહોચ્યા" અક્મર બોલ્યો. નોનોએ બારણે ટકોરા દીધા.

"કોણ?" બાપુનો અવાજ આવ્યો.

"હું." નોનો બોલી ઉઠી.

"નોનો? તુ અહીં શું કરે છે? હુ તો જાણતો હતો કે તું ઉત્તરમાં છે"

"હું અંદર આવુ, બાપુ? મને આવવા દો બાપુ. કાંક થયું લાગે છે"

બારણું ઉઘાડી બાપુ પાછા પોતાની લશ્કરી ખાટ પર પડ્યા. નોનો પાસેજ ઢીચણીએ બેસી ગઈ

"શું થયુ છે બાપુ?" નોનો ધીરે અવાજે બોલી.

"આ બધુ શું થઈ ગયુ? મારી મંડળી સાથે હું ટાઈરોન ગઈ

અને દસ વાગે સમાચાર મળ્યા કે લડાઈ નથી થવાની. બાપુ કહો ને આમ કેમ થયું?"

બાપુએ મ્હોં ફેરવી લીધુ. પણ એટલી નાનકડી પળમાં પણ આંખને અશ્રિમાળે બાઝેલાં બે અશ્રુબિંદુ નોનોની નજરે પડ્યા વિનાનાં ન રહ્યાં. આંસુ ભરી ગયાં.

"બાપુ!" નોનો ચમકી ઉઠી હતી. બાપુનું મ્હોં એણે પોતાના ખભા પર ઢાળી દીધું. "આમ કેમ બાપુ? લડાઈ નહીં થાય?"

"લડાઈ નહી થાય? નોનો!" થોથવાતે અવાજે બાપુ બોલ્યા. "અત્યારે લડાઇ નહી થાય તો તો આપણે આશા રાખવાનું અને પ્રાર્થના કરવાનું જ બાકી રહેશે કે એક મોટો ભૂકંપ આવીને આયર્લેન્ડને ડૂબાવી દે."

"તો પછી મને એમ કહેવામાં આવ્યુ કે ઉત્તરમાં જંગ નહીં થાય?"

"કોણે કહ્યું તને?"

"ત્યાંના સેનાપતિ તરફથી એક કાસદ આવ્યો કહે કે 'અમને છૂટા થઇ જવાના હુકમ મળી ગયા છે અને તમારે કાંતો બેલફાસ્ટ પાછા જવું કે 'ડબ્લીન આવવુ.' મને તો એમાં કાંઈજ ગમ ન પડી. ઘવાએલા એક સૈનિકને પાટો બાંધ્યો ત્યારથી ત્યાંના સૈનિકો અને એમની સાથે રહેવાનુ કહેતા હતા એમની સાથે મજાક કરતી'તી ત્યાં તો કાસદ આવ્યો હું તો તદન છળી જ ગઈ. કહે કે ત્યા તો જંગ નહીંજ થાય, પણ કદાચ ડબ્લીનમા થાય. સ્થાનિક કાર્યકર્તા પાસેથી કાસદની વિશ્વાસપાત્રતાની સાબીતી માગી અને એણે તરતજ આપી. મેં ડબ્લીન આવવાનો નિશ્ચય કર્યો. હું અને મારી સાથેની

છોકરીઓ સ્ટેશને દોડી ગયા. અમારી ગાડી ઉપડે તેજ વખતે એક બીજી ટૂકડી બેલફાસ્ટથી આવી લાગી"

"બીજી ટૂકડી, નોનો ?"

"હા બાપુ. અમારી જ સાથે પચાસેક તો આવ્યા હતા અને બીજી ગાડીમા તો એથી એ વધારે હતા"

"પણ અહી તો એવો સદેશો હતો કે બેલફાસ્ટથી પચાસ માણસો મળવા પણ મૂશ્કેલ હતા ?"

"શુ ?" ખીજમા નોનો બોલી ઉઠી "એવુ કોણે કહ્યુ ? સો કરતા પણ વધારે માણસો તો હતા !"

"તારી ખાત્રી છે નોનો ? કાઇ ભૂલ તો નથી થતી ને ?"

"જો એ એટલુ અગત્યનુ જ હોય તો બાપુ મારૂં કહ્યુ ન માનશો નીચે છોકરીઓ ઉભી છે એમને જ બોલાવો અને પૂછી જુઓ"

"ખૂબ જરૂરી, નોનો, સંત્રીને કહે એમને ઉપર બોલાવે." નોનો-એ સંદેશો કહેવરાવ્યો

' શુ ગરબડ છે, બાપુ ?"

"જે હથિયાર આવવાની ધારણા હતી એ નહી આવે અને એ સિવાય જવાબદારી લેવા મેકનેઇલ તૈયાર નથી."

"ત્યારે છૂટા પડવાનો હુકમ એના તરફથી આવેલો ?"

"એમ જણાય છે નોનો દલીલ કે પ્રાર્થના કશાની એના પર અસર જ નથી"

"યાદ છે બાપુ? હું ન્યુયોર્કમાં હતી ત્યારે તમે લખ્યું હતું તે? ત્યારે પણ તમે એને ભયંકર લેખતા. શોભાનાં પુતળાંની નહીં, પણ જગતને સાચા ક્રાન્તિકારોની જરૂર છે એમ તમે લખ્યું હતું. અને તમે તો સદાય કહેતા જ આવ્યા છો કે સ્વયંસેવકોની નેતાગીરી એવાને જ સોંપવી જોઈએ."

"સાચી વાત," નિસાસો નાંખી બાપુ બોલ્યા, "પણ હું કાંઈ જ કરી ન શકયો."

નોનોની મંડળી અંદર આવી.

પડખે ઉભેલી છોકરીને બાપુએ પૂછ્યું: "તમે બેલફાસ્ટ છોડયું ત્યારથી જે બન્યું હોય અને તમે જોયું હોય તે કહો."

એલીશ કાગની વાત અને નોનોની વાતમાં જરાકે ફેર ન હતો.

"આણે કહ્યું તે સાચુ છે?" બાપુએ બીજી છોકરીને પૂછ્યું.

"હા, મી. કોનોલી."

"તમારે કશું વધારે કહેવાનું છે? કે તમે બધા પણ આજ વાત કહેત?" બાપુએ એક એક છોકરીને પૂછવા માંડયું. સવાલ પત્યા પછી થોડી વાર બાપુ મૂંગા થઈ ગયા અને પછી નોનો તરફ વળ્યા.

"સંત્રીને બોલાવ."

નોનો સંત્રીને બોલાવી લાવી.

"તમારા અફસરને મારી પાસે મોકલો."

સંત્રી સલામ કરી ગયો.

"જૂઓ, હું તમને એક એકને એક એક વ્યક્તિને મળવા મોકલું છું. મને કહ્યું છે એટલું એવી જ રીતે તમારે તેમને કહેવાનું. એ પૂછે એ સવાલના જવાબ દેજો. અને પછી કહેજો કે તમને બોલાવે છે. સમજ્યા?"

સંત્રીઓનો અફસર દાખલ થયો.

"જૂઓ મારે ૭ માણસની જરૂર છે. આ છોકરીઓને કહ્યું તે ઠેકાણે લઇ જઈ સહીસલામત પાછી લાવવાની છે."

"જેવો હૂકમ."

સંત્રીઓનો અફસર બાપુની ચારપાઈની નજદીક ગયો અને બન્ને વચ્ચે ખૂબ ધીમી કાંઇ વાત થઇ. પછી સલામ કરી તે ગયો. થોડી વારમાં પાછો આવી એણે કહ્યું: "બધું તૈયાર છે, સાહેબ."

"એમની સાથે જાઓ." બાપુએ છોકરીઓને કહ્યું.



નોનોને દૂર જવું ન પડયું. પાર્નેલ રકેવરની નજીકના જ એક ઘેર એને લઇ જવામાં આવી. શહેરી સૈનિક દળના માણસે જ બારણું ખખડાવ્યું અને બારણું ઉઘડયું એટલે કહી દીધું: "સેનાપતિ તરફથી કાસદ છે."

થોડી ચર્ચા બાદ નોનોને સીન મેકડર સૂતો હતો તે ઓરડામાં લઈ જવામાં આવી. બાપુની માફક સીન પણ ફિક્કો અને થાકેલો લાગતો.

"સીન," નોનોએ બોલાવા માંડયું, "બાપુએ મને તમારી

પાસે મોકલી છે. હું હમણાંજ ટાઇરોનથી આવું છું.''

નોનોની વાત પૂરી થઈ ત્યાં લગી સીન મૂંગેમૂંગો અક્ષરે બોલ્યા વિના સાંભળી રહ્યો. વાત વીતી એટલે એણે પૂછ્યું: "બીજાઓને આની ખબર છે, નોનો?"

"હા, સીન. બાપુએ દરેકને વાત પહોંચાડી છે. અને પછી સૌને લીબર્ટી હોલમાં આવવાનું કહેવરાવ્યું છે."

"હું ખૂબ રાજી થયો છું. નોનો, બાપુને કહેજે હું આ આવ્યો."



નોનો લીબર્ટી હોલ પર પહોંચી ત્યારે બાપુ ગણુપોશાક પહેરીને તૈયાર થઇ ગયા હતા. ઓરડામાં આંટા મારતા મારતા બાપુ કંઇક સ્વગત ગણગણતા હતા.

"બાપુ!" નોનો બોલી ઉઠી, "થોડીવાર એમ જ ઉભા રહો; મને જરા તમારા સામું ટીકી લેવા દો. આ પહેલી જ વાર તમને ગણવેશમાં જોઉં છું."

"શું ખબર છે?" બાપુએ પૂછ્યું અને પછી ઉભા રહી હસ્યા.

"હું સીનને મળી. એણે કહ્યું કે હમણાં જ આવું છું. પણ બાપુ, બાપુ," નોનો પાછી તરંગે ચડી, "હું નહોતી કહેતી કે ગણવેશ તમને ઓપશે?"

બાપુનો વિશાળ ખભો થાબડતાં નોનો બોલી. એક ડગલું પાછળ જઈ બાપુના લશ્કરી દેખાવને ટીકી ટીકી જોઇ રહી. ટ્યાર સીનો, કાળા વાળ, ભુખરી હસતી આંખો અને મુછ નીચેથી પલકતું

ધીરૂ, ધીમું, હાસ્ય નોનોની આંખોને બીજબાનીનો આલ્હાદ મળતો.

"તમારી તલવાર ક્યાં છે?" નોનોએ પૂછ્યું. "ઓહ, એ પડી, લાવો લગાવી દઉં."

"નોનો એવું કામ તો તારે કોઈ જુવાનીઆ માટે કરવું જોઇએ. મારા જેવા ઘરડિયા માટે નહીં!"

નોનો ખીજાઈ. ગુસ્સામાંજ અતડાઈથી એણે પૂછ્યું.

"નાસ્તાનું શું છે?"

"સારૂં કહ્યું. બધી ગોઠવણ છે."

એક પછી એક છોકરી પાછી આવી. એકજ જવાબ હતો.

"એણે કહ્યું છે હમણાંજ આવે છે."

નોનોએ નાસ્તો તૈયાર કર્યો. બાપુ, નોનો અને લીમેરીકનો એક અફસર નાસ્તાને ન્યાય દેતા હતા ત્યાં ટોમ કલાર્ક આવ્યો. ટોમને નાસ્તો મળે તે પહેલાં સીન આવ્યો. થોડી જ વારમાં જોસેફ-પ્લન્કેટ આવ્યો પ્લન્કે ના ગળે પાટાનો ડુંગર વળગાડેલો હતો. થોમસ મેકડોનાલ્ડ હસતો હસતો અંદર આવ્યો. માઇકલ મેલીન અને બાપુ બારી પાસે ઉભા હતા ત્યાં પેટ્રાઇક પીઅર્સ દાખલ થયો. ટોમ અને સીન સિવાયના બધા ગણવેશમાં હતા.

"આ જોયું મી. કોનોલી?" એલીશે 'સનડે ઈન્ડીપેન્ડન્ટ' આગળ ધરતાં કહ્યું." જુઓ પહેલે પાને શું કહે છે તે. આજે કવાયત નહીં થાય.'

"એ શું?" ચમકીને બાપુ બોલ્યા. "જોવા દે."

ધ્યાન ખેંચે એવી જગાએ લખાણ હતું.

"ફરોકટીના પ્રસંગને લીધે સ્વયંસેવકોની ક્વાયત અને બીજા દેખાવોનો કાર્યક્રમ આજે બંધ રાખવામાં આવ્યો છે."

હૂકમથી,

"ઈ ઓન મેકનેઇલ"

"આનો શું અર્થ છે?" બાપુએ પૂછ્યું. પીઅર્સ સામું ફરીને બાપુએ પૂછ્યુ, "આની કશી ખબર છે તમને?"

"ના, મને તો કશીજ ખબર નથી." હાથમાં છાપું લેતાં પીઅર્સે કહ્યુ.

"નોનો, એગ્નાને કહે કે બધી છોકરીઓને લઇને મેડમના ઘેર જાય. ત્યાં એમને કાંઈ આરામ મળશે. મારે તારી જરૂર પડશે. માટે તું અહીં આટલામાં જ રહેજે."

"સારૂં, બાપુ."

અને બાપુ બીજાની સાથે મસલતના ઓરડામાં ગયા.

એમના અને મંડળી ગઈ તે નોનો જોઈ રહી. બાપુના ઓરડામાં આરામ મળશે એમ ધારી નોનો એ બાજુ વળી ત્યાં તો સંત્રીએ એનો માર્ગ રોક્યો.

"હુકમ છે બહેન, અહીંથી કોઇને જવા દેવામાં નથી આવતા."

"ઠીક." નોનો હસી અને બીજી બાજુએ વળી.

પણ આવેશની હવામાં અને આજુબાજુના ઘોંઘાટમાં નોનોના આરામ અને ઉંઘના બધા જ ખ્યાલ ઓગળી ગયા. શહેરી દળના માવજતવિભાગની બહેનો આવતી હતી. શહેરી દળના સૈનિકો પણ એક પછી એક આવતા ગયા. એક ઓરડામાં છોકરા અને છોકરીઓ બોંબમાં દારૂ ભરતા હતા.

"આખીએ દુનિયા બહાર ઉમટી છે." નોનોએ સાંભળ્યું. બહારનું ચોગાન મેદનીથી ખદબદતું હતું. બધાની નજર લીબર્ટી હોલ પર મંડાઇ હતી.

નોનો બહાર જઇ પગથીઆં ઉપર ઉભી.

ત્રણ સ્ત્રીઓ પગથીઆં ચડતી આવી. એક ખૂબ દુઃખી લાગતી.

"ક્યાં છે મી. કોનોલી, એમને મળવું છે." દુઃખી સ્ત્રીએ ચીસ પાડી કહ્યું.

"સેનાપતિને કોઈ જ મળી નહીં શકે." સંત્રીએ ઉત્તર આપ્યો.

"પણ મારે મળવું જ જોઇએ. બુલ્મર હોબ્સનનું શું થયું તે તો મારે જાણવું જ જોઇએ."

"અત્યારે તો એમને કોઇ જ મળી નહીં શકે." બંદુકને બારણામાં આડી ધરી સંત્રી બોલ્યો.

નોનો રસપૂર્વક આ કિસ્સો જોઈ રહી હતી. ત્રણમાંથી એક સ્ત્રીએ એને ઓળખી.

"તમને જાણ છે, નોનો, બુલ્મર હોબ્સનનું શું થયું છે તે?" એણે પૂછ્યું.

"ના. મને ખબર નથી. શી વાત છે?"

"બુલ્મરને સ્વયંસેવકોએ પકડયો છે. અમારે જાણવું છે એ ક્યાં છે તે."

"મને એની કાંઈ ખબર નથી. હું તો આજ સવારે જ આવી."

ચિંતાતુર ચહેરે છોકરી ફરી સંત્રી તરફ વળી. ફરી જવાની પરવાનગી માંગી.

"બહેન કાંઈ નહીં થઈ શકે. ગમે તેવું કામ હોય તો પણ તમે સેનાપતિને નહીં મળી શકો."

"ચાલો, ત્યારે આમ તો કંઈ થવાનું નથી." બીજી સ્ત્રી બોલી, ત્રણે સ્ત્રીઓ ચાલી ગઈ. નોનો અચંબો પામતી શી ગરબડ હશે તેના ખ્યાલમાં ગરકાવ થઈ. એટલામાં ફિઆનાના બે અફસરો એની સાથે થઈ ગયા.

"શુ ચાલે છે નોનો?" એકે પૂછયુ

"મને કાંઈ ખબર નથી, પણ મને લાગે છે કે મેકનેષ્ટલના હૂકમથી બધી ગૂચવણ પેદા થઇ છે."

"ત્યારે બધુ શમી ગયું?"

"હું એમ નથી ધારતી. પણ સમિતિની બેઠક અત્યારે ચાલે છે. બાપુએ મને બધુ પતી જાય ત્યાં લગી અહીં રહેવાનું કહ્યું છે."

"ત્યારે તો અમે પણ અહીં રહીએ છીએ." ત્રણે પગથીએ ઉભા રહ્યાં, અંતરની અધીરતા એમને વાત કરવા દે તેમ ન હતું. ત્રણે જાણે અંતર્ગત થયા હોય તેમ ઉભા રહ્યા.



પડખેની ગલીમાંથી શહેરી દળના કેટલાક સૈનિકો એક ગાલ્લું ખેંચીને આવતા હતા. ઠસોઠસભરેલા ગાલ્લા પર તાડપત્રીનું ઢાંકણુ

હતું. બીજા કેટલાક સૈનિકો બારણા આગળ આવીને લશ્કરી ઢબે ઉભા રહ્યા. સ્ત્રીઓ અને બાળકો એમની આજુબાજુ વીંટળાઇ વળ્યા, અને સીગારેટની ડબ્બીઓની સોગાદ ધરવા લાગ્યા.

"આનો શું અર્થ છે?" ડ્રમોને પૂછ્યું.

"શી ખબર?" નોનોએ મૂંડી હલાવી.

"આ તો સાચી તૈયારીઓ લાગે છે," ગારીએ ટીકા કરી.

"સેનાપતિ તમને બોલાવે છે." શહેરી દળના એક સૈનિકે સમાચાર આપ્યા.

"બધું બરાબર છે બાપુ?" બાપુને મળતાં જ નોનોએ સવાલ પૂછ્યો.

"હં." ખૂબ શાન્તિથી બાપુએ જવાબ વાળ્યો. અને પછી તરત હસી પડયા. "લે તારી નોકરી પૂરી થઇ. કોક ઠેકાણે જઇ આરામ કર. સવારે આઠ વાગે છોકરીઓ સાથે અહીં આવી પહોંચજે."

"પાછું મારે જતા રહેવું પડશે?"

"હા, નોનો."

નોનોએ એક નિશ્વાસ મૂકયો.

"બાપુ. બહાર ઉભેલા સૈનિકો શું કામે ઉપડે છે?"

"એ લોકો? કાંઈ નહીં. આમ તેમ કવાયત કરતા ચાલશે એટલે બધું લક્ષ હોલ પરથી એમના પર દોરાશે."

"એમ? ઠીક, બાપુ, કાલે આઠ વાગે ને?"

"હા આઠ વાગે."

"બધું બરાબર છે." નોનોએ વાટ જોઈ ઉભેલા ધમોન અને ગારીને કહ્યું.

"તમારી ખાત્રી થઇ છે નોનો ?"

"બાપુએ કહ્યું ને !"

"તો તો ખરૂં."

૯૬

"તારે ઉત્તરમાં જવાનું છે, એક સંદેશો લઇને." નોનો બીજે દિવસે સવારે બાપુ પાસે ગઇ ત્યારે એને હૂકમ મળ્યો.

"પીઅર્સ એમાં સહી કરશે, માટે એ આવે ત્યાં લગી તારે થોભવાનું છે."

બાપુ બોલતા હતા ત્યાં જ થોમસ મેકડોનાધ દાખલ થયો.

"એમ ત્યારે, પાછાં ઉત્તરમાં જવાનાં છો ! બહાદૂર છો !" મશ્કરી કરતાં થોમસે કહ્યું "અહીં અમે ક્રાન્તિને કિનારે ઉભા છીએ અને અમારૂં કામ શરૂ થાય તે પહેલાં જ અહીંથી જતા રહેવાની તમારી વેતરણ છે !"

"આમ આવ, નોનો, મારે તારૂં કામ છે." બાપુએ નોનોને બોલાવી.

"આવી બાપુ."

નોનો બાપુ સાથે બીજા ઓરડામાં ગઈ. બાપુ ગંભીર હતા.

"આજે બાર વાગે અમે શરૂ કરીશું. ત્યાં સુધી તો તું સલામત છે. પછીથી...પછી તો કોણ જાણે...આખા દેશ ઉપર જંગલી લશ્કરીઓનાં ટોળાં ઉતરી પડશે. તારે પણ તારો બચાવ કરવો પડશે. લે..." પતરે મઢેલી એક નાની રિવોલ્વર આપતાં બાપુએ કહ્યું. "આ લે. એગ્ના અને બીજા બધાની સંભાળ રાખજે."

મૂંગે મોંએ બાપુએ કારતુસની એક ડબ્બી નોનોને આપી. નોનો અવાક્ બની બાપુ સામે જોઈ રહી હતી.

"એને ઠેકાણે મૂકી દે નોનો."

અને નોનોએ તેમ કર્યું.

"તારે જરૂર પડે તો લે, આ થોડા પૈસા પણ રાખ."

નોનોના ગળે ડચુરો બાઝયા જેવું લાગતું હતું.

"તું ઉત્તરમાં પહોંચીશ ત્યારે તો અમે લડતા હઇશું. તને આપેલો સંદેશ પહોંચાડવામાં ઢીલ ન થાય એ જોજે. ત્યારે તો એ ગુપ્ત પણ નહીં હોય. તને મળે તે દરેક સ્વયંસેવકને એ સંદેશો કહેજે. કહેજે કે નેતાગણ પાસે સંદેશો પહોંચી ગયો છે, માટે એકે એક માણસે તૈયાર થઈ રહેવું. નોનો..." બાપુના અવાજમાંથી શાન્તિ અને ધીરજ વિદાય લેતા હતા, "પ્રભુ તારૂં રક્ષણ કરશે."

નોનો બાપુની કોટે વળગી પડી. એની જીભે એકે અક્ષર રમતો થઈ ન શકયો.

"મગરૂબ થા, નોનો, તેં અમને શરમ અને હારમાંથી ઉગાર્યાં છે." બાપુના બન્ને હાથ નોનોના ખભા પર હતા. ચારે આંખો એક તારે પરોવાએલી હતી.

મહુજ હસીને, ઉન્નત મસ્તકે, નોનો બોલી, "મલામ બાપુ." બાપુ પણ મલકયા. ઉઠીને લશ્કરી ઢબે કદમ મિલાવીને બાપુએ સામી સલામ ભરી.



બાપુના ઓરડામાં પાછા ફરતા હતા ત્યાં પીઅર્સ આવી પહોંચ્યો "ચાલો" એટલું બાપુ બોલ્યા અને બન્ને રસોડામાં ગયા. થોડીક વારમાં જ બાપુ પાછા આવ્યા. એમના હાથમાં એક મોટું પોસ્ટર હતુ બાપુએ એને લંબાવ્યું.

"આમ આવો. આ વાંચી લ્યો. એમાં સ્વતંત્ર આયર્લેન્ડની ઘોષણા છે. એને પૂરૂ વાંચી લ્યો અને રાખી શકો એટલું યાદ રાખી લ્યો. પછી તમે ઉત્તરમાં દરેકને કહી શકશો કે તમે આ જોયું છે, વાચ્યુ છે. એની એક પણ નકલ તમારી સાથે રાખવા દેવામાં જોખમ છે."

નોનો અને બીજી છોકરીઓ ઘોષણાપત્રની આજુબાજુ ટોળે વળી અને વાચવા લાગી.

"સ્વતંત્ર આયર્લેન્ડની કામચલાઉ સરકાર તરફથી આયર્લેન્ડની પ્રજાને.

**આયર્લેન્ડનિવાસી ભાઇઓ અને બહેનો,**

જે વડવાઓએ આપણા દેશની અસ્મિતાની જ્યોત અખંડ રાખી છે તેમના નામ પર માતા આયર્લેન્ડ અમારી મારફતે આખી આયરીશ પ્રજાને તેની સ્વાધીનતા સારૂ લડવા અને એનો ધ્વજ ફરકતો રાખવા હાકલ કરે છે.

ઘોષણાપત્ર પર થોમસ કલાર્ક, સીન મેકડીઆરમાડા, થોમસ

મેકડોનાઘ, જે. એચ. પીઅર્સ, ઇમોન સીન્ટ, જેમ્સ કોનોલી, અને જોસેફ પ્લન્કેટની સહી હતી.

બાપુ ઘોષણાપત્રને વાળતા હતા ત્યાં પીઅર્સ આવી પહોંચ્યો અને નોનોને સંદેશો આપ્યો

"તારી અને ઉત્તરના બહાદૂર આયરીશોની પ્રભુ રક્ષા કરો."

પીઅર્સ ગંભીર હતો.

નોનો બીજી છોકરીઓ સાથે પાછી ઉત્તર જવા ઉપડી.



ટાઈરોનમાં નોનો સારે નિરાશા વાટ જોઇને ઉભી હતી. મેકનેઇલના હુકમનું અક્ષરશઃ પાલન થયુ હતું. બેલફાસ્ટની ટૂકડી પાછી વળી ગઈ હતી. ગામડાની ટુકડીઓ આવી જ ન હતી.

' એગ્ના પીઅર્સનો સંદેશો તું ડૉ૦ મેકકાર્ટનને પહોંચાડ; એલીશ તું બેલફાસ્ટ જઈ ડેનીસ મેકકુલકને મળ કહેજે કે બળવો બાર વાગે ડબ્લીનમાં શરૂ પણ થઇ ગયો. એમ પણ કહેજે કે ડૉ૦ મેકકાર્ટનને પીઅર્સનો સંદેશો પહોંચી ગયો છે. અને માણસોને એકઠા કરીને લઇ આવવાનું કામ એમને માથે છે. સ્થાનિક વ્યવસ્થાપક સાથે હું વાત કરી લઉં છું અને બીજા અમલદારોને સંદેશો પહોંચાડવની વ્યવસ્થા કરૂં છું. બધે જ આ ત્રણે સંદેશો પહોંચાડી દેવાનો છે."

સંદેશાના જવાબ મેળવવા, નોનોને બારે માસ શહેરમાં જ રહેવુ પડયું. બાપુ અને પીઅર્સ સ્વયંસેવક અને શહેરી દળ ડબ્લીનમાં યુધ્ધે ચડ્યા હશે. કદાચ મૃત્યુની ગોદ એમને વહાલી કરી હશે;

અને અહીં ? કશુંજ નહીં. હા, સ્થાનિક કાર્યકર્તાએ માણસોને કર્યા હતા અને હુકમની વાટ જોતા હતો.

આઠ વાગ્યા. અને બેલફાસ્ટથી જવાબ આવ્યો : બેલફાસ્ટથી માણસો આવવાના ન હતા અને નોનો અને બીજી છોકરીઓએ ત્યાં આવી જવું. દેશ આખોએ એક જ્યોતે સળગશે એ આશાએ નોનાએ ના પાડી. બીજો આખો દિવસ આશાભર્યા હૈયે વાટ જોવામાં ગયો. ત્રીજે દિવસે એક માણસ દોડતો એમની પાસે આવ્યો:

"ઇશ્વરને ખાતર જલ્દીથી તૈયાર થઇ જાઓ. હુકમ આવી ગયો!"

"ત્યારે છેવટે......?"

"ના. હુકમ પાછો ખેંચાઈ લેવાયો. સૈનિકોની તકેદારી અને તૈયારી જોવા ખાતરનો જ હુકમ હતો!"

નિરાશા અને નિષ્ક્રિયતાનો ભાર નોનોથી હવે સહેવાતો ન હતો. "તમે બધા બેલફાસ્ટ જાઓ," નોનોએ એની મંડળીને કહ્યું, "હું ડૉ મેકકાર્ટનને ત્યાં જઈને ખબર કાઢું કે શું થયું છે?"



ડૉ૦ મેકકાર્ટનની મુલાકાત તેની માની વાડીમાં થઇ.

નોનો બોલવાનું શરૂ કરે ત્યાં જ ડૉ ની બ્હેને બોલવા માંડ્યું:

"તમારે અહીં આવવું જોઇતું ન હતું."

"કેમ ?" વિસ્મિત થઇને નોનોએ પૂછ્યું.

"તમને લશ્કરી સિપાહીઓ સામા ન મળ્યા ?"

"ઘણાએ સામા મળ્યા. અહીંથી આવતા'તા !" નોનોએ ડૉ.ને પૂછ્યું.

"હા, આજ બપોરે અહીં ધાડ પાડી હતી. થોડીક જ વાર પહેલાં ગયા."

"કશું લઈ ગયા ?"

"હા. કારતુસના ત્રણ હજાર પટા."

"ક્યાંથી મળ્યા ?"

"ઘાસની ગંજીમાંથી."

"ઘાસની ગંજીમાંથી ? તો તો પછી તમે ઓરડાના મેજ ઉપર જ શું કામ મૂકી ન રાખ્યા ?" પૂરી કડવાશથી નોનો બોલી ઉઠી.

"તમને શું થાય છે તે હું જાણું છું." ડૉક્ટરે આશ્વાસન દેતા હોય એમ શરૂ કર્યું.

"એ બધી વાત જવા દો." નોનોએ વચ્ચેથી જ કહી દીધું.

"હવે તમે શું કરવાના છો ? સોમવારથી ડબ્લીનમાં લડાઈ ચાલે છે. પીઅર્સનો સંદેશો પણ તમને સોમવારે બપોરે મળી ગયો. આજે ગુરૂવાર થયો અને તમે કશું જ કર્યું નથી. ડબ્લીનનાં સ્ત્રી-પુરૂષોનો ખ્યાલ કરો; આજે, અત્યારે તો કદાચ એ મરતાં હશે. વિચાર કરો. સોમવારથી એ લોક લડે છે અને તમે ? હાથ જોડીને બેસી રહ્યા છો. કાંઇજ કર્યું નથી. કશું જ કરતા નથી. શરમ છે. ઉત્તરને માટે ડૂબી મરવા જેવું છે."

"પણ હું શું કરી શકું ? છેલ્લો હૂકમ મળે તે પહેલાં તો બધાને જ અલગ કરી દેવામાં આવ્યા હતા. શહેરમાં લોકને એકઠા કરવામાં અને ગામડાંમાં ભેગા કરવામાં બહુ ફરક છે. અહીં થોડા

હોય; થોડાક કેટલા માઇલ દૂર વસતા હોય, આખા દેશમાં વેરા-એલા પડયા હોય. અમે શું કરી શકીએ ?"

"તમે શું કરી શકો ? મેકનેઇલનો હુકમ પાળવા માટે તમે આટલી ઉતાવળ કેમ કરી ? રવિવારે રાતે જ લોકને પાછા કેમ ધકેલી દીધા ? બેલફાસ્ટના લોકને પાછા મોકલી દેવામાં એટલી શી ઉતાવળ હતી કે તમે એમને દોડતા રવિવારે રાતે કુકસટાઉન મોકલ્યા ? ઈસ્ટ-રની રજા મંગળ લગી પહોંચતી'તી તો આટલી ઉતાવળ શી હતી ? જરાક વાટ જોઇ ન શક્યા ?" ગુસ્સાથી અને આંખમાં ઉભરાતા આંસુ સાથે નોનો બોલી.

"તમારે જે કહ્યું હોય એ કહો, મીસ કોનોલી. હું શું કરું ?" અસહાયતાથી ડોક્ટરે હાથ પસાર્યો.

"શરમ છે. કાળી ટીલી છે. મને જે તક આપી તે તે લોકને કેમ ન આપી ? હાથ જોડીને અહીં બેસી રહેવા કે ડબ્લીન જવા હુકમ કેમ ન આપ્યો ? ઉત્તર કદી પણ હવે માથું ઉંચું કરીને જોઇ શકશે નહીં. ત્યાં ડબ્લીનમાં લોક જીવન પર આવીને લડે છે. અહીં અફસરો હુકમ કાઢીને સૈનિકોને પાછા મોકલી દે છે ! ઓ પ્રભુ !"

"મીસ કોનોલી, તમારા જેટલું જ મને પણ લાગે છે. ડબ્લી-નમાં કત્લેઆમ ચાલે છે અને અહીં આપણે હાથ પસારીને બેઠા છીએ !"

"શું કરવાને તમે હાથ પસારીને બેઠા છો ? અને હવે તમે કરવાના પણ શું છો ? પીઅર્સનો સંદેશો આવ્યો ત્યારે જ હુકમ કેમ ન કાઢયો ?"

"અમે રાહ જોતા હતા..."

"રાહ જોતા હતા ? ખૂબ રાહ જોઈ લીધી તમે ડોકટર. તમને

તમારા મિત્રોથી અલગ પાડવાનો સમય પણ દુશ્મનને રાહમાં ને રાહમાં આપી દીધો. હવે અદબ વાળીને બેસો અને ડબ્લીનના બહાદરીઆ તમને સ્વાધીનતા અપાવે એવી પ્રાર્થના કરો!"

ફરીથી નોનો અટકી ગઈ. એનો રોષ આંસુમાં પલટાઇ ગયો. ફરીથી સ્વસ્થ થઈ એણે પૂછ્યું:

"એગના ક્યાં છે?"

"કલોધર."

"આજે રાતે હું ત્યાં પહોચી શકું? હું ડબ્લીન જઉં છું અને મારે એને સાથે લઇ જવી છે."

"આજે રાતે તમે ત્યા નહીં જઈ શકો. પર્વતની પેલી પાર છે. આજની રાત અહીં રહો અને સવારે નીકળજો. ઉત્તર પર એટલા ગૂસ્સે ન થાઓ. અમને ઠીક લાગ્યું એમ અમે કર્યું. અત્યારે એ સારૂ અમે દિલગીર છીએ. પણ એમાં મેકનેઇલના હૂકમનો દોષ છે."

બીજે દિવસે પરોઢમાં નોનો નીકળી પડી. આખી રાત એણે આરામ લીધો ન હતો. ચિંતામાં ને ચિંતામાં એને રાતે ઉંઘ પણ આવી ન હતી. પર્વત પર થઈ અને કલોધર જવા નોનો ઉપડી ત્યારે એનું હૈયું ભારે હતું. ઉત્સાહ તો નામ માત્ર ન હતો. પહેલાં કોઇ પણ વાર પંથ આટલો લાંબો જણાતો ન હતો. નહીંજ પહોંચાય એવી મનમાં ખાત્રી થતી જતી હતી ત્યાં એગના સામેથી સાઇકલ પર આવી પહોંચી. એની સાથે ટીઝી વેલ્શ હતી. એમણે નોનોની પેટી લઈ લીધી. બધા બેસીગોલી સ્ટેશને જેમ તેમ પહોંચ્યાં.

મીસીસ વોલ્શે ખૂબ હેતમાયાથી એમનું સ્વાગત કર્યું. સ્નાનાદિથી પરવારી નોનોને આરામ લેવા અલગ ઓરડો કાઢી આપ્યો. નોનોએ લંબાવ્યું તો ખરૂં, પણ એને જરાય ઉંઘ ન આવી. એટલામાં એગ્ના આવી.

"હવે શું કરીશ નોનો ?" એગ્નાએ સૌથી પહેલો સવાલ પૂછ્યો.

"હું તો ડબ્લીન જઉં છું અને તું મારી સાથે આવે છે ?"

"મેં પણ કાલે ત્યાં જવાનું નક્કી જ કર્યું હતું. સારૂં થયું કે તું આવી પહોંચી. હવે આપણે બન્ને સાથે જ જઈશું :"

"આજે રાતે આપણે નીકળી ન શકીએ ?"

"ના એકે ગાડી જ નથી ને ! નોનો તેં સાંભળ્યું ? આઈર્માં જંગ જામ્યો હતો."

"ના, મેં તો કાંઈએ ન સાંભળ્યું. તું કહે છે તે સાચું હોય તો આપણે ત્યાં જવું જોઈએ. મને લાગે છે કે લોક ડબ્લીન જવાનો પ્રયત્ન કરતા હશે. આપણે એમની સાથે થઈ જઈએ તો સહીસલામત રીતે આપણે ડબ્લીન પહોંચી શકીએ. આજ રાતે નીકળી શકાય તેમ હોય તો તું તપાસ કર."

"રાતે તો એકે ગાડી નથી. સવારે પાંચ છ વાગે ગાડી ઉપડે છે. એમાં આપણે ડુંડાલ્ક લગી જઈશું."

"ઠીક" નિસાસો નાખી નોનોએ કહ્યું.



નોનો અને એગ્ના ડુંડાલ્ક પહોંચ્યા ત્યારે સ્ટેશન લશ્કરી સિપાહી

અને પોલીસથી ચીક્કાર ભરાઈ ગયું હતું. બન્ને સહેજ લેવાઈ તો ખરાં પણ એમને આની નવાઈ ન લાગી. ગાડીનો કબ્જો લશ્કરે લઈ લીધો હતો. લશ્કરી સિવાય બીજા કોઇથી મુસાફરી થઈ શકે તેમ નહોતું.

"આપણે ચાલવું પડશે. એગ્ના, આજુબાજુ તપાસ કરીને ડબ્લીનનો રસ્તો શોધ."

એગ્ના પાછી આવી.

"શોધી કાઢયો મેં. આપણે એક ઘેરામાંથી પસાર થવું પડશે. અને નોનો, પાટીઆ ઉપર ડબ્લીન પચાસ માઇલ એમ લખ્યું છે."

"શું થાય એમાં?" થાકીને નોનો બોલી. "ચાલી નાંખીએ."

એ આખો દિવસ બન્નેએ ચાલ ચાલ કર્યું. અંધારૂં થતાં પહેલાં એમને એક ઘેરામાંથી પસાર થવાનું હતું. આજુબાજુ લશ્કરી પહેરો હતો.

નોનોને ફિકર થવા માંડી.

"એગ્ના, આવા ઘેરા બધે જ પડયા હશે તો તો મધરાતે કોઇનો ભેટો જરૂર થઈ જવાનો. આખી રાત ચાલવાનું કોઈ કારણ પણ આપણે આપી નહીં શકીએ. આજુબાજુનાં ગામડાંનાં નામ પણ આપણને આવડતાં નથી કે કાંઇ ઠેંકાણેંઠ પણ થઇ શકે. અને રસ્તા પર પણ પહેરો હશે તો? શું કરીશું?"

એગ્ના ચાલતી થંભી ગઇ. નોનો સામે એક નજર નાંખી એણે પડખે પથરાએલી વાડ તરફ આંગળી ચીંધી.

"કોઇ સારૂં ખેતર જોઇને રાત ગાળી નાંખવાની."

"એ બરાબર. અંધારું થાય એ પહેલાં ચલાય એટલું ચાલી નાંખીએ."

એક ખેતરમાં સહીસલામત ખૂણો શોધવા નોનો અને એગ્ના પ્રયત્ન કરતાં હતાં ત્યારે ધરતી ઉપર નીરવતા ઉતરેલી લાગતી હતી. છેવટે એમણે એક ઝાડીમાં મુકામ કર્યો. એમને ઉંઘ તો આવી નહીં અને આખી રાત ઠુંઠવાયાં પરોઢ થયું ત્યારે એમણે ચાલવા માંડયું. મૂંગાં દડમજલ કરતાં એ ડ્રોઘેડા પહોંચ્યાં.

એગ્નાની નજર સ્ટેશન પર પડી.

"અહીંથી આપણને ટ્રેઈન મળી જાય તો કેવું સરસ !"

"હા. શું કરવાને માની લેવું કે નહીં જ મળે? ચાલો તપાસ કરીએ."

"ના રે ના, એકલા લશ્કરી સિપાહીઓ જ મુસાફરી કરે છે. ચાલો ચાલી નીકળીએ."

ડબ્લીન–અઢાર માઈલ.

નોનો ખૂબ વ્યાકુળ હતી. "એગ્ના, એક મીનીટ થોભ મારા બુટ અને મોજાં કાઢી નાંખવા દે. પગનાં તળીઆં તો બળી જવા લાગ્યા છે." વાડમાંથી ખેડાએલું ખેતર દેખાતું હતું.

"લે ચાલ."

વાડમાંથી મહામહેનતે ખેતરમાં પેઠાં, ઝપટમાં નોનોએ બુટ-મોજાં કાઢી નાંખ્યાં અને ઠંડી માટીમાં પગ દબાવ્યા.

"બૂમ...બૂમ..."

દૂર દૂરથી આવતા અવાજે નૈનો ચમકી ઉઠી. એગ્ના પહોળી આંખે નોનો સામું ટીકી રહી હતી.

"એ શું ?"

"ડબ્લીન."

"કદાચ દરિયામાં પણ જંગ જામ્યો હોય."

"ના. ના. એ તો ડબ્લીન જ."

શ્વાસ રોકી બન્ને અવાજ સાંભળતા બેઠાં. બન્ને બીધેલા હતાં.

"ડબ્લીન ? નોનો ? આપણે...?"

"અઢાર માઈલ દૂર છીએ. આપણે જલ્દીથી જવું જોઇએ. જલ્દીથી, જલ્દીથી. ચાલ."

જલ્દીથી એમણે ગામડાં વટાવવા માંડયાં. સાવધાનીને નેવે મૂકી એમણે પહેરાઓમાંથી ચાલવા માંડયું. નોનોના મનનું ઠેકાણું ન હતું. કેવળ એક જ વિચાર ઘૂમરીઓ ખાતો હતો. ડબ્લીન પહોંચવાનો. થોડુંક ચાલ્યા પછી એના પગ ઉપડતા જ નહીં. ખૂબ મંથન પછી અને છેવટના ઉપાય તરીકે કોઈ જતી આવતી મોટરમાં પોતાને લઇ જવાની વિનંતિ કરવાનું એને નક્કી કર્યું. રસ્તેથી એક મોટી મોટર પસાર થઇ, ધીરી પડી અને જ્યાં જવું હોય ત્યાં લઈ જવાની હા કહી. પેલા માર્ગસૂચક પથરા હવે કેવા ઝડપથી પસાર થતા હતા. સ્વોડઝ બરાકની આગળ લશ્કરી પહેરો હતો. લશ્કરી સિપાહીઓએ એમને સમાચાર આપ્યા. બળવાખોરોએ એનો કબ્જો મેળવ્યો હતો અને બધો વ્યવહાર તોડી ફોડીને એક પણ જાન ગુમાવ્યા વિના ત્યાંથી નીકળી ગયા હતા. મોટરવાળો અંગ્રેજ હતો.

"હું તો અહીંથી વળી જઉં છું." મોટરવાળો બોલ્યો. ગાડી થંભી.

"ખૂબ ઉપકાર થયો." નોનો બોલી.

"હું તો કોઈના પણ કામમાં મદદ આપવા તયાર છુ." મોટરવાળાએ જવાબ વાળ્યો. નોનોના મનમાં એક ખ્યાલ આવ્યો· જેમ્સ કોનોલીની દિકરીઓના કામમાં આવ્યો છુ એવી એ મોટરવાળાને જાણુ હોત તો આમ જ બોલત ?

ஃ

"બધું પતી ગયુ લાગે છે એમના. જોને કેવું બધુ શાન્ત છે ? જાણે કોઈ રવિવારની સાંજ." ડબ્લીનમા દાખલ થતા નોનોએ કહ્યુ.

કેથલીન અને માર્ગારેટ રાયન બારણે ઉભા હતા નોનો અને એમ્નાને જોઈ બન્ને આશ્ચર્યમાં ગરકાવ થઈ ગયાં

"તમે ક્યાથી ?"

"ટાયરોનથી. થોડુંક ચાલ્યાં. થોડુંક દોડયા. પણ સમાચાર તો કહો ? વાત કેમ છે ?"

"વાત કેમ છે ?" કેથલીન આશ્ચર્યમાં સામુ ટીકી રહી.

"તમે સાંભળ્યુ નથી ?"

"ના. કાંઈ જ નહીં."

"દળ હારી ગયુ. બધા તાબે થઈ ગયા છે. બધા કેદમા છે. ગુરૂવારથી ડબ્લીન સળગે છે."

"બધા જ તાબે થઈ ગયા ? તને બરાબર ખબર છે ?"

"હા. કોલેજ ઓફ સર્જન્સ છેલ્લું ઠેકાણું હતું."

નોનો બેસી ગઈ. બોલવાના કે વિચાર કરવાના એનામાં હોશ ન હતા. માંડમાંડ એણે આખ ઉંચી કરી અને પૂછ્યું: " મારા બાપુ?"

" એ ઘવાયા છે અને ડબ્લીન કેસલમાં કેદ છે. લોકને એમના જીવવાની આશા નથી. કદાચ એમાંનું કોઈપણ ન બચે." કેથલીનનો અવાજ ઘેરો બન્યો.

નોનો મૂંગી થઈ ગઇ. એને બાનો ખ્યાલ આવ્યો.

" શહેરમાં થઇને ત્યાં જવાય ?"

" ના. સૌના સૌના લત્તામાંથી કોઇને બહાર નથી જવા દેતા. લશ્કરી કાયદો જાહેર થયો છે. સાંજના સાત પછી તો બહાર ફરકાય પણ નહીં."

" મારે બા પાસે જવું છે. એનું શું થતું હશે ?"

" બા કયાં છે ?"

" ગ્રી રોક પર મેડમના બંગલામાં."

" ટ્રામ કે ટ્રેન કાંઈ ચાલતાં નથી."

" તો અમે ચાલી નાંખીશું."

" અત્યારે કશો વિચાર કરવાનો નથી. અત્યારે તું નહીં જઈ શકે. તમારે બન્નેને થોડા આરામની અને નાસ્તાની જરૂર છે. સવારે જોયું જશે."

નોનોએ દિલ વિના હા પાડી. નોનો દુ:ખી હતી. એનું હૈયું ભાંગી ગયું હતું. નિરાશાએ એને ઘેરી લીધી હતી. બાપુ ઘાયલ-કેદી-મોતના મહેમાન! બા એમને ફરી દ્દષ્ટિ જોઇ ન શકે તો?

આખી રાત એના મનમાં ઘૂમતા અને ઘૂમરીઓ ખાતા આ વિચારો પર એણે રોયા કર્યું.



સવારે એગના અને નોનો બાને મળવા નીકળી પડયાં. શહેરની ઉત્તરેથી દક્ષિણે જતાં એમને ખૂબ જ મૂશ્કેલી નડી. એક ઠેકાણેથી બહાર નીકળવાની રજા ન મળતાં, તે બીજે ઠેકાણે ગયાં. એમ ઠેકાણે ઠેકાણે રખડયાં ત્યારે એક જગાએથી અમને જવા દીધાં.

'ઓ'કાનેલ સ્ટ્રીટ આવી ત્યારે નોનોને ગળે કોઇએ મજબૂત ભીસ દીધી હોય એમ જણાવ્યું. યુદ્ધભૂમિની છબીઓ એણે જોઈ હતી. આ તો સાચી યુદ્ધભૂમિ હતી. કેટલાંક મકાનનાં ખંડેર થયાં હતાં. કેટલાંક ટૂકડે ટૂકડે જમીનદોસ્ત થતાં હતાં. એક ખંડેર તો પવનમાં પાકું પાન હાલે તેમ હાલતું હતું. આંગની ગંદી ગંધ હવા ભરી દેતી. પાસેની એક ગલીમાં મરેલા ઘોડાનાં મડદાં ઢગલો થઈ પડયાં હતાં.

'ભોટું ડાક ઘર (આયરીશ રીપબ્લીકન આર્મીની મુખ્ય કચેરી) હજુ ઉભું હતું—પણ એકલી દિવાલો જ. બાકીનું તો બધું જ બળી ઝળીને સાફ થઈ ગયું હતું. નોનોને ખ્યાલ આવ્યો—પાપા આમ જ મરણને ડારતા ઉભા રહેતા હશે ને! ખ્યાલ આશાવંતો હતો. આયર્લૅન્ડના આત્માનું એ પ્રતીક હતું. આગળપાછળ બધે સર્વનાશ અને બરબાદી હતાં. પણ એ? એ ઉભું હતું—અડગ અને અણનમ: હવે પછી આવનારને પ્રેરણા અને સાથ દેવા.

રેયમાઇન્સ રોડ પર નોનોની નજર 'ડેલી રેકેચ'ના એક જાહેરનામા પર પડી. જાહેરનામામાં બાપુની છબી હતી અને નીચે લખાણ હતું: "જેમ્સ કોનોલી—મૃત ક્રાન્તિકારી નેતા." નોનો. મનમાં

બબડી: " પ્રભુનો પાડ કે બા શહેરમાં નથી. એની નજરે આ નહીં ચડે." અને એણે ચાલવાની ઝડપ વધારી.



બંગલાની બીલકુલ પાસે આવી ત્યાં નોનોને ડ્રિઓનાનાં ડૂસકાંનો અવાજ કાને પડ્યો. બા ઉંબરા આગળ બેઠી હતી. 'ડેલી સ્કેચ'નું જાહેરનામું એના હાથમાં હતું. બાપુ માટે એ શોક કરતી હતી. નોનોએ બારણું ધકેલ્યું. બાએ ઉંચું જોયું. પહેલાં તો એનાથી મનાયુ જ નહીં. દોડીને એ નોનો પાસે પહોંચી.

" મારી દિકરી, મારી નોનો, હું તો માનતી હતી કે તને પણ ગુમાવી બેઠી."

" તેં હજુ કોઇને પણ ગુમાવ્યાં નથી, બા." નોનોએ આશ્વાસન દેવા માંડ્યું. " એ છાપુ તો ગપ હાંકે છે. બાપુ તો કેદમાં છે, અને વાગ્યુ છે. એગ્ના પાછળ આવે છે. થોડીજ વારમાં આપણે બધા ભેળા થઈ જઇશું."

" પણ નોનો, એ લોક એને ગોળીએ વીંધશે." બાની બીક ધીમે અવાજે બહાર આવી.

" લે ગાંડા ન કાઢ." નોનોએ જવાબ દીધો.

" યુદ્ધના કેદીઓને એ લોક મારતા નથી."

એગ્ના આવી અને બાનુ મન કાંક ટાઢું પડ્યું.

" તમારામાંથી કોઇને પણ જોવાની આશા મેં તો મૂકી દીધી હતી." બાએ નોનો અને એગ્નાને બાથમાં લીધી.

" હવે તો તમે બન્ને મારી પાસે છો અને તારા બાપુ જીવે છે એમ સાચા સમાચાર છે. પણ...પણ...એ લોક એને ઝાઝું જીવવા

નહીં દે." બા રોઈ ઉઠી: "એમને એની બીક છે. એને લાંચ નહીં દેવાય કે દબાવી નહીં શકાય એની એમને ખાત્રી છે. એ તો હમ્મેશાં એમની સાથે લડશે." બા અટકી ગઈ. નોનો અને એમ્મા બન્ને એને સાન્તવન દેવા લાગ્યાં."

નોનો હું તો રોરીને પણ ગૂમાવી બેઠી. એનું શું થયું એની મને કશી જ ખબર નથી. સોમવારે બાપુ સાથે ગયો હતો. બાપ અને દિકરો...નોનો...એજ ઘડીએ મેં એમને છેલવેલ્લા જોઈ લીધા."

"તું આમ ચિંતા ન કર, બા," નોનોએ ધીરજ દેતાં કહ્યું. "એ પણ કદાચ જેલમાં બીજાઓ સાથે હશે. એ બધા તાબે થયા ત્યારે એમને પકડયા હતા. એ તો ઠેકાણે છે. અને બધાની સાથે છે, ખરૂં ને?"

"અહીં મારાથી નહી રહેવાય, નોનો મારે ડબ્લીન જવું જ જોઈએ."

"અલબત્ત બા. આપણે બધાં ડબ્લીન જઈશું અને ત્યાં ક્યાંક રહેવાની ગોઠવણ કરીશું. બાપુ અને આપણે બધાં પાસે પાસે હોઇએ એમ ગોઠવણ કરીશું."

"હેં નોનો, આપણે ફરીથી એને જોવા પામીશું!"

"બા, બા, ચોક્કસ આપણે એમને મળીશું. આમ ઘેલાં કાઢે તે ચાલશે?"

# [૨૨]

ડબ્લીન—વીલીઅમ ઓ'બ્રાયનને ઘેર.

વીલીઅમની માતા અને બહેને કોનોલી કુટુમ્બનું સ્વાગત કર્યું મને પોતાની અનેરી શાન્ત રીતે બાના મનને હળવું કરવાના પ્રયત્ન ર્યા. અહીં બાને રોરીના સમાચાર મળ્યા. સીસીએ સમાચાર આપ્યા—ીલીઅમ અને રોરી બન્ને એકજ વખતે પકડાયા હતા. રોજ ીલીઅમ ડાકઘર જતો, સમાચાર જાણતો અને બાપુ સાથે વાતો રી આવતો. પછી એક દિવસ બાપુએ ત્યા ફરીથી ન આવવા હ્યું. બધા તાબે થઈ ગયાના સમાચાર આવ્યા. ત્યારે રોરી અને ીલીઅમ બન્નેએ ઓ'કોનેલ સ્ટ્રીટમાં થઈ જેટલું બને તેટલું જાણ-ાનો પ્રયત્ન કર્યો. એટલામાંજ બન્ને પકડાયા અને અત્યારે રીક-મન્ડ બેરેકસમાં હતા.

ડબ્લીનમાં લશ્કરી કાયદાની પ્રથમ રાત ભયંકર હતી. અંધારું થવા આવ્યું ત્યાં તો કો ને પણ સડક પર આવવા દેવામાં આવતા નહીં. બધી બારીઓ અને બધાં બારણાં બંધ કરી દેવાં પડતાં. કોઈ પણ જગાએથી બહાર દીવાનું અજવાળું પણ ન પડવું જોઈએ.

લશ્કરી સિપાહીઓ બહાર પહેરો ભરતા એમનાં મન પણ ઘરમાં ભરાઈ રહેલા ડબ્લીનનિવાસીઓ જેટલાંજ તંગ હતાં. થોડો વખત જાય અને ગોળીબારના અવાજ સંભળાય. વળી થોડો સમય વીતે અને ચોકી ઉપર ઊભેલા સિપાહીઓ પોકારી ઉઠે–પેલો દીવો બૂઝાવી દો–બૂઝાવી દો. અને જો દીવો ન બૂઝે તો ગોળીઓની વર્ષા વરસતી. ડબ્લીનમાં એ રાત્રે ભાગ્યેજ કોઈ આરામથી ઉંઘ્યું હશે.



બાપુ ડબ્લીન કિલ્લામાં કેદ હતા. બની શકે તો સમાચાર મેળવવા એગ્ના ત્યાં ગઈ હતી. થઈ શકે તો મુલાકાત લેવાની પણ એની મુરાદ હતી.

"ના, બા." પાછી આવી ત્યારે એણે બાને કહ્યું: "એમની પાસે કોઈને જવા દેતા નથી. મેં કેટલાય ફાંફા માર્યા પણ બધાજ નિષ્ફળ...બહાર આવતી એક નર્સને હું મળી. કાંઈ સમાચાર જાણતી હોય તો પૂછ્યું. એણે કહ્યું કે બાપુ ખૂબ નબળા પડી ગયા છે. ખૂબ લોહી વહી ગયુ છે. અને એમની સ્થિતિમાં સુધારો જણાતો નથી."

બાના ચહેરાપર ફિકાશ આવી અને ચિંતાનાં જાળાં ગૂંથાયાં.

"હવે શું કરીશું નોનો?" ભારે અવાજે બાએ પૂછ્યું. એગ્નાએ રોવા માંડ્યું.

"ત્યાં મીસીસ શીહી સ્કેફીંગ્ટનનો ભેટો થયો. મી. સ્કેફીંગ્ટનના ખુન વિષે બને તો માહિતી મેળવવા આવ્યાં હતાં. બા આપણે એના જેટલા બહાદુર નહીં થઇ શકીએ?"

"બાપડો સ્કેફીંગ્ટન," નોનો બોલી: "કદાચ બાપુ એના.વિષે

જાણતા હોય! કાલે હું કિલ્લા પર જાઇશ. કદાચ મને અંદર જવા દેશે."

"ના, નોનો, ના, તારે ત્યાં નથી જવાનું." ગભરાટમાં જ બા બોલી ઉઠી: "તને પકડી લેશે."

"બા, મને નહીં પકડે."

"કહું છું પકડશે. કાલે જ એક બાઇ આવી હતી ને કહેતી'તી કે તે લોક તારી તપાસ કરે છે."

"બા, આવી આવી વાતો પર ધ્યાન ન દેતી. એ લોક મારી તપાસ નથી કરતા, એ લોક મને નહીં પકડે."



સવારની ભયંકરતાનું વર્ણન કેમ કરીને થવાનું હતું! ફાંસી ફાંસી, ફાંસી, ટોમ કલાર્ક, ચોમસ મેકડોનાઘ, પાડ્રેઇક પીઅર્સ, વીલી પીઅર્સ, રોજ સવારે છાપાનો ફેરીઓ 'છેલ્લા સમાચાર'ની બૂમ પાડે અને હૈયું થંભી જાય. એક ખૂન! બીજાં બે ખૂન! હા, ખૂનસ્તો! ઓ પ્રભુ!

"બાપુ હજુ જીવે છે બા." દિલાસો પણ કેટલો શોકપૂર્ણ થઇ શકે છે!



રવિવારે નોનોને ડાકપેટીમાંથી એક ચીઠ્ઠી મળી. ચીઠ્ઠી બા પર હતી. "જો મીસીસ કોનોલી સોમ વા મંગળવારે અગીઆર વાગ્યા

પછી ડબ્લીન કિલ્લા પર આવશે તો તેમની તેમના પતિ સાથે મુલાકાત થઇ શકશે." ચીઠ્ઠીમાં એવું લખાણુ હતું.

"નોનો, છેવટે આ લોક એમને ગોળીએ વીંધી નાંખશે."

"બા, એક એક માણસ તો કહે છે કે ઘવાએલા માણસને કોઇ ગોળીએ વીંધે નહીં. એ લોકે બાપુના સાજા થવા લગી રાહ જેવી જોઈએ. અને ત્યાં લગીમાં તો પ્રજામત એવો થયો હશે કે એમની ગોળી ચલાવવાની હિમ્મત જ નહીં ચાલે."

"છતાંય, નોનો મને લાગે છે," હૈયું દબાવતાં આ બોલી. "મને લાગે છે, કે એ લોક એમને ગોળીથી ઉડાવી દેશે. એ લોક એમને નહી જીવવા દે. નોનો, એમને નહીં જીવવા દે."

"માવડી, જરા મારી વાત તો સાંભળ." નોનોએ પોતાના બન્ને હાથ ગળે ભેરવ્યા. જો ચીઠ્ઠીમાં લખ્યું છે સોમ યા મંગળ; એટલે એ દિવસે તો કાંઈ નહી જ બને ને? એટલુ તો માન."

"પણુ મારાથી કાલ લગી રાહ કેમ જેવાય?

થોડીક વાર પછી નોનો ચીસ પાડી ઉઠીઃ

"બા, બા રોરી પાછો આવ્યો છે. લે એ શુકન ન ગણાય?"

"રોરી!"

બા હસતી હતી અને રોતી પણુ હતી.

"મેં તો તને ફરીથી જેવાની આશા મૂકી દીધી હતી. પાડ્રૈકનો ભાઇ હોવાના ગૂન્હા બદલ એમણે વીલી પીઅર્સને ઉડાવી દીધો. તને પણુ કોનોલીનો દિકરો હોવા બદલ મારી નાખશે એમ હું માનતી હતી. બાપુ વિષે કાંઇ પૂછતા'તા એ લોક?"

"મે મારૂ ખરૂં નામ ન આપ્યુ. મેં કહ્યુ મારું નામ રોબર્ટ કોર્ને છે."

"તું છૂટયો કેવી રીતે?" નોનોએ પૂછ્યુ.

"સોળની નીચેની ઉમરના બધા જ છોકરાઓને છોડી મૂકયા."

"કાલે હું બાપુને મળીશ ત્યારે કહીશ કે તું સહીસલામત છે." બા બોલી.

"રોમ કલાર્ક, સીન મેકડરમોટ અને મેજર મેકબ્રાઇડ, એ બધા મારી સાથે મારા ઓરડામાં જ હતા." રોરી બોલ્યો, પણ બીજું કોઇ બોલ્યુ નહીં. શાન્તિ. નીરવતા.



બા ફ્રિયોનાને બાપુની મુલાકાતે જતાં સાથે લઇ જતી હતી.

"મોકો મળે તો બા એટલું કહી દેજે કે હું અને એગ્ના સલામત છીએ. બાપુ નકામની ચિન્તા કરતા હશે."

"પણ હું તો તારૂં નામ નહીં દઉં. મને બીક રહે છે."

"મારે માથે કશો જ ભય નથી. છતા કહે છે કે ગ્વેન્ડોલીન વાયોલેટ ચાલીને ડબ્લીન આવી ગઇ."



બા પાછી આવી.

"નોનો, તારા બાપુ ખૂબ માંદા છે. પથારીમાં હાલી ચાલી નથી શકતા. એ લોકે થોડીક વાર જ મને બેસવા દીધી એમને જાણવાની ઇચ્છા હતી એ વાતો પણ હું ન કરી શકી. શું બન્યું છે એ વિષે

વાત ન કરવાનું તો એમણે પહેલેથી જ વચન લીધું હતું. અંદર જવા દેતાં પહેલાં મારી જડતી લીધી. અને નાની ફિયોનાની પણ જડતી લીધી. આપઘાત કરી શકે એવી કોઇ વસ્તુ નહીં લઇ જવાનું પણ મારી પાસેથી વચન લીધું. જાણે એ આપઘાત કરશે! નોનો, નોનો." બા રડી ઉઠી.

"ફરીથી તારી મુલાકાત થશે?" જેમ તેમ, પ્રયત્ન કરીને નોનોએ બાને પૂછ્યું.

"કાલે."

"હું તારી સાથે આવીશ. મારે મળી લેવું જોઇએ. હું આવીશ. ચોક્કસ આવીશ."



ચકચક થતા સંગીનો વાળી બંદૂકો પકડીને પહેરો ભરતા લશ્કરી સિપાહીઓને નોનો જોઇ રહી. નીસરણીને છેડે, ઉપર, બાજુમાં, રવેશમાં, જ્યાં જૂઓ ત્યાં ચકચક થતા સંગીનોની ભૂતાવળ દેખાતી. પેલે ખુણે આવેલા નાનકડા ઓરડામાં પણ એક ધાડું ભરાએલું હતું. એક બાજુ આ બળનુ પ્રદર્શન અને બીજી બાજુ પથારીમાં પણ હાલી ન શકે એવા બાપુઃ ઘડીભર નોનો ખ્યાલમાં ડૂબી રહી.

સાંકડી, પાતળી પથારી પર બાપુ સુતા હતા. ઘવાએલા પગ પર અદ્ધરથી ચાદર બીછાવી રાખી હતી.

"બાપુ, મારા બાપુ!"

નોનો પથારી પાસે ગોઠણભેર બેસી ગઈ. પોતાનું માથું બાપુને અંગે નાંખી દીધુ. બા તો એક અક્ષર પણ બોલી ન શકી. બાપુનો

હાથ પોતાના હાથમાં ઝાલી, બાપુ સામું ટીકી રહી ને એ મૂંગી મૂંગી બેઠી.

"કેવા ફિક્કા પડી ગયા છો બાપુ? અને તમારો અવાજ કેવો ધીમો પડી ગયો છે? બહુ દરદ થાય છે બાપુ?"

"ના નોનો. પણ ખૂબ થાક લાગ્યો છે. આજે લશ્કરી અદાલતમાં મારો મુકરદમો ચાલી ગયો. એ લોકે આખો વખત મને પથારીમાં બેસાડી રાખ્યો. એમાં ખૂબ થાક લાગ્યો."

"લશ્કરી–" નોનો બોલી, પણ બાપુએ આંખના ઈશારાથી ના કહી અને બા સામુ જોયું.

નોનોના મનમાંથી બધી આશા ઉડી ગઈ. હવે તો જરૂર બાપુને ગોળીએ વીંધશે; સાજા થવા લગીની પણ રાહ નહીં જુએ. લશ્કરી અદાલતમાં કામ ચલાવવા સારૂ જજો પથારીમાં બેસાડી રાખે તો તો ગોળીએ વીંધતાં વિચાર શું કરે? નોનોના હોશકોશ ઉડી ગયા.

"બાપુ," વાત ચાલુ રાખવા જ નોનો બોલવા લાગી.

"તમને વાગ્યું કેવી રીતે?"

બાપુએ વાત કરી: કેટલાક માણસને અમુક જગાએ ગોઠવીને પાછા ફરતાં ઘૂંટી ઉપર ગોળી વાગી. ડાકઘરથી એ દૂર હતા. પોતે ગોઠવેલા માણસોથી પણ દૂર હતા. કોઇ એમને જોઈ શકે તેમ ન હતું. એટલે ઢસરડો કરીને જવું પડ્યું. એમાં હાડકાં છૂટાં પડી ગયાં, અને લોહી પણ ખુબ વહ્યું.

"અને એનો કાંઇ ઇલાજ થઈ શક્યો નહીં." બાપુ બોલ્યા.

બાપુએ બા તરફ મ્હોં ફેરવ્યુ, અને ભવિષ્યની ગોઠવણમાં પડ્યા. નોનો બાપુની અજબ શાન્તિ અને ધૈર્યથી અંજાઈ ગઈ. ગોળે

અડધું પડધું જ સાંભળ્યું. નોનોને કાને પડયું "ટેરીટ્ઝનને કહેજે," અને બાને ફાટી આંખે બાપુ સામે ટીકી રહેતાં જોઈ. બાએ વચન આપ્યું હતું એટલે એ બાપુને તેના પરમ મિત્રના એક શરાબી અફસરને હાથે થએલા ખૂનના સમાચાર ન કહી શકી.

બાના મન પરથી ભાર હલકો કરવા નોનોએ વાત ઉપાડીઃ "બાપુ છાપાં કહે છે કે લાયમ મેલોઝ હજુ ગાલ્વે ટેકરીઓ પર છે. અને લારી ગીનેલે પાર્લામેન્ટમાં આપણે સારૂ ખૂબ સરસ ઝુંબેશ ઉપાડી છે."

"લારી તો સરસ માણસ છે, અને હવે એ ઝુંબેશ ઉપાડી શકે છે. નોનો, મનમાની અને સરસ લડાઈ થઈ. અને પાછી ચોખ્ખી–દાવપેચ વિનાની. હવે લડત પણ સહીસલામત છે. આને લીધે ભરતી થતી અટકશે. પોતાનો જ દેશ ગૂલામ હોય ત્યાં બીજાની સ્વાધીનતા માટે લડવા જવાની અને જીવ ખોવાની મૂર્ખાઈનો ખ્યાલ હવે આયરીશોને આવશે. અને આયર્લેન્ડની સ્ત્રીઓ અને દિકરીઓ," બાપુના અવાજમાં નોનોને ગૌરવના પડઘા વાગતા લાગ્યા, "એમને માટેના પ્રશંસા કે કદરના કોઇ પણ શબ્દો અધૂરા જ છે."

"અને છોકરાઓ? બાપુ, રીકમન્ડ બરાકમાંથી સહુને હમણાં જ છોડી દીધા. સોળની ઉમર નીચેના બધાને છોડી દીધા. રોરી પણ એમાં હતો. તમને ખબર છે?"

"એમ? ત્યારે રોરી પણ કેદખાનાની હવા ખાઈ આવ્યો? કેટલા દિવસ રહ્યો?"

"આઠ."

"લડતમાં રહ્યો. દેશખાતર જેલ પણ જઈ આવ્યો. અને હજુ તો પૂરો સોળ વર્ષનો પણ નથી. જીવનની શુભ શરૂઆત કરી, નહીં નોનો?"

અને પછી, નોનોને જે સવાલની સૌ કરતાં વધારે ભીતિ હતી તે સવાલ આવ્યો.

" નોનો, ઉત્તરમાં શું બન્યું તે કહે."

" કાંઈ અર્થ ના સર્યો, બાપુ. માણસો બધા વિખરાઈ ગયા હતા અને ફરીથી ભેગા જ ન કરી શકાયા. અમે બધાએ પ્રયત્ન કરી જોયો. અને હું તો રાહ જોઈ જોઈને થાકી." હેરાનગતીની યાદ પણ નોનોને મૂંઝવતી હતી. " અને મને ત્યાં કશુંય થવાની આશા ન રહી એટલે હું ડબ્લીન આવી."

" તું આખેએ રસ્તે ચાલતી આવી ?"

" ડુંડાલ્કથી. અહીં આવી ત્યારે તો બધું પતી ગયું હતું. બાપુ મને તો જરાકે તક ન મળી, હું તો કશુંજ ન કરી શકી." નોનોની આંખમાં આંસું છલકાયાં.

" કશુંય ન કરી શકી !" બાપુએ હસતાં હસતાં પોતાના હાથથી નોનોનું મોં ઉંચું કર્યું અને છાતીએ લગાડ્યું. " ગાંડી, બીજા કોઇના પણ જેટલું કામ તો કર્યું છે તેં."

એક લશ્કરી દાક્તર અને એક બીજો અફસર દાખલ થયા. સફેદ વાળવાળા, ઘરડા જેવા લાગતા દાક્તરે બાપુને પૂછ્યું " કેમ આજ કેમ છે ?"

" જેમ છે તેમ." બાપુએ જવાબ દીધો.

સર્જન રૉબીન મોટેથી અને ખૂબ ઝડપથી બોલતો. એની વાતમાં લશ્કરી દાક્તર, અફસર અને બાપુ પણ ભળ્યા. ઓરડામાં આખો સમય દરમિયાન બેઠેલો અફસર પણ વાતમાં દોરાયો. નોનોએ બાપુની આંખમાં ફરીથી ચમક આવતી જોઈ. બાપુ હસ્યા પણ ખરા.

જવાની તૈયારી કરતાં સર્જન ટોબીન બોલ્યો:

"અજબ માણસ છે. એના જેવા બીજાનો આજ લગી મેળો નથી થયો."

ડાક ઘરથી ઝોળીમાં લાવવામાં જે બહાદુર છોકરાએ મદદ કરી હતી તેની વાત પૂરી થતાં જ પેલો અફસર ઉભો થઈ ગયો: "મુલાકાત પૂરી થઈ. વખત થઈ ગયો."



બીજે દિવસે નોનો કે બા કોઇ બાપુને મળી ન શક્યાં. પણ ગુરવારે રાત્રે બાર વાગે એક અફસર અમ્બ્યુલન્સ લઇને આવ્યો. એણે સમાચાર આપ્યા કે જેમ્સ કોનોલીની હાલત ચિંતાજનક છે અને મીસીસ કોનોલી અને નોનોને મળવા માગે છે. બાએ તો એ વાત માની લીધી. પણ નોનો એનો મર્મ સમજી ગઇ.

અમ્બ્યુલન્સને પહોંચતાં પણ કેટલી વાર લાગે! અંધારામાં, વિજન રસ્તાઓ પર દોડતી ગાડીને જ્યારે સંત્રીએ રોકી ત્યારે પણ ગાડીવાળાને જલ્દીથી હંકારવાનું કહેવાનું નોનોને મન થઈ આવ્યું. બધાં નીસરણી ચડી ઉપર ગયા; લશ્કરી સિપાહીઓની હારમાંથી પસાર થયા અને પહેરા સહિત દાખલ થયા. બાપુ બારણા બાજુ ટીકી રહ્યા હતા. મા દિકરીને ઓરડામાં દાખલ થતાં બાપુ જોઇ રહ્યા.

"લીલી, આનો અર્થ તો તું સમજી ને?"

"જેમ્સ જેમ્સ, તમને......તમને......."

"હા, લીલી." બાનો હાથ પંપાળતાં બાપુ બોલ્યા.

"આજે પહેલી જ વાર મને ઉંઘ આવી હતી. અગીઆર વાગે

એ લોકે મને જગાડયો અને કહ્યું કે "કાલે પરોઢે તમને ગોળીથી વીંધવામાં આવશે."

બા ઘુંટણીએ બેઠી હતી. માથું ખાટલા પર ઢાળી હૈયું વલોવી નાંખે એમ રડતી હતી.

બાપુએ બાને માથે હાથ મૂકયો.

"રડ નહીં, લીલી. તું મને પણ નાહિમ્મત બનાવીશ."

"પણ તમારૂં સુંદર જીવન..." ડૂસકાં ખાતાં બા બોલી.

"પણ લીલી, ભરી ભરી અને સુંદર એવી આ જીંદગીનો આ અંત સુંદર નથી?"

નોનો પથારીની બીજી બાજુએ ઉભી હતી. આંસુની ધારા વહે જતી હતી. બાપુ એની બાજુ ફર્યા.

"રો નહીં નોનો. એમાં રોવા જેવું શું છે?"

"નહીં રોઉં." નોનોએ જવાબ દીધો અને હોઠ કરડવા લાગી.

"મારી દીકરી બહાદુર છે." બાપુએ નોનોના હાથ થાબડયા. પછી ધીરેથી બોલ્યાઃ "તારો હાથ ચાદર નીચે મૂકી દે." નોનોએ એમ કર્યું અને બાપુએ એક કડક કાગળ એના હાથમાં સેરવી દીધો. "એને સાવચેતીથી બહાર લઇ જજે, નોનો, એ મારૂં આખરી નિવેદન છે." કશું કામ કરવાનું છે એ ખ્યાલે નોનો પગભર થઈ. પણ એનો અવાજ તો રૂંધાએલો જ હતો.

બાપુ બાને ધીરેથી કાંઇ કહેતા હતા, પણ બાનો ચહેરો તો પ્રત્યેક પળે ફિક્કો અને ફિક્કો થતો જતો હતો. એક એક પળ જતી

અને ઘડપણના ઓળા એના ચહેરા પર ઉતરતા. ધીમી ધીમી મજાકથી આને ખુશ કરવાના બાપુના પ્રયત્નો નોનો જોઇ રહી હતી.

"નોનો, મેં સાંભળ્યું કે સ્કેફીંગ્ટનનું ખૂન થયું?"

"હા, બાપુ" નોનોના ગળામાંથી અવાજ જ નહોતો નીકળતોઃ "બાપુ બાપુ, એ બધા ગયા. આયર્લૅન્ડમાંથી બધાજ સારા માણસો ગયા." અને નોનોએ નામ દેવા માંડયા.

બાપુ મૂંગા થઈ ગયા. નોનોને લાગ્યુ કે બાપુને આઘાત લાગ્યો છે, નોનોને એમ પણ લાગ્યુ કે પોતે ગોળીથી વીંધાનાર પહેલા જ હશે એમ પણ બાપુ માનતા હતા.

"બાપુ, બધા તો કહેતા હતા કે તમે ઘવાએલા છો એટલે તમને ગોળીએ નહીં વીંધે. અમે તો એ આશાએ જીવતા."

"મે એમ કદિ પણ માન્યું ન હતું. મને દક્ષિણ આફ્રિકાનો શીપર્સ હજુ યાદ છે."

"આજનાં છાપાંમાં, કહે છે કે, પાર્લામેન્ટમાં એવું વચન અપાયું છે કે હવે આમ ફાંસીની સજા નહીં થાય."

"ઇંગ્લેન્ડના વચન!"

"હવે પાંચ જ મિનિટ બાકી રહી છે." અફસરનો અવાજ આવ્યો.

બા બેભાન થઇ, અને ફરી હોશમાં આવી. બાપુએ એને પોતાના હાથમા લેવા પ્રયત્ન કરી જોયો, પણ ખાલી માથું અને ખભા જ હલાવી શકયા. નોનોએ બાપુની છાતી પર માથું મૂકયુ.

"બાપુ, મારા બાપુ!"

"વખત થઇ ગયો."

" સલામ નોનો."

નોનો બોલી ન શકી. બાપુ સામુ જોઈ એ ઉભી રહી.

" બા પાસે જા " બાપુએ આગ્રહભર્યા અવાજે કહ્યું. પણ નોનો બાને હલાવી પણ ન શકી. જાણે પત્થરની કોરેલી મૂર્તિ હોય એમ બા ઉજળી પૂણી જેવા ચહેરે બાપુ સામે જોઇ રહી હતી. એક નર્સે આવીને બાની કેડે હાથ વીંટાળ્યા અને પછી એ લોક બાને લઈ ગયા. નોનો બારણેથી દોડતી પાછી આવી અને બાપુને એક ચુમી લીધી.

" બાપુ ! "

બાપુએ નોનોને ગળે વળગાડી.

" તારે માટે મને અભિમાન છે નોનો, દિકરી."

ઉમ્બરે બા અને નોનો ઉભા ઉભા બાપુ સામે જોઈ રહ્યાં. હવે પછી એ એમને ક્યારે જોવાનાં હતાં ?

# [૨૩]

બા બારીએ ઉભી રહી પડદો ઉંચો કરી, પરોઢની રાહ જોતી હતી. આખોએ વખત એની આંખમાંથી આંસુ વહે જતાં હતાં. નોનો એની પડખે એને ટેકો દેતી ઉભી હતી. પણ બેમાંથી એક પણ એક અક્ષર પણ બોલતું નહી. બન્નેની આંખો આકાશ પર મંડાએલી હતી. આકાશમાં ઉજાસ પહેલાંની ફિક્કાશ આવવા માંડી.

"નોનો એ ગયા! મારો જીવનાધાર......"



એગ્ના અને આઈડીન ભીયભીત ચહેરે બારણાં પાસે આવ્યાં.

"શું છે, નોનો?" ધીમેથી એમણે પૂછ્યું.

"બાપુ ગયા."

"બાપુ! બા, બા ઓ બા!"

પછી રોરી અને મોઈશ આવ્યા.

"મેં કોઈને રોતું સાંભળ્યું." મોઈશ બોલી.

"શું થયું" રોરીએ પૂછ્યું.

" બાપુ ગયા."

ફ્રીઓનાને રોતી સાંભળી, નોનો એને છાની રાખવા ગઈ. પથારીમાં બેઠી બેઠી ફ્રીઓના રોતી હતી.

" બધા જ રૂએ છે, નોનો, કેમ રૂએ છે બધા ?"

" નાની ફ્રી, બાપુ ગયા. હમણાં જ એમને વીંધી દેવામાં આવ્યા." નાની બહેનને ગળે વળગી નોનો પણ રડી.

" ચલ બા પાસે."

બધાં એક બીજાને વળગીને, રોતાં, ડૂસકા ખાતાં, બેઠાં. બા હજુ એ બારી પાસે આકાશ પર મીટ માંડીને ઉભી હતી. એનાં આંસુની ધારા અવિરત ચાલતી.

" બા, બાપુએ મને એમનું છેલ્લું નિવેદન આપ્યું છે. સાંભળ, હું વાંચું."

નોનોને અવાજ રૂંધાતો લાગ્યો. ચવાઇ ગએલો કાગળ ઘડી વાર ઉકેલતાં એની આંખે અંધારાં આવ્યાં.

" બા, બાપુના છેલ્લા શબ્દો સાંભળ. છોકરાંઓ છાનાં રહી જાઓ." વારે વારે અટકી જતાં, વારે વારે આવી જતાં રૂંધેલાં ડૂસકાંના અવાજ સાથે નોનોએ વાંચ્યું.

"ડબ્લીનના કિલ્લામાં તા. ૯મી મે ૧૯૧૬ના રોજ મળેલી લશ્કરી અદાલતને.

[ પૂરાવા ઉપરથી એટલુંજ સાબીત થયુ હતું કે જેમ્સ કોનોલી મોટા ડાકઘરમાં સેનાપતિ હતો અને ડબ્લીનની ટૂકડીનો અગ્રેસર હતો. બે સાહેબોએ કેદીઓ પર કશા પણ કારણ વિના અત્યાચાર ગૂજાર્યાની વાત કરી હતી. અદાલતે આ આક્ષેપો વિષે એમ ઠરાવ્યું હતું કે તે સંબંધ વિનાના હતા અને કોનોલી સામે મૂકી શકાય તેમ ન હતું. ]

" કેદીઓ ઉપર અમાનુષી અત્યાચાર ગૂજાર્યાના આરોપ સિવાય મારે મારો બીજો કોઈ બચાવ કરવો નથી. વજૂદ વિનાના આક્ષેપમાં જો સાચનો કાંઈ પણ અંશ હશે તો તે જે સંજોગોમાં, જે ઉતાવળથી, અમારા ઉપર સૈકાઓ થયાં લદાએલી સત્તાની જડ ઉખેડી નાંખવા અમે હામ બીડી હતી તેનેજ આભારી છે. એ આખાએ આક્ષેપમાં નિશસ્ત્ર આદમીઓ ઉપર જાણી બુઝીને અત્યાચાર ગૂજારવાના ઇરાદાની બુ સરખી પણ નથી.

"અમારો ઇરાદો, અમારી માતૃભૂમિ અને અંગ્રેજ સલ્તનત વચ્ચેનો સંબંધ તોડી નાંખી સ્વાધીન આયર્લેન્ડની સ્થાપના કરવાનો હતો. અમારી દૃઢ માન્યતા છે કે અમારી માતૃભૂમિ અને ઇશ્વરના નામે અમે જે હાકલ અમારા દેશબંધુઓને કરી હતી તે, અત્યારે ચાલતા યુદ્ધમાં કરવામાં આવેલી કોઇપણ હાકલ કરતાં વધુ પવિત્ર હતી. અમે એ સાબીત કરવામાં સફળ નીવડયા છીએ કે પરાયા બેલ્જીઅમ માટે જે વસ્તુ મેળવવા આયર્લેન્ડવાસીઓને જાનફેસાની કરવાનો ઇંગ્લેન્ડ આદેશ આપે છે તેજ વસ્તુ, તેજ સ્વાધીનતા, પોતાનીજ માતૃભૂમિ આયર્લેન્ડ માટે મેળવવા આયરીશ પ્રજા પ્રાણુની આહૂતિ દેવા પણ તૈયાર છે. અને જ્યાં લગી એ લાગણી અમર છે, અટલ છે, ત્યાં લગી આયરીશ સ્વાધીનતાની લડત સમૃદ્ધ છે, સલામત છે.

"અમે માનીએ છીએ કે બ્રિટિશ સલ્તનતને આયર્લેન્ડ ઉપર કોઈ હક્ક છે નહીં, કોઇ હક્ક હતો નહીં અને કોઇ હક્ક હોઇ નહીં શકે. ગમે તે જમાનામાં આયર્લેન્ડનાં બહાદૂર પુત્રપુત્રીઓએ એ હક્ક ખાતર, એ સત્ય ખાતર, પ્રાણુ ત્યાગ કરવાની તૈયારી બતાવી છે; હાથમાં માથાં રાખીને ગૂલામીની બેડીઓ તોડવાનો પ્રયત્ન કર્યો છે. એમની આહૂતિ અને એમનાં બલિદાન જ આ જુલમી સત્તાને સદા માટે તિરસ્કારપાત્ર બનાવે છે.

" અંગત રીતે તો હું પ્રભુનો પાડ માનું છું. એની અસીમ દયાથી મને એ દિવસ જોવાનું સૌભાગ્ય પ્રાપ્ત થયું કે જ્યારે આયર્લૅન્ડના હજારો નવજુવાનો અને મોટેરાએ, સેંકડો આયરીશ છોકરીઓ અને માતાઓએ એ હકક સાબીત કરવા, એ સત્યને ડાઘ ન લગાડવા ખાતર પોતાના લોહીનું બલિદાન દેવાની તૈયારી બતાવી છે.

જેમ્સ કોનોલી,
સેનાપતિ, આયરીશ રિપબ્લીકન આર્મી,
ડબ્લીન વિભાગ."



" બા, આપણે કિલ્લે જઈ બાપુનો દેહ માંગી લેવો જોઇએ. "

" આપણને નહીં આપે. "

" આપણે માગવો જ જોઈએ. "

એમને દેહ આપવાની ના થઈ.

શું કરવું તેના ખ્યાલમા એ ઉભા હતાં ત્યાં એક નર્સ આવી.

" મીસીસ કોનોલી, મી. કોનોલીને અમારી પાસેથી લઈ ગયા તે પહેલાં મેં આ લઈ રાખી હતી. "

ખૂલ્લી હથેળીમાં બાપુના વાળની એક લટ હતી. બાએ એને લઈ હોઠે લગાડી. બાપુની એટલી જ યાદગીરી હતી !



બેસાડયા....તમારા બાપુ શાન્ત હતા. એમની વીરતા પણ મુગ્ધ કરે તેવી હતી. મેં એમને પૂછ્યું, "તમને ગોળીએ વીંધનારા માટે તમે પ્રાર્થના કરશો ?" અને એમણે મને જવાબ દીધો :

**પોતાની ફરજ બજાવનારા સૌ આત્માઓ માટે હું અહર્નિશ પ્રાર્થના કરીશ.**

"અને પછી એ લોક એમને ગોળીથી વીંધ્યા..."

Mrs. - Sheldon

# [ ૧ ]

નોનો સઘડી પાસે પડેલા ન્હાનકડા બાજઠ પર બેઠી બેઠી અજાયબ થતી હતી. આજે બાને શું થયું હતુ? અંધારૂં થવા આવ્યું ત્યારની એ બાને જોતી હતી. બા તો બારી બહાર જ જોયા કરતી'તી. અને બારી બહાર તો પેલી મકાનોની હારમાળા સિવાય શું જોવાનું હતું? નોનો આ જાણતી હતી. ઘણીએ વાર એણે જાતે એ મકાનો સિવાય બીજું શું જોયું હતું? પણ બા તો બારી બહાર જ જોયા કરતી'તી!

અને બા સઘડીની આટલી આટલી ચિન્તા કાં કરતી? નોનો પડખે જ બેઠી હતી અને જો સઘડી ઓલવાતી હોત તો તે ધ્યાન રાખીને જરૂર કહેત. શું બા એમ માનતી હતી કે એ અંગારા ધારતી સઘડી ઓલવાઇ જાય તો નોનોને ખબર પણ નહીં પડે? અંધારૂં થવા આવ્યું ત્યારે તો સઘડી ચેતાવી હતી. નોનોને એ પણ અચંબો હતો કે ઘરમાં દિવસે સઘડી સળગાવવામાં આવતી નહીં; અને બા વધારે ખાવાનું પણ આપતી નહીં. "નાની છોકરીઓ માટે તો રોટીના બે ટૂકડા બહુ થઇ ગયા," નાસ્તા વખતે જો કોઇ વધારે માંગે તો બા આ જ સંભળાવી દેતી.

"ઘેર કેમ નથી આવતા હજુ?" બારી પાસે ઉભેલી બાને બોલતાં નોનોએ સાંભળી. બા એમ ઉભી હોય ત્યારે કેટલી સરસ લાગતી! એને અને મોનાને બા માટે અભિમાન હતું. જે મ્હોટા મકાનમાં તેઓ રહેતા હતા તેમાં વસતી બીજી બાઓ કરતાં તેમની બા કેવી સરસ હતી! જ્યારે જુઓ ત્યારે ચોખ્ખી લાગતી. અને એના ભુખરા વાળનો અંબોડો કેવો શોભતો! અને પેલી ગળા ઉપર રમતી લટો! અને એનું મ્હોં કાંઇ બીજી બાઓ જેવું ગતુમડું અને ગંદું ન હતું. તે તો ઉજળું અને ચોખ્ખું હતું.

"ઘેર આવવાનો વખત થઇ ગયો છતાં શામાં રોકાઇ ગયા હશે!" બા બોલી. બા ફરીથી સગડી પાસે આવી; કીટલીનું ઢાંકણું ખોલીને જોયું અને લાકડાની એક ફાચર કીટલી નીચે ગોઠવી સગડી પાસેની ખુરશી પર બેઠી. થોડી વાર થઇ ન થઇ ત્યાં તો જાણે એનાથી બેસાતુ જ ન હોય તેમ ઉઠીને નોનો સુતી હતી ત્યાં ગઇ. નોનોનાં કપડાં કાઢી લીધાં અને ગ્જાઇ ઓઢાડી.

"નોનો, ઉંઘવું છે?" બાએ પૂછ્યું. પણ નોનો જવાબ દે તે પહેલાં તો દાદર પર કોઇના પગનો અવાજ સંભળાયો અને પછી સાંકળ ખખડી.

બા બારણા પાસે દોડી ગઈ અને બારણું ઉઘાડયું. અને જાણે બધાં કપડાં પર લોટ વેર્યો ન હોય એવાં સફેદ કપડાંમાં એક માણસ અંદર આવ્યો.

"જેમ્સ!" બા ચીસ પાડી ઉઠી.

"આ મારા બાપુ!" નોનો મનમાં બોલી ઉઠી. "ના, ના, એ મારા બાપુ ન હોય. બાપુ તો આમ ટટાર ઉભા રહે છે. બાપુને કાળા વાળ છે અને હસતી આંખો. અને જ્યારે આવે છે ત્યારે અમારી સાથે હસે છે, રમે છે, મશ્કરી કરે છે." પણ બા તો તેનો હાથ પકડી એક ખુરશી પાસે લઈ ગઈ અને તેને ત્યાં બેસાડયો. અરે એ તો બાપુ

છે! મારા બાપુ! પણ એ તો બોલતાએ નથી. નોનોને કે બાને બોલાવતાએ નથી. એકલા નિઃશ્વાસ નાંખે છે અને માથું છાતી પર ઢાળી દઇને ખુરશીમાં ફસડાઈ પડયા છે. શું થયું છે બાપુને? બા કેમ રુવે છે? નાની નોનો એક પણ શબ્દ બોલ્યા વિના ટગર ટગર જોયા કરે છે.

બાએ ચા કાઢી અને થોડીક રોટી પર માખણ લગાડયું.

"જેમ્સ. ન ખાવ તો કાંઈ નહિ. પણ આ ચા પીઓ. એથી કરાર વળશે."

બાપુએ ચા લેવા હાથ ઉંચો કર્યો, પણ હાથ ધરી શકાયો નહીં. હાથ પાછો પડખા ભેર પડી ગયો.

"મારામાં તાકાત નથી, લીલી; હું સાવ અશક્ત બની ગયો છું."

બાએ રકાબીમાં થોડી ચા કાઢી અને બાપુના હોઠે ધરી. આ તો બહુ અસામાન્ય વસ્તુ હતી અને નોનો પોતાનું બાજઠ છોડી બાપુ પાસે આવીને ઉભી રહી. બાપુ ચા પીએ છે, પણ એમનું આખું મોં રેબઝેબ કેમ છે? બાપુ રોતા હતા!

"બા, બાપુને વાગ્યું છે?" નોનોએ પૂછયું. બાપુએ તેના સામું જોયું.

"લીલી, ઓ લીલી, હું તદ્દન નકામો બની ગયો છું. તારા કે બાળકોના કશાય કામનો નથી. હું કામ નથી કરી શકતો."

બાએ મોં ફેરવી લીધું અને કાપડાને છેડેથી આંખો લુછી. રકાબીમાં બીજી ચા કાઢી અને બાપુના હોઠે ધરી. "એમ ન બોલો, આટલી ચહા પી લ્યો." થોડું હસીને બા બોલી. બાપુએ ચહા પીધી પણ ટુકડોય રોટી તો ન ખાધી. ચહા પીવાઈ ગઈ એટલે બા બોલીઃ "હવે વાત કરો."

"સીમેન્ટની થેલીઓ ભરીને હું લારી ન્હેલતો જતો. આખો દિવસ...આખો દિવસ. જાણે મારા પડખામાંથી હાથ ખેંચાતા ન હોય એમ થતું. એટલી એ ભારે હતી...બાતટાણે તેં મારા ખીસામાં મૂકેલી રોટી પણ હું ખાઇ ન શક્યો. એક એક હાડકું અને નસ ખેંચાતાં હતાં. આરામ માંગતાં હતાં. પણ મારે આરામ કેવો?...હું તો બેસી જ ન શકતો. અને પછી તો પીડા વધી. વારંવાર મને કામ પડતું મૂકીને જતા રહેવાનું મન થયું. પણ મને આજ સવારનું તારૂં સ્મિતભર્યું મ્હોં યાદ આવ્યું: કેટલે લાંબે ગાળે આજે ક્યાંક કામ મળ્યું હતું અને ભૂખનું દુઃખ દૂર થયું હતું......તું બધુંય ગીરવી મૂકી ચૂકી છે. મારાથી જતા કેમ રહેવાય? મારે કામે રહેવું જ જોઇએ. દિવસનું કામ પૂરૂં થયુ ત્યારે ઘેર પણ પહોંચાશે કે કેમ એમ મને થતું હતું. પણ હું તો ઢસડાયો...તું ચિંતા કરતી રાહ જોતી હઇશ. લીલી, લોકે ધાર્યું કે હું શરાબી હતો. મને ચક્કર આવ્યાં અને આલમ આખી ઘૂમતી લાગી. લીલી, લોકો બોલતા હતા કે જૂઓ, આ દારૂડીઓ!"

ઉંઘી જતાં પહેલાં નાનો જેમ રોઇ હતી તેમ બા રોતી હતી.

"રો નહીં, લીલી!" બાપુ બોલ્યા. "તું એમ ડુસકે ચડે છે ત્યારે મારૂં હૈયું ભાગી જાય છે."

"જેમ્સ! ઓ જેમ્સ, છેલ્લા કેટલાક મહિનાઓ સુધી તમને ક્યારે પેટપૂર ખાવા મળ્યું છે? એક દિવસ પણ ક્યારે મળ્યું છે? રોટીનો એક ટૂકડો અને ચહાનો એક પ્યાલો પી સવારથી કામની શોધમાં તમે નીકળતા. અને છેક અંધારૂં થયા બાદ ઘેર આવી, મને ને છોકરાંને પૂરૂં ખાવા મળે એ સારૂ કોંકે તમને જમાડયા છે એમ કહેતા. કોઇ પણ માણસ એમ ભાંગી જ જાય. અને એમાં આજના જેવું કામ ભારે ન પડે? એમાં તમારો વાંક ક્યાં છે? ભૂખમરા પછી એવી મજુરી ક્યાંથી થાય? તમારી જાતને દોગામી ન દો. હલકી ન માનો."

બા બારી પાસે જઇ કથરેટમાં થોડું પાણી અને રૂમાલ લઇ આવી. બાપુ બેઠા હતા તે ખુરશી નજદીક તેને મૂકી, ઘૂંટણીએ બેસી. બાએ બાપુના જોડા કાઢવા માંડયા. બાપુએ સ્લીપરને દોરી બાંધી હતી. જોડા ને મોજાં ઉતારી બાએ કીટલીમાંથી થોડુંક ગરમ પાણી કથરેટમાં નાંખ્યું અને બાપુના પગ તેમાં મૂકયા. " હમણાં આરામ થઇ જશે " તે બોલી. અને પછી તેણે બાપુનો ડગલો ઉતાર્યો. " હું આવું ત્યાં લગી અહીંજ બેસજો. " એમ કહી કબાટમાંથી કશુંક લઇ બા બહાર ગઇ.



નોનો તેના બાજઠ પર જઇ આ આખોએ વખત મૂંગી બેઠી બેઠી બધું જોતી હતી અને એના નાનકડા મગજમાં ઘટાવતી હતી. ગઇ રાતે બાપુ બહુ મોડા ઘેર આવ્યા હતા અને આખે ડીલે રેબઝેબ હતા એ એણે યાદ કર્યું. મૂંગા મૂંગા એ સઘડી પાસે તાપતા હતા. અને જ્યારે પોતાને કે મોનોને શરદી કે ઉધરસ થઇ હોય અને બા જેમ જોઇ રહેતી તેમ બાપુ તરફ બા જોઇ રહી હતી. નોનો પથારીમાંથી જોઇ રહી હતી. કોઇ બોલતું નહીં.

અને પછી? પછી ટપાલી બાપુ માટે કાગળ લઇને આવ્યો. કાગળ વાંચી બાપુ બહુ આનન્દમાં આવી ગયા. બા પણ હસી અને પૂછયું: " શું છે? જેમ્સ શું છે? કેમ આમ ગેલમાં આવ્યા છો? "

" રોઝી, લીલી, રોઝી. કાલથી જ. જો, વાંચ. " બાએ કાગળ લીધો, વાંચ્યો અને હસી.

" બહુ સારૂ થયું....આટઆટલા વખત પછી..." બન્ને પડખે પડખે બેઠાં, ફરીથી કાગળ વાંચ્યો અને ખૂબ આનંદમાં આવ્યાં.

" કેવું કામ હશે? આમાં તો કાંઇએ નથી લખ્યું. " બાએ પૂછયું.

"અરે સારું જ કામ લાગે. જોને કોણે મેળવી દીધું તે."

"પણ મારે તો તમારાં કપડાં સાફ કરી નાંખવાં જોઇએ અને તમારા જોડા પણ સુધારવાના છે. થોડું ચામડું લાવી છું પણ તમે થાકેલા હતા તે કહેવાની મારી હિંમત ન ચાલી. તમે મને કહ્યું ને કે જોડા તો તદ્દન રદ્દી છે અને ઉલ્ટા પગ ભીંજવે છે?"

"પણ પગ તે કેમ ન ભીંજવે?" બાપુ હસીને બોલ્યા. "નોનોના હાથ જેવડા તો બન્નેમા બાકોરાં છે. હા, હું થાકેલો હતો પણ હવે મને થાક નહીં લાગે. ચામડું ક્યાં છે?"

બાએ ચામડું કાઢ્યું અને બાપુએ હથોડી, ખીલીઓ અને જૂનો લોખંડી ફરમો કાઢયો. સઘડી પાસે સૂકવવા મૂકેલા જોડા લીધા અને સમારકામ શરૂ કર્યું. બા ગીત ગાતી કપડા સાફ કરતી હતી.

"તું આનંદમા આવે છે ત્યારે આ જ ગીત કેમ ગાય છે, લીલી?"

"કોણ જાણે? પણ જેમ્સ... એ ભૂખમરાના દિવસો ગયા. તમે ઘેર આવતા અને તમને કામ નહીં જ મળ્યુ હોય એમ માની મને આઘાત થતો. રોજ રોજ તમે શોધમાં નીકળતા. કેટલાએ તમને મદદ કરવાનું વચન આપ્યુ!... એ બધું હવે ગયું. હવે તો તમે..."

" મેં જોડા તોડી નાંખ્યા. આજના ભેજમાં સડી ગયેલા. અને ટૂકડે ટૂકડો અલગ થઇ ગયો."

"હવે શું કરીશું, જેમ્સ? જોડા વિના તો કામે નહીં જ જવાય."

બાપુ જોડા સામે જોઇને બેસી રહ્યા હતા: કાંઇ બોલતા નહતા. બા તેમની પાસે આવી: "જે સ્લીપર તમે પહેર્યા છે તેનાં તળીઆં તો મજબૂત છે અને છેક તમારા પાટલૂનની કોર લગી આવે છે. જો તેને બાંધી દેવામાં આવે તો એક દિવસ તો ચાલશે અને કાલે કોઇ જૂના જોડા ખરીદી લઇશું. તમને રોજી મળ્યા પછી તો લઇ શકાશે. જુઓ તો..."

બાપુએ સ્લીપરની આસપાસ દોરી બાંધી. "બરાબર લીલી. તેં ખરૂં કહ્યું. દોરી તો પાટલુનમાં ઢંકાઇ જાય છે. ચલાવીશું."



નોનો આ બધુ યાદ કરતી હતી ત્યારે બાપુ ખુશીમાં જ ઝોલે ચડ્યા હતા. પણ નોનોને બીક લાગતી હતી કે બાપુ પડી જશે. એવામાં જ બા આવી. બાના વાળ ભીંજાએલા હતા અને મોં પર ખૂબ રતાશ આવી હતી. બારણું અટકાવવાના અવાજે બાપુ જાગ્યા. બા પાસે જઇ ઉભડક બેઠી.

"જેમ્સ, જુઓ." બાએ હાથ પસાર્યો. હાથમાં તો કેટલાએ શીલીંગ હતા. બાપુ એ જોઈ રહ્યા.

"ક્યાંથી લાવી લીલી!" બાપુએ પૂછ્યું.

બાએ પોતાના હાથ બાપુને ખભે મૂકયા અને માથું હલાવ્યું. બા કાંઇ બોલી નહીં.

"લીલી, લીલી."

"મારી સોનાની ઘડિયાળ." બોલતાં બાની આંખમાંથી પાણી ચાલ્યાં. "મારી સોનાની ઘડિયાળ. તેને જવા દેવાની મારી હિમ્મત

ન હતી. બીજું બધુંયે મેં જવા દીધું...પણ આજે તમને આમ જોઈને...આત્મવિશ્વાસ ગૂમાવતા જોઈને...ઘડીયાળને કાઢવા ઠરાવ્યું. જાન ખોવા: કાલે તમારે નહીં જવું પડે. મેં એ ગીરવી મૂકી."

"લીલી......તારું છેલ્લુ ઘરેણું......"

"આટલી ઘડી લગી એને વળગી રહેવામાં હું સ્વાર્થીજ હતી ને? પણ મને એ એટલી ગમતી જેમ્સ...પણ હવે શું? હવે તો બધુ બરાબર થશે. કાલે સૌને સરસ ખાવા મળશે અને તમે એકદમ સાજા થઈ જશો."



# [ ૨ ]

બાએ કહ્યું હતું : એક મેળાવડો હતો–બાળકનું નામ પાડવાનો ઉત્સવ હતો. નાના બાળકનું નામ પાડે ત્યારે લોક ઉત્સવ કરે છે. નોનોના સવાલનો જવાબ આમ જ અપાયો હતો. ઘરમા તો મોટા મોટા માણસો ભેગા થયા હતા. નોનો તો ઓળખતીએ નહીં. એના બે કાકાને ઓળખતી, કારણ કે તેઓ તો વારંવાર તેને બોલાવતા અને પૈસા દેતા, પણ આ બધા બીજા કોણ હતાં ? અને મોટા મેજ પર પોતાને જ જગા કેમ ન આપી ? જરાકે માગ ન હતો તે સાચુ, પણ તે તો નાની હતી અને ક્યાંય એનો સમાવેશ થઈ શકત. લોક હસતા હોય, ખાતા હોય અને પીતા હોય ત્યારે એક આદ્દી પગ ખૂણામા સઘડી પાસે બેસી રહેવાનું કોને ગમે ?

ન હતી બીજુ'બધુય મેં જવા' દીધું...પણ આજે' તમને આમ જોઇને...આત્મવિશ્વાસ ગૂમાવતા જોઇને...ઘડીયાળને કાઢવા ઠરાવ્યું. જાન ખોવા કાલે તમારે નહીં જવુ પડે. મેં એ ગીરવી મૂકી."

"લીલી .....તારું છેલ્લુ ઘરેણું . ..."

"આટલી ઘડી લગી એને વળગી રહેવામા હું સ્વાર્થી જ હતી ને? પણ મને એ એટલી ગમતી જેમ્સ ..પણ હવે શું? હવે તો બધુ બરાબર થશે. કાલે સૌને સગ્મ ખાવા મળશે અને તમે એકદમ સાજા થઈ જશો "



# [ ૨ ]

બાએ કહ્યુ હતું : એક મેળાવડો હતો—બાળકનું નામ પાડવાનો ઉત્સવ હતો. નાના બાળકનું નામ પાડે ત્યારે લોક ઉત્સવ કરે છે. નોનોના સવાલનો જવાબ આમ જ અપાયો હતો. ઘરમાં તો મોટા મોટા માણસો ભેગા થયા હતા. નોનો તો ઓળખતીએ નહીં. એના બે કાકાને ઓળખતી, કારણ કે તેઓ તો વારંવાર તેને બોલાવતા અને પૈસા દેતા; પણ આ બધાં બૈરાં કોણ હતાં ? અને મોટા મેજ પર પોતાને જ જગા કેમ ન આપી ? જરાકે માગ ન હતો તે સાચું, પણ તે તો નાની હતી અને કયાય એનો સમાવેશ થઈ શકત. લોક હસતા હોય, ખાતા હોય અને પીતા હોય ત્યારે એક સાદડી પર ખૂણામાં સઘડી પાસે બેસી રહેવાનું કોને ગમે.?

ટેબલપર એક મોટા થાળમાં મિઠાઈઓ હતી અને તેના ઉપર ચારોળી અને મસાલો છાંટેલાં હતાં. અને એ મથળું એક ઘરડી ડોશીની આગળ મૂકવામાં આવ્યું હતું. આવી ઘરડી ડોશી નોનોએ પહેલાં કોઈ વાર જોઈ ન હતી. અને એણે પહેરેલું ભુરું કપડું તો છેક જમીન પર પથરાએલું હતું. કપડાંને છેડે એક, બે, ત્રણ કાળી કાળી દોરીઓની ચડ-